# કેનેથ

યાને

## દુખના પાહાડ પર ચહડતો મુસાફર.

લખનાર

**ડી. એન. પટેલ**

તે

લૈલા અને તીલસમાતી બાગ—હાબીલ તથા રૂસતમ
અને સોહરાબના ગાયણરૂપી ખેલનો કરતા.

---

" Had we never loved so kindly.
Had we never loved so blindly.
Never met or never parted.
We had ne'er been broken-hearted."

BURNS.

---

મુંબઈ.

ધી "દીપન પ્રીંટીંગ પ્રેસ"માં છાપી છે.

૧૮૮૬.

કીંમત રૂ૦ ૧॥.

૨૭૯૫

# કેનેથ

યાને

## દુખના પાહાડ પર ચહડતો મુસાફર.

લખનાર


**દી. એન. પટેલ**

તે

લૈલા અને તીલસમાતી બાગ—હાબીલ તથા રૂસતમ
અને સોહરાબના ગાયણરૂપી ખેલનો કરતા.


---

"Had we never loved so kindly.
Had we never loved so blindly.
Never met or never parted.
We had ne'er been broken-hearted."

BURNS.

---


મુંબઈ.

ધી "રીપન પ્રીટીંગ પ્રેસ"માં છાપી છે.

---

૧૮૮૬.

કીંમત રૂ૦ ૧॥.

સદા મેહેરબાન શેઠ,

કેનેથના તમો આગમજથી ઘરાક થયાછો તેથી સેવક તમારો બેહદ ઉપકાર માનેછે, અને પહેલીજ તકે તે ઉપકાર જાહેર કરવાની રજા માંગું છું. એવી રીતે થએલાં મારાં આગમજના ઘરાકોની સેવા બજાવવા, હું કદીપણ ચુકનાર નથી, અને જો આહાવું પગ્રદાંનનું છે તો તમો જેવા સોખીન સાહેબની મહેરબાંનીથી જલદીથી તમો સાહેબની ખાદમતમાં મારી બીજી વારતાની ચોપડીની નકલ મોકલાવી આપીશ.

હવે પછી એવીજ કીસમની વારતાની ચોપડીઓ મેં છપાવવા માંડીછે. ઊમેદછે કે હવે પછી નીકલતી મારી ચોપડીના તમો ચાલુ ઘરાક થશો. એ ચોપડીની કીમત તમો સાહેબ પાસેથી ફકત બાર આના લીધામાં આવશે. વલી જે એક મુખ્ય ગોઠવણ કરવાનુ નકકી કીધુંછે તે એ કે કેનેથના દરએક ઘરાકને હવે પછી નીકલતી મારી વારતાની ચોપડી બાર આનાની કીમતે ઉતમ કારીગરીના બે ઇયા ત્રન સુંદર ખાસ પીકચરો સાથ આપવી કે જે પીકચરો સાથની ચોપડી પાછલથી તે ભાવે કદીપણ વેચાતી મલશે નાહી. એ ચોપડીઓ આ કેનેથની ચોપડી કરતાં ઓછા સફાની થશે નહીં. ઉમેદછે કે તમો સાહેબ તે ચોપડી કદીપણ ના પાડસો નહીં.

લી૦ તમારો નમનતાઇ ભરેલો સેવક,

ડી૦ એન૦ પટેલ.

# ખુલાસો.

આ નહાંની ચોપડીને માટે હું કાંઇપણ દીબાચાની અગત જોતો નથી. સબબ કેવલ કહાંની કીસ્સાવાલી ચોપડીમા દીબાચા તે કેવા હોય. તોપણ કાંઇ સેજ ખુલાસો કરવાની હું જરૂર જોઉંછું. સુંદર અને રસીલાં ચાનકથી ભરપુર છટાદાર અને ઝમકવાલાં નાટકના લખાણો નાટકને જેબ આપી જોનારના મન ઉપર જેટલી અસર કરે છે. તેટલીજ અસર એક સુંદર અને રસીલી નીતીથી ભરપુર વારતા વાંચનારના મન પર અસર કરવાને સુકતી નથી. આ કેનેથની વારતા જાણીતા ઇંગરેજ નાવેલીસ્ટ રેનલ્ડની કેનેથ નામની વારતાનો તરજુમો છે, જોકે એ તરજુમો કાંઇ બોલેબોલનો ઉતારો નથી પણ હમારા ગુજરાતી વાંચનારને પસંદ થઇ પડે એવી એબારતમાં ગોઠવીયોછે. રેનલ્ડની વારતાનાં પુસતકોથી કોઇ અંનજાણીયું હોય એ અશમભવીક છે. પણ કોઇ ખુરે ચોથડીએ હસતીમાં આવેલી તેની વારતાની ચોપડીઓ ધરતી ઉપર ઠર પડતીજ નથી. રેનલ્ડની વારતાની ચોપડીનું નામ સાંભલતાંજ કેટલાકો ચમકેછે અને કેટલાકો પોતાનો ધીક્કાર બતાવેછે. જો કે તેના લખાણમાં કાંઇ એબ જેવું નથી. તેના લખાંણ કાંઇ આજના વખતમાં થતા કચરા નાટકોનાં જેવા નથી-તેના વીચારો કાંઇ આજના વખતમાં નાટકોનું ખુન કરનારાઓના ખાલી અને બીન અનુભવી મગજના વીચારો જેવા નથી, પણ તેના વીચારો સંગીન-તેના લખાણની એબારત રસીલી અને રસકસથી ભરેલીછે. જાણીતા ઇંગરેજી લખનારાઓથી એની ધબ નીરાલીછે, પણ વાંચનારને તે કમપસંદ થાઇ પડતી નથી. રેનલ્ડના નાવેલ જો કોઇબી રીતે ખલકતના ધીક્કારને પાત્ર થાઇ પડીયાં હોય તો તે એકજ કારણથી. અને તે કારણ શું ? તેની વારતાની કેટલીક ચોપડીઓમાં પોતાના જાત ભાઇઓની છુપી એબ-માટે ખાંચરેનો ભરમ. (ખરો હયા ખોટો તે સાહેબ જાણે) અને મીસતરીસ ઓફ ધી કોરતમાં પ્રીન્સ રીજંન્ટની ખરાબ વરતણુંક લંબાણથી તેને છપાવી છે. એ કરતાની કલમથી લખાયલી બીજી કેટલીક નાવેલ ખરેખર નીતીનો પાઠછે, અને તેવી ચોપડીનો હમોએ હમારા વાંચનારને માટે તરજુમો કરવાનો વીચાર કીધોછે. મારી પહેલી વારતા **લૈલા અને તીલસમાતી બાગ** જે ગુલ અફશાન મધે છપાઇ હતી, અને જે પાછલથી ચોપડીના આકારમાં છપાઇછે, તેના જેટલીજ આ મારી કેનેથની વારતા વાંચનારને પસંદ પડસે તો હું મારી મહેનતનો પોતાને પુરતો બદલો મલેલો સમજીશ. મારા સોખીન વાંચનારને બીજો ખુલાસો એ કરવોછે કે આ ચોપડી પરથમ "પાઇકા" ટાઇપમાં છપાવવાનો ઇરાદો હોવાથી એના પાંનાની ગણતી લગભગ ત્રણસોની કરી હતી, પણ એકજ કદની વારતાની ચોપડીઓ હવે પછી કહાડવાનો મારો વીચાર હોવાથી આ ચોપડીને માટે ખાસ "લાંગ પ્રાઇમર ટાઇપ (પાઇકાના કરતાં બારીક) પડાવવા પડીયા, અને તેથી હમો હમારા આગમજથી થએલાં ઘરાકોને ભરોસો આપીએ છઇએ કે હાલ જે બાબદ બારીક ટાઇપમાં છપાઇછે તે બેશક મોટા ટાઇપમાં લગભગ બસોથી વધારે સફા રોકે તેટલીછે. સેવટે આ નહાની ચોપડીને મારા કદરદાંન વાંચનારની મુનસફી ઉપર સોંપુંછુ. અગરજો આ વારતાની ચોપડી વાંચનારનું દીલ રીઝવવાનાં કાંમમાં આવે—અગરજો એ ફુરસદને વખતે વાંચવાનું સાધણ થાઇ પડે અને સેવટે વાંચનારની લાગણીઓ ઉપર **"મારો પાહાડી મુસાફર"** કેનેથ કાંઇ અસર કરે તો સેવક વગર ધીલે લખાણના મેદાનમાં કલમના ઘોડાને બીજીવાર દપટાવવાને સેજ વાર પણ બાટી થશે નહીં.

**લા૦ દી૦ એન૦ પટેલ**

તે લૈલા અને કેનેથના કર્તા.

# કેનેથ

## યાને

# દુઃખના પહાડ ઉપર ચઢતો બહાદુર મુસાફર.

### ગુલાબી બામદાદ.

ઓ શુરા લડવઇઆઓના પુરાતન વતન? ઓ બુલંદ બેજાવાલા બલવંત અને કુલદરૂપ શહેર?? શું તારો દોર અને તોર! અજબ તારી સરજમીનની હલીઆરી, અજબ તારો રંગ, અજબ તારો બહાર?

તવારીખના સફાઉપર અમર નામ રાખનાર-બહાદુર લડવઇઆઓને જનમ આપનાર-ઉચવરણનાં બલવંત સીપાહીના પુરાતન પાહાડી પાયતખ્ત, તારો દોર અને તોર કાયમ રહો!!!

પ્રીય વાંચનાર આપણી વારતાનું વતન "સ્કોટલંડ" શહેરની જગત આશકાર રાજધાની "એદીનબર્ગ" છે.

* * * * *

ઇ. સ.૧૪૯૩ ના સાલના સપતેમબંર માસમાં આપણી વારતા સરૂ થાયછે.

હજીતો બામદાદની ઠંડો લહેકી સરૂ થાઇ નથી, આફતાબે પોતાનાં તેજ કીરનો હજી તો એ પુરાતન શહેર ઉપર ફેંકીઆં નથી, તેવા વખતે એક કંગાલ અને ચોડડ હાલ ઓરત પોતાનાં હાથમાં એક દુધમલ બાલકને કપડામાં વીટાલેલું લઇ એ રળીઆમણાં શહેરનાં બુલંદ કિલ્લાની પડોશમાં આવેલા એક દીવાનેખાસ આગલ ભટકતી આપાણી નજરે પડેછે.

ઊમરમાં તે ૩૦ વરસથી વધારે નથી. તેણીએ લાંબી મુસાફરી કીધી હોય એમ સાફ તેણીના ચહેરા ઉપરથી માલમ પડતું હતુ. ભુખ અને ડાકથી તેણીનો ચહેરો વાકરાલ બની રહેયો હતો. ખરેખર હવે તેણામાં ચાલવાની શકતી પણ બાકી રહી નહી હતી.

"ચુપ! ચુપ! ઓ નીરદોશ બાલક! તારા રડતા અવાજથી પથ્થરનું દીલ પીગલે તો આદમીના દીલ તે શું બીસાદમાં."

પેલી ઓરત આ પરમાણે પોતાના હાથમાં પકડેલાં પેલાં બાલકને દીલાસો દેતી, અને આસપાસ નજર કરતી આગલ ચાલતી હતી.

પણ ત્યારે એ ઔરત કોણ હતી? અને પેલું પશુ બાલક કોણ હતું.!!!

પ્રીય વાંચનાર, જરા સબર કર. એટલો અધીરો ના થા.

એટલું તો નક્કી હતું કે આએ બાલકની માતા તે ઔરત નહી હતી.

હુજતો એ બાલકની ઉમર બે ત્રણ અઠવાડીઆની હતી, તેટલાજ તે કદમાં એક વરસ જેવું લાગતુ હતુ, અને તેના રડતા અવાજની ચીસોમાં દયાએ એવુંતો ઘર કીધુ હતુ કે સંગદીલનું દીલ મેમ કરતા પણ વધુ નરમ કરવા તે ચીસો બસ હતી

પણ પેલી ઔરત.?

તે દેખાવમાં રૂપાલી—બેહદ રૂપાલી હતી, પણ ભુખમરાના રોગથી તે કરમા ઇ ગઇ હતી—મુસાફરીની થાકથી તે નાતવાન થઇ ગઇ હતી—અને સુરજના તાપથી તેની સફેદ ચામડી ઉપર કાલાસ કરી વલીઓ હતો.

તેની આંખો કાલી ભમર જેવી હતી, અને કદીપણ તે આંખોએ ગમગીનીની શીકલ જોઇ દલગીરી દેખાડેલી નહી હતી—કે દુખના પાહાડોથી ડરીને આંસુની ધારો વહેવારી ન હતી, તેમજ સુખના વખતમાં તેણીનીઆંખોમાં ખુશાલીની મસતીએ તુફાન કીધુ હોય એ પણ શકમંદ હતુ. તેણીના હોટ રાતા હતા —અને દાંત મોટા પણ સફેદ હાથીદાંતને રંગના હતા. તેણીના કાલા લાંબા બાલો તેણીના ખભાં ઉપર વીખરાયલા પડેલા હતા, અને તે એટલાતો લાંબા હતા કે તે બાલોમાં પોતાના બદનને તે ઘણી સહેલાઇથી ધાંકી શકતી હતી. કદમાં તે ઉંચી હતી, તેણીના બદનનો બાંધો મજબુત હતો. સામતી રીતે લેતાં આ ઔરત ખરેખરે પોતાની આગલી જુવાનીના દીવસોમાં અને જોબનના બાહારમાં ઘણીજ ખુબસુરત હોવી જોઇયે એમ કહેવું ઘણું સહેલું હતું.

ઠાક અને ભુખથી પીલાતી આ ઔરત કીલ્લાની પાસે નાસીપાસ થઇ બેસી ગઇ, અને પેલું પશુ બાલક પણ આ વખતે મુગું રહી ગયું હતું.

"કદાચ એ મરી ગયું હશે? અને ખુદા કરેને તેમ હોય.!?" "જોકે મારૂ દીલ એ પશુ બાલકનો જીવ લેવાની હીંમત નહીં પકડે-પણ-ઓ-ઓ હું કંગાલ-પાપી-" એમ બોલતા તેણીએ પોતાના દાંત કચકચાવી દમને રૂંઢી નાખ્યો.

થોડોવાર રહી તેણીએ પેલા બાલકને તપાસી જોયું અને દયા ખાઇ બોલી "નહીં એ ઊંઘાઇ ગયું છે."

"કયાં સુધી-ઓ ખુદા, કયાં સુધી મારા કીસમતમાં આવું દુ:ખ અને સીતમ સહન કરવાનું સરજેલું છે". પેલી ગમગીન અવાજે મનમાં બોલી "સુખ અને સંપના દીવસોનો સ્વપનો વહી ગયો, અને હવે તેની આશા રાખવી એ તદન નકામું છે."

"એજ-એજ જગાની નજદીકમાં હું પેહેલવેહેલી તેને મલી હતી કે જેને મારૂં દીલ જીતી લીધું હતું. એજ એજ જગાપરથી હું સુખની સીડી ઉપર ચહડવા શીખી હતી, અને તેજ, અરે તેંજ જગા ઉપર હું દુ:ખના સમુદરમાં અટવાતી આજે પડીછું. અરે! ઓ કંગાલ કીસમત! હું જેવી તે વખતે હતી તેવી હવે નથી. થોડા વરસમાં મારા સુખનું કેવું સતીઆનાસ વલી ગયું. નાસ! નાસ

મારો, મારો પોતાનો, મારા પ્યારનો, અને મારી ચાહાનો થયો. માબાપ મરી ગુર્યાં અને જોકે હું તેમની પાછલ આવાં દુઃખો જોવાને જીવતી રહી, પણ હુ મું'વા બરાબર છું. હું જીવું છું, પણ જીવતાંને મન મુવેલી છું. હું જીવતી છું પણ શું કામનું એ જીવેલું.? શું કામનું એ જીવતર.? હવે કાંઇપણ ઇલાજ કાંઇપણ ચારો રહયો નથી. ભીખ ? ભીખ ?? પણ નહીં હું તેમ કરનાર નથી". એમ વીચાર કરતી એ કાએક ચોંકીને તે જગા ઉપરથી ઉઠી તેણીએ નાહસવા માંડયું.

* * * * *

## ચાંદની રાત.

માહાતાબ પુર જોશમાં પ્રકાશતો હતો, અને ફ્રેર્ત નદીના રૂપેરી પાણીઓની ચલકતી છાતી ઉપર પોતાના ચમકતા કીરણો ફેંકતો પોતાની હવાઇ મુસાફરી કરતો હતો.

આવી માહાતાબી રાતે પણ કેવો ગંભીર દેખાવ મધરાતના લાગતો હતો. તમામ શેહેર પોતાની નીદને વસ થઇ પડયું હતું.

આવે સમે-આવી મોડી રાતને સમે-પણ પેલી કંગાલ ઓરત પોતાના હાથમાંનાં બાલકને લઇ એદીનબર્ગ શહેરના મોહલ્લાઓમાં ભટકતી હતી. સહવારનાં કરતાં હાલ તે વધુ ઠાકેલી હતી, અને ખરેખર હવે તો તે તદન ચાલવાને અશકત થઇ પડી હતી.

કાંઇપણ ચોકસ વીચાર વગર તે બાલકને લઇ તે રખડતી હતી, અને દરેક મકાંન તરફ ટીકીટીકીને જોતી હતી. તેણીની મતલબ ખરેખર કોઇ જગા આરામને માટે મેલવવાની હતી; પણ કોઇ ચોકસ મતલબ તેણીના ધ્યાનમાં હોવાથી તે કોઇને કાંઈપણ અરજ કરવાથી દુર રહેતી હતી, અને તેટલાજ વાસતે આવી કઢંગી અને કંગાલ હાલતમાં પણ દુઃખ અને વીપતી ખમતી આગલ ભટકવા લાગી

સેવટે તે એક બુલંદ મહેલની આગલ આવી લાગી, કે જયાં તેણીએ કાંઇ નોકરોની ગડબડ અને માણસોની ધામધુમના અવાજો કાંને સાંભલયા. પોતાની ભટકતી મુસાફરી તેણીએ આ જગા ઉપર અટકાવી, અને વધુ તપાસ કરવા તે અંદર ટીકીટીકીને જોવા લાગી. થોડા વારમાં તેણીએ ગાયણના અવાજ સાંભલયા.

દેખાઇતું હતું કે આ બુલંદ મેહેલમાં કાઇ ધામધુમ અને નાચરંગ ચાલતો હતો. પેલી ઓરત વધારેવાર ત્યાં ઉભી રહી પોતાની ઇંતેજારી મટાડવા લાગી. સેજવારમાં તેણીએ કેટલાક મરદોને ભપકા ભરેલા લેબાસમાં ખુબસુરત ઓરતો સાથે મહેલમાં આવતા જતા જોયા. આ ખુબસુરતીનાં બજારમાં તેણીએ સઉથી સરસ એક ખુબસુરત જોડાંને જોયું, કે જેની અદેખાઇ કરવાને માટે કાંઇ સેંકડો નારો એજ મહેલમાં ફરતી હતી.

સુમારે ૩૦ વરસની ઉમરનો એક ફાંકડો જવાન ૧૯ વરસની એક કોમલાંગીને પોતાના સીનામાં દાબી ચાલતો હતો. તેમનાં પોશાકપરથીજ માલમ પડતું હતું કે તેઓ કોઇ નહીં પણ વરકન્યા પોતે હતાં, અને આ મહેલમાં બેશક જે ધામધુમ ચાલતી હતી, તે આ લગ્નના અવસરને સમેની હતી. નજદીક બસો પરોણાઓ ત્યા બીરાજેલા હતા, અને સરવે અમનચમન અને નાચરંગમાં ચકચુર બનેલા હતા.

આ ધુમધામ જોઇ પેલી સ્ત્રીને એક ખ્યાલ તુરતજ આવયો. તે મનમાં બોલી, "અરે આ નીરદોશ જીવનો જાન હું મારે હાથે લઊં એ કેમ બને!! ઓ મારાં હાથ અકડી જજો-મારી આંખો ફુટી જજો!!! પણ જો હું એ બાલકને આએ મહેલ આગલ મુકી ચાલી જાવું તો? એ લોકો દયાલું છે, માતબર છે, એઓ એને પાલશે, એને મોટું કરશે. દયા! ઓ દયાલુ પરમેશવર!! તું આ નીરદોશ બાલકનો બાપ થજે!!! ઓ નીરદય દીલ, તારી કઠીણતા આ પશુ સમાન બાલકની રડતી ચીસ પીગલાવે, તે આગમજ તું દયાલુ થજે, અને એને તપાસજે. સલાંમ, છેલ્લી-સલાંમ ઓ માસુમ-નીરદોશ-નીરાધાર-બાલક. માફ-મને માફ કરજે."

ધ્રુજતે અને ગંભીર અવાજે આશીસ દઇ પેલી સ્ત્રી હીંમતથી છુપાતી મહેલના દરવાજા તરફ નવરો વખત જોઇ ગઇ, અને પેલાં પશુ બાલકને દરવાજાની વચે કપડામાં લપટેલું ભર નીંદમાં મુકી ત્યાંથી પીઠ ફેરવી થોડી પલમાં ગુમ થઇ ગઇ.



## પ્રકરણ પહેલુ.

### દેશનીકાલ થયલાં નીરાસીઓ.

એ બનાવ બનવાને એક લાંબી મુદત વહી ગઈ છે.

વીશ વરસની મુદત વહી ગઇ છે, બલકે તેથીબી વધુ વરસ એ બનાવને થયાં છે, અને હાલ ઇ. સ. ૧૫૧૬ ના સાલનો સપતેમબર માસ ચાલેછે.

એ મુદતમાં શું થયું, એ મુદતમાં શું બનાવો બનયા તે ઉપર આપણ લંબાનથી લખી કાંઇ વખત ગુમાવશું નહીં, પણ હવે જે જાણવાનું છે તે આ ૧૫૧૬ ના સાલવીશે છે, અને આપણી વારતાની ખરેખરી સરૂઆત ૧૫૧૬ ના સાલથી થાયછે.

એ વરસમાં શું બન્યું?

એ વરસમાં સ્કાતલંડનો મામલો ઘણોજ બગડેલી હાલતમાં હતો. પાંચમો રાજા જેમસ પોતાની બાલઅવસ્થામાં હતો, અને તેથી રાજ પરધાનોને હઠીલી રઇયતને ઠેકાણે લાવવા માટે બહુ અડચણ અને મુશકેલીઓ નડતી હતી, અને એજ વખતે માર્તીન લુથરના ધરમના ફરમાનોનો ચોમેર બોહોલો ફેલાવો થતો જતો હતો.

કાંઇપણ વધારે લખાંન કીધા વગર આપણે સેવટપર આવી જઇશુ કે આવા મામલામાં "લોર્ડ ગેલનગીલ" નામના એક ઉમરાવપર રાજ પરધાનોની ગેરમેહેરબા

ની ઉતરવાથી તેઓના કરોધનો તે ભોગ થઇ પડયો હતો, અને તેનું પેરીણામ એ નીપજ્યું કે ૧૫૧૬ ના સાલના સપતેમબર માસમાં લાર્ડ ગેલનગીલને રાજ તરફથી એવો હુકમ થયો કે ત્રણ દીવશની મુદતમાં "એદીનબર્ગ" શેહર છોડી જવું અને "એદીનબર્ગ" શહેરથી લગભગ ૬૦ માઇલ દુર તેણે પોતાનું રહેઠાણ કરવું.

રાજ તરફના આ હુકમને "ગલેનગીલે" તુચ્છકારવાની હીમત કીધી નહી, સબબ તે સારી પેઠ જાણતો હતોકે તેનું કાંઇ પણ ચાલનાર નથી. વલી પોતાના ખાંનદાંની ખવાસ પ્રમાણે રાજ પ્રધાનોને પોતાની દલગીરી નહી બતાવવાનો તેણે પકકો ઠરાવ કીધો હતો. તેને મુખ્ય અડચણ એ હતી કે તેણે પોતાનું રહેઠાંણ દેશનીકાલ થઇ કયાં અને કેમ કરવું. તેના બાપદાદાની તમામ જાગીર શેહરની અંદર સાઠ માઇલના ઘેરાવામાં આવી હતી, પણ રાજના હુકમને તાબે થવાથી તે જાગીર અને પોતાની તમામ મીલકત રાજને સવાધીન કરવી પડી હતી.

આવી રીતે વાંધા ભરેલી હાલતમાં અને પ્રધાંનોની ઇતરાજીથી "લાર્ડ-ગલેનગીલ" અમીરી પરથી ફકીરીમાં આવી પડયો હતો. પણ લાચાર.!! ત્રન દીવસમાં તેને કોઇબી રીતે શહેરતો છોડી જવુ જોઇએ. આવા સંકટને સમે તેનો એક અતલગનો માત્ર અમીર એલનડેલ તેની મુલાકાતે આવયો.

અમીર એલનડેલ માંલેતુજાર હતો. પોતે રાજ પરધાન નહી હોવાથી પોતાના દરેક મીત્રોમા ઘણો માણીતો થઇ પડયો હતો. તે ગલેનગીલની દલગીરીમાં ભાગ લેવા તથા તેને દીલાસો આપવાના હેતુથી આવયો હતો. ગલેનગીલ તેને જોતાંજ ઘણો ખુશ થયો, અને પોતાપર ગુજરેલી રાજ ઇતરાજીથી તેને વાકેફ કીધો તથા પોતાની હાલતથી તેને જાણીતો કીધો.

બીરાદર ગેલનગીલ "એલેનડેલે કહયુ" જો એમજ છે તો તું નામવરને મારૂં પોતાનું મકાન વાપરવાની હું પુરતી રજા આપુંછું. હું દલગીર છું કે તું નામવરને દરેક રીતે સગવડ ભરેલું કદાચ નહી થઇ પડશે, સબબ તે કેટલી મુદત થાઇ તદન ખાલી પડેલું છે. તોપણ મારા થોડા નોકરો તયાં હાલ રહે છે અને મારી ખાતરી છે કે તેઓએ સરસામાન સારી હાલતમાં રાખયો હશે. હાલ તુરતતો જયાં સુધી રાજની ગેરમહેરબાની તારા ઉપરથી ઉતરે નહી—તયાં સુધીતો તુએ મારા "એલનડેલ કેસલ"મા બેશક રહેવું.

મારા પીયારા દોસત "ગલેનગીલે જવાબ દીધો" તારા આવા ઉપકારનો બદલો હું કેવી રીતે વાલીસ. હું મોટી ખુશી સાથ તારા મકાનનો આસરો કબુલ રાખુછુ. એવી એકાંત જગા ઉપર એ "એલનડેલ કેસલ" આવેલો છે કે તે જગા મે કદીપણ અગાઉ જોઇ નથી.

તેમજછે. "એલંડેલે કેહેયું" તે તરફના લોકો ઘણું કરીને જરા જગલી સવભાવ અને વગર કેલવણીના છે, અને વહેમી તો એટલા બધા છે કે કાંઇ કહેવાયજ નહીં.

તેની કાઇ ચીંતા નહી." ગલેનગીલે બેદરકારીથી ઉતર આપીયો."

હું કહેતાં ભુલી ગયો "એલંડેલે આગળ ચલાવીયુ" મારો કારભારી વીનટન જે હજી તયાંજ રહે છે તે દરવરસે એક વખત મને મલવા આવે છે. તે જ્યારેબી આવે-છે ત્યારે એજ ખબર લઇ આવે છે કે, નવા નોકરો તે મારા મકાનમાં નોકરી કરવા અને રહેવા બીલકુલ રાજી નથી, તોપણ તે મોટી મુશકેલીથી તમને સમજાવીને રાખેછે. તુ ખીરાદર પણ એવી ભુત પરીઓની વાતો સાભલવાને હોશીઆરીથી તૈયાર રહેજે; બુધા વીનટનના કહેવા પરમાણે એલંનડેલ કેસલ ભુત અને પરીઆનો માલો થઇ પડીયો છે, જોકે હું તે બીલકુલ માનતો નથી.

મારીપાસ બીજો કસો ઇલાજ રહેયો નથી. "ગલેનગીલે કહયુ" આવા સંકટને સમે રાજની ઇતરાજીની વીરૂધ થવા કરતા અમીર એલનડેલ તારા એલનડેલ કેસલનો આસરો હું વધારે પસંદ કરીશ.

પણ ઉમરાવ ગલેનગીલ "એલનડેલ બોલ્યો" તુ શું એમ ધારેછે કે તારો નવજુવાન બેટો માલકમ અને તારી પરીચેહેર બેટી ઇવલીન તથા તારો માનીતો કેનેથ એસરવે તારા જેવાં હીમતવાન છે? અને જે બનાવથી તુ એવા મકાનમા રહેવાની હીમત કરેછે, તેવી હીમત શું આ જવાનો પણ કરશે?

મને લાગેછે કે તેઓ એ વાતને હસી કાહાડસે. "ગલેનગીલે જવાબ દીધો" તુ નાંમવર જાણેછે કે કેનેથની અકલ હુસીઆરી અને કૌવત કાઇ સાધારણ નથી, અને તેથી તે એવી હસી કહાડવા જોગ બાબદો ઉપર ધ્યાન આપનાર નથી. મારો બેટો માલકમ કઉવતમાં સીહ કરતા પણ વધારે જોરમંદ છે. અને મારી બેટી ઇવલીન પોતાની માદરના કવખતના મોતથી એટલીતો ગમગીનીમા ગીરફતારછે કે તે એવી બાબદ પર ધ્યાન વટીક આપનાર નથી.

જો એમજ છે તો એ તારા વાહાલાઓની હ.મત વીશે સાભલી ખરેખર હું ખુશી થયોછુ. "એલનડેલે જવાબ દીધો." વલી તમો લોકની રમત ગમતમા વધારા તરીકે તમોને પડોસના જગલમાં શીકારની કાઇ ખુટ પડનાર નથી.

પણ તેવામા દીવાનખાનાના દરવાજા આસતેથી ઉઘડીયા, અને માલકમ કેનેથ તથા ઇવલીન ત્રણે જન દાખલ થયા.

આપણી વારતા આગલ ચાલે તે આગમજ આ નવા મીત્રોની મુલાકાત વાચનારની સાથે કરાવવી જોઇએ, સબબ આપની વારતાના નાટક તખતા ઉપર એ જવાનો કાઇ સાધારણ ભાગ ભજી બતાવનાર નથી.

## પ્રકરણ બીજું

### એક માયાલુ મીત્ર.

આજે લગભગ વીસથી વધારે વરસની વાત ઉપર અમીર એલનડેલનો (જેનું નાંમ કેરેદોક છે તેનો) મોટો ભાઇ એદગર એલનડેલ એક ચમતકારીક બનાવથી કવખતના કઢંગા મોતે પોતાની પરીચેહેર ઓરત સાથ મરણ પામયો હતો;

જેનું વધુ બયાંન અતરે કરવાની જરૂર નથી. તેના મરણ પછી કેરેડોક એડગર એલનડેલના હકદાર વારસ તરીકે તેની તમામ માલ મીલકત અને બાપદાદાના ખેતાબ (એલનડેલ)નો માલેક થયો, અને આજ વીસથી વધુ વરસ થયા કેરેડોક, અમીર એલનડેલનાં નામથી ઓલખાવા લાગો. અમીર કેરેડોક, જેને હવે પછી એલનડેલનાં નામથી આપણ ઓલખીશું, તે શુમારે પચાસ વરસની ઉમરનો, સારા બાંધાનો ખુબસુરત અને ચહેરાવંતો હતો. પોતે કુવારોજ હતો. તેની બોલવા ચાલવાની ધપછપ, પોશાક પહેરવાનો શોખ, ઉચે દરજજેની વખાનને લાયક હતો. પોતાના ખાનદાનની મગરૂરી તેણે પોતાની અંદર જાલવીરાખી હતી, અને સામતો રીતે લોકોની નજરમાં તે એક અચ્છો અમીર હતો.

ઉમરાવ ગલેનગીલ અમીર એલનડેલથી થોડા વરસ મોહોટો હતો. તે રંડાયલો હતો. તેની મોહરદારે પોતાના બીજી વખતના ફરજંદ (ઇવલીન) ને જનમ આપતાંજ પોતાનો જીવ તે કીરતારને હવાલે કીધો હતો. ગલેનગીલ પોતાની ઓરતની કવખતની કજાથી શોગમાં એટલો તો ગીરફતાર થયો કે, પોતાના માત વગરના બે બાલક માલકમ અને ઇવલીન સીવાય દુનાઆની તમાંમ નીઆમત ઝહેર કરતા પણ વધુ કડવી સમજતો હતો. પોતાના આ બે માવતર વગરના બાલકને પાલીપોશી મોટા કરવામાં તેને દરેક રીતની તજવીજ રાખી હતી, અને મોટા કરી સેવટે તેણે તેમને સારી કેલવણી આપવામાં જરાપણ કસુર કરી નહી હતી. એ બાલકો જયારે મોટાં થયા તયારે તેમની શીકળમા તે પોતાની મરનાર માશુકની શીકળ જોવા લાગો, અને દીલને તેથી ધીરજ આપી ગઇ ગુજરી આફતોને ભુલી જઇ, થોડુ થયુ રાજ દરબારી મામલામાં ભાગ લેવાનું સરૂ કરવા લાગો હતો, એટલામાં તેની ઉપર રાજપરધાંનોની ગેરમહેરબાંની ઉતરી અને તેનુ પરીનામ આગલ જણાવીયા પરમાણે વાચનારે જોઇ લીધુ છે. જો કે પચાસ વરસની ઉમર તેણે પસાર કરી હતી, તોપણ તે ચાલીસ પીસતાલીસ વરસ જેટલો લાગતો હતો. તેનુ કદ સીધુ સરવના જાહાડ જેવું ઉભુ હતુ, તેનો બાંધો મજબુત દીસતો હતો, અને આંગે કદાવર લાગતો હતો. તેની આખમાં મગરૂરીનો આતશ પ્રકાશતો હતો, અને તેના બોલોમાં દમામ સમાયલો હતો; તેની પોહોલી પેશાની તેના ખાનદાંની રોબને દીપાવતી હતી, અને તેની તમામ ઉમેદો તેના બે બાલક માલકમ અને ઇવલીનમાં સમાયલી હતી.

જવાન ઉમરાવ માલકમમાં જાણવા જેવું કાઇ નહી હતું. આજે તે એકવીસ વરસની ઉમરનો છે. દેખાવમા સોહામનો, હીમતમા સુરો, કઉવતમા પુરો અને અકલ હુશીઆરીમાં તેના બાપનો તે સાચો વારસ હતો, પણ મગરૂરીમાં તે પોતાના બાપથી ચહડતો હતો. એટલુ છતાં તે એટલો તો ઉદાર દીલનો, અને સખી હતો કે કોઇની પણ માંગની તે કદીપણ નામંજુર કરતો નહી હતો.

તેની બહેન ઇવલીન જુદીજ કીસમની હતી. ખવાસમા તે માયાલુ, દીલે દયાલુ, ઉચી કેલવણી પામેલી, સખી અને ઉદાર દીલની હતી. ખુબસુરતીનાં

બાગમા તે એક ખીલેલું ગુલાબનું ફુલ હતી જેની ખુસબોઇ ફકત માણસના દેમાગને તર કરતી હતી. ઓગનીશ વરસની ખીલતી જુવાની અને ભરજોબનના બાહારમાં નવજુવાન ઇવિલીન હુસનના બજારમાં એક નાદર નમુનો હતી. તેણીના ગુલાબી ગાલ ઉપરનો રતાસ ગુલાબની લાલીને શરમાવતો હતો. તેણીના હોંઠ પરવાલાંસમ રંગના હતા, અને તેણીનું નાખ અનીઆલું પણ ગોળ હતુ. તેણીની ચસમોમાંથી પ્રેમનો ધુવો નીકળતો હતો, કે જે દરેકની આખોને આંજી નાખતો હતો. તેણીના રૂપેરી કપાળ ઉપર બે કમાનદાર સીહા રંગના ભવાં તેણીના ચહેરાને દીપાવવાને પુરતાં હતાં. તેણીના માથા પર નરમ અને સફાઇદાર મખમલ સમાન કાળા કેસોના ચળકતા લટકદાર જુલફો તેણીના ચહેરાને ન્યારી રીતે ખુબસુરત બનાવતા હતા. તેના મોતી સમ દાત, તેણીના હાથની સફાઇદાર કાંડી, તેણીની મરોરદાર ગરદન, તેણીની પતલી કમર, નાજુક પગ અને ખુલા લેબાસમાંથી દેખાતી સુફેદ બરફ સમાન છાતીનો આકાર, હા ! હા !! ખરેખર એક પરીને પણ શરમાવતો હતો.

હવે ફકત એકજ જણની ઓળખાન કરાવવી બાકી રહીછે. અને તે કોણ ?

આપણો જવાન "કેનેથ."

એ કેનેથ કોણ હતો ?

જોકે ગેલેનગીલ તેને પાલીપોશી મોટો કીધો હતો અને પોતાનાં બચાં માફક ચાહીને પોતાના મકાનમાં રાખયો હતો, પણ તે કંઇ તેનો પોતાનો દીકરો નહીં હતો.

કેનેથ એક વગર માબાપનું બચું હતું. ગેલનગીલને તે મલયું હતું * અને ગલે-નગીલના સખી દીલની મેહેરથી તેના મકાનમાં તેને પાલવામાં આવ્યું હતું. તે વગર માબાપનું નીરદોશ નોરાધાર બાલક એ સખી ઉમરાવના આસરાનું મોતાજ થઇ પડયું હતું. ગલેનગીલ તેને ચાહાતો હતો, અને નાહાનપણથી પોતાના મકાનમાં તે પરવરીસ થવાથી તેને તે પોતાના બચાં તરીકે સમજતો હતો. માલકમથી કેનેથ બે ત્રણ વરસ મોટો હતો.

ખુબસુરતીમાં કેનેથ સઉથી ચહડતો હતો-સવભાવે તે રાંક હતો--અકલમાં તે પુરો અને કસરતબાજીમાં તેમજ તે જમાનાની લડાઇના દાવપેચમાં તે એવોતો પુરવીણ હતો કે તેથી ઉમરાવ ગલેનગીલના દરેક લાગતા વલગતા અને દોસત આશનાઓની બેહદ વખાણો મેલવી તે વખનાયો હતો.

આપણે આગલ કહયું કે માલકમ ખુબસુરત હતો, પણ કેનેથની ખુબસુરતી તેથી પણ વધારે ચહડતે દરજજેની હતી. માલકમની ધપછપ તેની મગરૂરીમાં હતી, કેનેથની ધપછપ કોઇ પણ રીતની મગરૂરીથી ભરી નહી હતી. માલકમના દેખાવ માં એકલપેટાપણું અને અભેમાની દીસતી હતી—કેનેથના ચેહેરાપર ભોલાપણુ—બાહાદુરી—અને હીમત દીપી નીકલી હતી. માલકમ પુર ભપકા ભરેલા પોશાકમાં હતો, ત્યારે કેનેથ તદન સાદા પોશાકમાં ફરતો. અભેમાની, ગરૂરી-તુદાઇનો જયા રે માલકમ સાથી હતો, ત્યારે કેનેથ અકલ હુશીઆરી-સાદાઇ અને ધીરજમાં

---

* ( કેવી રીતે અમીર ગલેનગીલને એ બાલક મલયું હતુ તે હાલ જાણવાની જરૂર નથી. ).

પરોટાયલો હતો. જો તે ચાહાતે તો માલકમની માફક ભપકા ભરેલો પોશાક પહેરી શકતે સબબ ગલેનગીલ તેને હમેશાં જરથી ભરપુર રાખતો હતો, પણ તે સાદાઇનો સાથી હતો, અને સાદાપણુંજ તેને પસંદ પડતું હતું. સાદાપણામાં તે સુખ સમજતો હતો અને તેથીજ તે સાદો રહેવાનું પસંદ કરતો હતો.

માલકમ અને કેનેથ પોત પોતાની ખાસીયતમાં એકમેકથી આટલા બધા જુદા હોવાથી તેઓ કાંઇ એક બીજા તરફ દુશમનીની કે અદેખાઇની નજરથી જોતા હતા નહી, સબબ તેઓએ એકજ ઉસતાદના હાથ હેઠલ તાલીમ લીધી હતી, એકજ વખત એકજ ઘરમાં સાથે રમેલા હતા અને ભાઇ સમ પ્યારથી એક બીજાને તેઓ અરસપરસ ચાહાતા હતા.

વાંચનારની નજર આગલ આટલો ખુલાસો ધરી આપણ આપણી વારતા પાછી આગલ ચલાવીશું.

તમો ઠીક વખતે આવયાં મારા વાહલાંઓ "ગલેનગીલે કેહેયું" આવા સંકટને સમે મારા મીત્ર એલનડેલે પોતાનું પાહાડી મુલક માંહેલું ખાસ મકાન આપણા ઉતારા માટે આપવાની મેહરબાની કરી છે.

"માલકમે કહયું" ત્યાં રહેવા તે કેમ ગમશે?

ફીકર નહી, "તેના બાપે જવાબ દીધો" પણ તારે એ ઉમરાવનો ઉપકાર માનવો જોઇએ.

હું ખરેખર એમનો અંતકરણથી ઉપકાર માનુંછું. "માલકમ બોલયો" પણ આવું રલીઆમણું શેહેર-આવી મોજમજાહ-અને આવી વસતી મુકી જંગલના પાહાડી ભાગમાં જઇને રહેવું એ ખરેખર જીવતા જીવત જમીનમાં દટાયા બરાબરછે. કેમ બીરાદર કેનેથ?

હુતો ખરેખર અમીર એલનડેલનો ઉપકાર માનુંછું "કેનેથે કહયુ" કે એ નામવરે પોતાનો કેસલ આપણા ઉતારા માટે આપવાની આપણા ઉપરે મેહેરબાની કીધીછે.

હું ઘણીજ ખુશી થઇછુ "એક મધુર બુલબુલનો અવાજ નીકલીયો" કે તમો નામવરની મેહેરબાનીથી મારા મુરબી ગલેનગીલના દુખનો કેટલોક ભાર ઓછો થયોછે. રાજપરધાનોની ઇતરાજીથી જે સંકટમાં હમો હાલ આવી પડીયા છીએ તેવે સમે તમો સીવાય હમારો કદરદાંન કોઇ નથી. મારા મેરબાન બાપ, ખુદા કરે ને આપણી પરથી રાજનો કોપ ઉતરે, ને પાછા આવી આપણ આપણી મીલકતના માલેક થઇએ એવી દુવા તે હકની જનાબમાં ગુજારો.

આ બુલબુલી અવાજના સગેદે એલનડેલના દીલમાં જબરો જખમ કીધો હોય એમ હતુ. ઇવલીનનો અવાજ સાંભલી તેના ચેહેરાનો રંગ જરદ થઇ ગયો હતો.

જયાં સુધી મારા વાહાલાઓ તમો મારી સાથેછો ત્યાં સુધી જંગલ પણ મારે મનથી ગુલીસતાંનછે. અમીર એલનડેલ કહેછે કે તે મકાનમાં ભુત અને પીસાચનો વાસોછે.

બાહાદુરો તેથી શું ડરેછે કે?—"માલકમ હસીને બોલ્યો."

જેમના અંતકરણ સાફછે તેમને શું છે? "જવાન કેનેથે ટેકો આપ્યો."

ભુત અને પીસાચ વીશેના વહેમો તે વખતે ત્યાંના લોકો માનતા હતા કે નહી તે ઉપર આપણ કાંઇ પણ બોલવા કે શાદતો આપી સાબેત કરવા માંગતા નથી, પણ કેનેથ અને માલકમ બંને પોતાની બાહાદુરી અને કેલવણીના બલપર ઉસ્તવાર રહી આવા સપુનો બોલીયા હતા.

માલકમ, કેનેથ અને ઇવલીન દીવાનખાનુ છોડી બાહાર ગયાં, અને ગલેનગીલ તથા એલંનડેલ બંને મીતરો પાછા એખલા બેઠા.

હવે અમીર ગલેનગીલ " ધ્રુજતા પણ ગમભીર અવાજે એલંનડેલ બોલીયો" હુ તારી રજા લેઉછું, પણ હુ જાઉ તે આગમજ હુ કાંઇ તુ નામવરને કહેવા માગુછું. તું નામદારને ખબરછે કે જેવુ તારૂ ગલેનગીલનુ ખાનદાન પુરાનું અને આબરૂદારછે તેવુંજ મારૂ પોતાનુ એલંનડેલનુ ખાનદાંનછે. તુ નામવર જાણેછે કે મારી મીલકત જાગીર અને દોલત બેસુમારછે, અને તેનો હુ એકલો વારેસ છું. એવા એક ઉચા ખાંનદાનનો મારા જેવો નબીરો, અમીર ગલેનગીલ, તારી એકપુરી બેટી ઇવલીનનો હાત જો નેકામાં માગેતો હુ ધારૂછું કે તે તુ કાંઇ ખોટુ નહી ગણશે.

તુ નામદારે જે કાઇ કહયુ તે હુ મારા ધ્યાનમાં રાખીશ. " ગલેનગીલે વીચારમાં જવાબ દીધો" તારી દરખાસતનો હું હાલ તુરત જવાબ આપી શકતો નથી, સબબ હાલનાં હીગામમાં હુ કાંઇ પણ વીચાર એ વીશે કરૂ એ નહી બને તેમછે. ખરી વાત છે કે મારી બેટી એવી ઉમરે આવી પુગીછે કે જ્યારે તેણીને માટે એક લાયક ભરથાર મારે મેલવવો જોઇએ. મારી ખાતરીછે કે જ્યારે હુ તેણીને તારી દરખાસત મારી તરફથી જાહેર કરીશ તારે તે જરૂર મારા સુખનોને માંન આપશે. હુ તુ નામવરની દરખાસતપર વીચાર કરીશ અને બનતી જોગવાઇએ એ વાત હુ તેણીને જલદીથી કહેવાને ભુલીશ નહી.

તુ નામવરના સખુનમાં હુ મારી આશાને સમાયલી જોઉછું. " એલનડેલ બોલયો" ખુદા તારી મુસાફરીમાં તુને સુખ ચેનથી રાખે અને હસી ખુશી ભરયો પાછો તારે વતન આવી તારી મીલકતો ને જાગીરનો માલેક થાએ એવી મારી દુઆછે. આમીન ! !

બંને જન એ વાત પછીએકમેકને ભેટી છુટા પડયા, અને ઉમરાવ ગલેનગીલ પોતાની મુસાફરીની તઇયારી કરાવવા લાગો.

---

# પ્રકરણ ત્રીજુ.

## એલનડેલ કેસલ

એદીનબરગથી આસરે ૧૦૦ માઇલ દુર એલનડેલ કેસલ આવેલો હતો. તે દેખાવમાં ગંજાવર પણ ઘણોજ પુરાનો દીસતો હતો. એ મકાન પાહાડી મુલકની એકાંત અને ઘણીજ ગમભીર જગા પર આવેલુ હતુ. આસપાસનો દેખાવ ખરેખર મનને હરણ કરતો હતો. આવી એકાંત જગાપર પણ કુદરતે પોતાનો હાથ કાંમે લગાડવામાં

કાંઇપણ કસર કરી હતી નહી. આ મકાનની ચોતરફથી લીલોતરીની લહેરથી તાજાં ખેતરો આંખને તાજગી બખશતા હતા અને ખટકે ખટકે મસ્ત હાથી મીસાલે ઉભા રહેલાં મોટા જાહાડોની ડાલીઓપર તરેહવાર કીસમના પક્ષીઓ પોતાના સરોદથી આ પાહાડી જગા અને મકાન ગજાવી નાખતાં હતાં. એક તરફ દુરથી નીરમલ ઝરો વહેતો દીસતો હતો, તો બીજી તરફ પાહાડને માંથેથી પડતા પાણીના ધોતનો અવાજ કાને પડતો હતો. વલી આ એકાંત જગાપર કોઇકોઇ ઠેકાણે રૂપેરી પાણીના નીરમલ નાળાં આવેલાં હતાં. વલી નાળાંની પેલી તરફ શેકારીઓને લાયકની જગા આવેલી હતી જ્યાં જંગલી હરણો અને સુનો વતરોગે તરેહવાર શીકારો કરતાં અને દોડતાં નજર પડતાં હતાં. દુરથી નજર પડતા ગંજાવર પાહાડોની ટેકડી રૂપેરી બરફે ઢંકાઇ જવાથી સુરજના કીરણો તેને ચમકાવતા હતા અને તે ટેકડીથી થોડે દુર બીજા પાહાડી સરદારોના રહેવાના પાહાડી મકાનો અલગ અલગ આવેલાં હતાં. આવી મનહરણ જગા-આવો દીલપસંદ દેખાવ અને આવી સુદર લીલોતરીથી આ પાહાડી જગા ગોયા ચમને ફીરદોસનો કાંઇ થોડો ઘણો ખયાલ આપયા છતાં તે જગા ઉપર રહેતાં એક આદમીને ખરેખર ધાસતી લાગતી હતી.

એલંડલની પાહાડી જગાનો કાંઇ થોડા ચીતાર વાંચનારને આપી આપણ એલનડેલ કેસલ વીશે કાંઇ બોલીશું.

એલનડલ કેસલ એક ઉચી અને ચઢાંનવાલી જગા ઉપર બાંધેલો હતો તેથી તેની આસપાસનો દેખાવ ત્યાંના રહેનારને ઘણોજ સારી રીતે દેખાતો હતો. એ મકાન અસલની રીત પરમાણે ઘણુંજ મજબુત અને દરેક જાતના લશ્કરી હુમલા સાંમને બચાવ કરવા માટે બાંધેલું હતું. તે મધે દાખલ થવા એકજ દરવાજો કીધો હતો, અને તે કીલ્લાની આગલી બાજુ તરફ ખુલ્લા રસતા ઉપર આવેલો હતો.

એલનડેલ કેસલ ચોખુન આકારમાં બાંધેલો હતો, અને તેથી તે એક કીલ્લાની ગરજ સારતો હતો. નામમાં અને દેખાવમાં જેમ આ મકાન દુશમનની સાંમે કીલ્લા સમાન હતું તેમજ એ મકાન મધે રહેવા લાયક ગોઠવણો ઘણીજ સારી રીતે કરી હતી. ટુકમાં આ મકાન ઘણુંજ પુરાણુ પણ મજબુત અને દરેક રીતે સગવડ ભરેલું બનાવેલું હતું.

એજ મકાનમાં આપણો દેશનીકાલ થાએલો અમીર ગઝનગીલ પોતાનાં વાહાલાંઓ સાથ રસાલા સમેત આજ બે અઠવાડીયાં થયાં આવી રહેલો છે.

---

## પ્રકરણ ચોથું.

### જંગલ માહેલી દાકણ—ટેબલ આગલની બે ખાલી ખુરસીઓ.

એ રસાલો પાંચ આદમીઓનો બનેલો હતો.

દેશનીકાલ થએલા અમીર ગઝનગીલની સાથે માલકમ, કેનેથ, ઇવલીન, અને તેણીની દાસી અરસ્યુલા હતી.

એ ઉપરાંત એલનડેલ કેસલનો બુઢો કારભારી વીનટન અને તેના હાથ હેઠલના નોકરો હતા.

સુમારે એક પખવાડીયાં બાદ અમીર ગલેનગીલ પોતાના કબીલા સાથે એલનડેલ મકાનમાં બરાબર ઠર પડીયો હતો.

દીનપર દીન તે પોતાનો વખત વધારે સારી રીતે એ મકાનમાં પોતાના કબીલા સાથ ગુજારવા લાગો અને આજે પોતાની બેટી સાથે બેસી સુખના સપુનોથી ભરપુર ખુશીના હરફો તેણીની સાથે અદલબદલ કરેછે.

ઇવલીન પોતાના હમેસના સવભાવ પરમાણે નખરા કરતી તેના બાપને જવાબ આપી તેની રજા લઇ પોતાના દીવાનખાનામાં જાયછે, અને બીજી ગમથી તુરતજ માલકમ અને જવાન કેનેથ દાખલ થાયછે.

મારા બાહાદુરો "ગલેનગીલે પુછયુ" કેમ આજે શીકારધાહમાં તમને કેવી મજાહ પડી. આ પાહાડી જગાપર તમને ઠીક શીકાર મલીયા હશે.

હા પીદર "માલકમે જવાબ દીધો" કેનેથે એક જંગલી બકરાનો શીકાર ઘણી હુશીયારીથી કીધો, અને હુ એક કુરબે હરણનો શીકાર મારી સાથે લાયોછુ.

અહં !! "ગલેનગીલે હસીને કહયુ". ઠીક ઠીક ત્યારેતો તમે બંને જનનાં શીકાર પેલા કારભારી વીલટનને—

નહીં સાહેબ, "કેનેથ વચ્ચે બોલ્યો" હમો બંને જનના નહીં પણ ફકત માલકમનોજ શીકાર કારભારી વીનટનને સવાધીન કીધોછે. મને મારો શીકાર તો પાહાડપર મુકી આવવાની ફરજ પડી. ખરેખર આજના શીકારે અમને બેહદ અજાયબીમાં નાખયાછે.

ઓહો !! "ગલેનગીલ દોલા ફાડી બોલીયો" તયારે કાંઇ આજે જાણવાજોગ બન્યું ખરૂ. આ પાહાડી જમીનપર તમોએ કાંઇ નવું જોયું ખરૂ. જલદી બોલો મને સાંભલવા દેવો—બોલ કેનથ શુ બનીયુ. ?

મોટી ખુશીથી સાહેબ. "કેનથે ઘણીજ ધીરજથી જવાબ દીધો" બે ટેકડીથી થોડે દુર હમોએ હમારા આજના શીકારની જગા મુકરર કરી હતી. કેટલોક વખત રમત ગમતમાં ગુજારી સેવટે માલકમે એક જંગલી હરણપર પોતાની નેમ ટાંકી અને તેજ વખત તેની સામેની ગીચ ઝાડીમા મે કાંઇ ઝાડ જરૂખાના ખડખડાટનો અવાજ સંભલાયો. મેં તપાસને માટે ઝાડીઓની ઘટામાં નજર કીધી તો મારી નજર એક જંગલી બકરા ઉપર પડી. તુરતજ મારી બંદુક મેં તે તરફ ફોડી, અને તે તુફાની જાનવરે પોતાનો જીવ મારો બંદુકના બારને સરણ કીધો. માલકમે પણ પેલા હરણનો શીકાર અછી રીતે કીધો. અસુર થવાથી અમો શીકાર લઇ ટેકડી પરથી નીચે ઉતરવા લાગા પણ તેવામાં મારી ડાબી બાજુ તરફ આવેલી એક ઉંડી ખીનના રસતા ઉપર ઉગેલી ગીચ અને ભયંકાર ઝાડીમાંથી કાઇ મોટો ખડખડાટ થતો હમારે કાને પડયો. હમો તુરતજ ઉભા રેહેયા, અને તે તરફ નજર કીધી કે વખતે કોઇ બીજો શીકાર મલેતો ઠીક પડે. પણ તેવું તો હમને કાંઇ નજરે પડીયુ નહી. હમારી ઇનતેજારી દુર કરવા માટે વધુ તપાસ હમો કરતા હતા, પણ તેવામાં એક અજાએબ જેવા ડરામણા દે-

ખાવની અને વીચીત્ર ચહેરાવાલી એક ઓરતે તે ગીચ અને ડરામણી કાંટોથી ભરપુર ઝાહાડીની કાલી ઘટામાંથી એકાએક દેખાવ દીધો. નજદીક હતું કે તેની પાછલની ઉંડી ખીનમાં તે ગબડી પડે; પણ તેને બદલે વધારે હીમતથી તેજ ખીનના મોહડા ઉપર નીકલી આવેલા એક લાંમબા પથ્થરની ટોંચ ઉપર ઉભી રહી તેણીએ હમોને હેરત કીધા. તેણીના બાલો પવનના સપાટા અને ઝાડીમાંના કાંટા તથા ડાંખલીઓથી તેણીના બદનની આસપાસ વીખડાઇ પડયા હતા. તેણીની આંખોમાં કાઇ અજાયબ જેવું જંગલી તેજ પ્રકાશતું હતુ—અને તેણીનું લામણું કદ કંગાલ અને ફાટાં ટુટાં ચીઠડાંથી વીટલાયલું હતું. થોડા વખત સુધીતો તેણીએ હમારી તરફ પોતાની આંખો ફાડી ટીકીટીકી જોયા કીધુ. આવા દેખાવની-આવા રહેઠાણમાં રહેનાર-અને આવી હીમતવાલી ઓરત મારી આગલી ઉમરમાં કદીપણ મારા દીઠામાં આવી હતી નહી. કાહાંની કીસ્સામાં આવેલી ભુત અને ડાકણોની વારતાને હું માનતો નહી હતો, પણ જયારથી મેં આએ ઓરતને જોઇછે ત્યારથી મારી ખાતરી થઇછે કે બેશક તે કોઇ નહી પણ જંગલ અંદર વસતી કોઇ ડાકણ હોવી જોઇએ.

હું પણ કહુંછુ "માલકમે કહયું" કે આવા દેખાવની અજાયબ ઓરતને જોઇ ખરેખર હું વીચારમાં પડીયોછું, પણ કેનેથ તારી વાત આગલ ચલાવ અને તમામ હેવાલ કહીદે.

હું ખરેખરૂંજ કહીશ. "કેનેથે ગંભીરપણે પોતાની વાત આગલ ચલાવી." પછી મુરબી સાહેબ જયારે તે ઓરતે અમોને એવી રીતે લગભગ એક મીનીટ સુધી ચુપચુપ ઉભેલા જોયા ત્યારે તે એકાએક ઘણાજ કઠોર અને ખબરાયલા પણ બુલંદ અવાજે બોલવા લાગી" બેશક તમો એલનડલ કેસલમાં રહેવા આવેલા ભાફુતો છો." એટલું બોલી તે પોતાના લાંબા ઉઘાડા હાથે એલનડલ કેસલ દેખાડવા લાગી.

પછી ? પછી ? ? ગલેનગીલ વચમાં બોલી ઉઠીઓ.

મેં અને માલકમે હા કહી ટુકમાંજ પટાવયું. "કેનેથે જવાબ દીધો" અને તેણીએ પોતાનું બોલવું આગલ ચલાવયું.

અને આગલ તે શું બોલી "ગલેનગીલે અધીરાઇથી પુછીયું."

કેનેથે જવાબ દીધો." તે પોતાના ઘાડા અવાજે બોલી. "હા,-હવે તમો એ કીલ્લામાં ભયંકાર અવાજો અને ડરામના દેખાવો જોશો. જો તમો "કરીસ્તમસ" સુધી એ મકાનમાં રહેશો તો તેજ દીવસે સાંજના પેલી બે ખુરસી—પેલી જમવાની ટેબલ આગલ મુકેલી બે ખાલી ખુરસી ઉપર આવીને કોણ બેસેછે તે તમો જોશો. એટલું બોલી તેણીએ પોતાના પતલા લાંમબા હાતો આસપાસ હવામાં હોલવયા અને એક ઘણાજ બારીક અવાજે એક દુખીયારી ચીસ પાડી પોતે ધ્રુજવા લાગી.

હું ખરૂ કહુંછુ "માલકમ બોલ્યો" કે તે ચીસથી તે વખતે મારા દીલ ઉપરના રૂએરૂઆં ઉભા થયાં હતાં, પણ હવે મારી તે બાસતી ઉપર હું પોતેજ હસુછુ.

હું નહીં ધારતો કે મારે હસવું જોઇયે. "કેનથે દમમાંજ કહયું." મને લાગેછે કે તે બીચારી દીવાની હોવી જોઇયે, યાતો તેણીના મગજ ઉપર કાયબી એવી અસાધારણ ભયંકાર અસર હોવી જોઇયે. ગમે તે હોય પણ હું તો ખરેખર તેણીની હાલત પર દયા કરૂછુ.

ગસેનગીલ આ વાત સાંભલી હેરાંન રહયો, અને જે ભુત ડાકણની વાત વીશે તેના મીત્ર એલનડેલે તેને કહયું હતું, અને જેને તે પોતે વહેમ સમજતો હતો તે સરવે તેને તેજ વખતે યાદ આયુ, અને તેથી તુરતજ વધુ ખબર જાણવા સારૂ તલબ કીધી. "પછી તે શું બોલી."

તે ઓરતને હમોએ ટેબલ આગલની ખાલી ખુરશીના ભેદ વીશે પુછીયું, પણ તેનો તેણીએ કાંઇ જવાબ દીધો નહી. ત્યાર પછી તે કાઇ તરેહવાર બોલવા લાગી. બાદ મારા શેકાર તરફ આંગલી કરી બોલી " બેશક તમો જેવા અમીરોને આવો જંગલી શેકાર નહીં જોઇયે, મારા જેવીને ખરેખર એ શીકાર એક નીયામત બરાબરછે, વાસતે એ શીકાર અહીઆંજ મુકી જાઓ." તેણીના કહેવા પ્રમાણે હમોએ તે જંગલી બકરાના શીકારને ત્યાંજ પડતો મેલયો અને તેણીએ પોતાના હાથે હમોને ચાલી જવા ઇશારત કીધી. હમોએ તેણીને ખીજવવા કે ગુસ્સે કરવાની કાંઇ પણ કોશીસ કરવા વગર આગલ ચાલવા માંડયું. જરા આગલ ચાલી હમોએ પાછલ ફરી જોયું તો તે ઓરત તયાંથી ગુમ થાયલી માલમ પડી.

પણ ત્યારે તમોએ તુરતજ એ વાત કેમ મને નહીં કહી ? " ગસેનગીલે પુછીયું"

હમોએ આગમજથી એવી ગોઠવણ કીધી હતી સાહેબ " કેનથે બચાવ કીધો" કે બાનું ઇવલીનની હાજરીમાં એ બનાવ જાહેર નહી કરવો. મબાદા તેણીની ધાસતી અને બીહીકમાં વધારો થાય.

તમોએ થીક કીધું. " ગસેનગીલ બોલ્યો" પણ ખરેખર દીવાનખાનામાં ખાનાની ટેબલ આગલ મુકેલી પેલી બે ખાલી ખુરસી હમેશાં ખાલી પડેછે તેની શુ મતલબ હશે, અને તે બાબદ પેલી ડાકણને ઇશારો કરવાની શી જરૂર ? હુ ધારૂછું કે આએ મકાનનો બુજરગ કારભારી વીનટન એ વાતનો ખુલાસો કરશે. આવતી કાલે સહવારના એ વાતની હુ તજવીજ કરીશ.

* * * * *

## પ્રકરણ પાંચમું

### બીહીતો બાહાદુર—ત્રણ ગેબી ચીસો.

એલનડેલ કેસલમાં અમીર ગસેનગીલનું સુવાનું દીવાનખાનુ ઘણુંજ મોટું અને ભપકાદાર હતું, પણ તેનો દેખાવ ખરેખર ઘણોજ ગંભીર દીસતો હતો. જો કે

ગલેનગીલના આવ્યા પછી જુનો સરસામન દુર કરી તેની જગાપર નવો સુંદર સામન ગોઠવીયો હતો. બારી બારણાઓ ઉપરની પુરાંની ઝાલર અને કુરતનીઓ કાહાડી સ-થલે ઠેકાણે નવી કુરતનીઓ ટાંગી હતી—અને નવા નવા ચીતારવાલા તરેહદાર નમુના દીવાનખાનામાં ગોઠવી તેને રોણકદાર કરવાની કોશીસ કરી હતી-પણ ફોકટ-સરે ફોકટ હતું. તે દીવાનખાનાનો ખુદ દેખાવ આટલા ફેરફાર છતાં પોતાની ગંભીરાઇ છોડતો નહી હતો. તે દીવાનખાનામાં ગોયા કહેરે પોતે પોતાનો વાસો કીધો હતો, યાને તે દીવાનખાનું ખુદ તેના અસલ માલેકના કવખતના મોત ઉપર ગોયા માહેતમ કરતું હોય એવી રીતે ખુલ્લું દીસતું હતું. ખુદરતે ગોયા તેને એક જાતનો ગંભી-ર લેબાશ પેહેડાવ્યો હવો.

આવી એક ડરામણી શીકલનું બુલંદ દીવાનખાનું અમીર ગલેનગીલે પોતાના સુવાના ઓરડા તરીકે માન ખાતર કબુલ કીધું હતું, સબબ મરનાર અમીર એલનડે-લ એજ દીવાનખાનામાં સુતો હતો. ગલેનગીલ આએ દીવાનખાનાના આવા ગંભીર દેખાવથી અજબ થતો હતો, પણ લાચાર તેજ દીવાનખાનામાં ઉતારો લીધા વગર તેની પાસ બીજો કાઇ ઇલાજ નહી હતો.

આ દીવાનખાનાને બે મજબુત દરવાજા હતા. એક દરવાજો એ દીવાનખાનામાં દાખલ થવાનો હતો, અને બીજો દરવાજો એજ દીવાનખાનામાંથી પાસેના એક ઓર-ડામાં જવાનો હતો. એ પાસેના ઓરડામાં આગલો અમીર એલનડેલ પોતાના કપડાં બદલતો હતો, પણ હાલ તે નકામો પડેલો હતો. હાલ તે ખાલી પડવાથી તે મધે એક પુરાંનું અને કીટાઇ ગયલું લોખંડનું બખતર અને શીકાર કરવાના કાંઇ થોડા ઘણા હથીયારો ખુનામાં બેદરકારીથી આનીગમ પેલીગમ પડેલા હતા. આએ બખતર ઘ-ણુંજ વજનમાં ભારી હતું અને તેથી તેને મજબુત દોરી વટે બાંધી એક મજબુત ખીલાને ભીતમાં મારી તે ઉપર ટાંગેલું હતું.

સમો રાતનો છે

એજ દીવાનખાનામાં અમીર ગલેનગીલ હાલ પોતાના હાતમાં એક બલતું ફાન-સ લઇ ધીમે પગલે આસતે આસતે દાખલ થાયછે. જોકે પોતે ખરેખર બાહાદુર દીલ અને દ્રઢ છાતીનો હતો, પણ જવાન કેનેથ અને માલકમને મોહડે સાંભલેલી બીનાએ તેના હીમતવાન મગજપર જબરી છાપ મારી હતી.

એક ટેબલ ઉપર પોતાના હાથ માહેલું ફાનસ મુકી દઇ પાસે પડેલી એક ખુર-સીપર બેસી પોતાના ગભરાટમાં પડેલાં દીલને નરમ પાડવા લાગો, અને પોતાના વીચારને ફેરવી બીજી બાબદપર લઇ જવાની કોશીસ કરવા લાગો, પણ ફોકટ-તેની ત-માંમ કોશીસો ફોકટ ગઇ. જેમજેમ પોતાના દીલને તે શાંત કરવાની કોશીસો કરતો, તેમતેમ તેને વધારે અને વધારે તે દીવાનખાનું ડરાંમણું દીસવા લાગું. જેમજેમ તે પોતાના વીચારોને ફેરવવા લાગો તેમતેમ તેનું મગજ વહેમમાં વધારે વીટલાવા લાગું.

હવે કરવું શુ ! ? એની તેને બીલકુલ સમજ પડી નહી. તેને લાગુ કે પલંગ-

પર ટાંગેલી કુરતનીની પાછલ કોઇ સંતાયું હશે, તેથી પોતે કુરતનીની પાછલ નજર કરી પોતાની ખાતરી કીધી. પણ તેમ કીધાથી તે વધારે વહેમી થયો, અને સેવટે તેને પક્કો વીચાર કીધો કે મારા મગજની નબલાઇને દુર કરવા માટે મારે આખે દીવાનખાનાની દરએક જગા અને ખુણા તપાસી જોવાં.

દીવાલ અને બારીઓ તથા પલંગ ઉપર ટાંગેલી ઝાલર અને કુરતનીઓ પાછલ તેને તપાસ કીધી. સરસામનની પાછલ, અને ઓરડાના ખુના તરફ બારીકીથી તપાસ કરી સેવટે પેલા પડોસના ઓરડામાં તપાસ કરવા સારૂ હવે દરવાજો ઉઘાડવા તે ચાલયો. તે ઉઘાડી તેમાં તે દાખલ થયો. ત્યાં તેને શું જોયું ? કાંઇજ નહી ! ! ફકત એક પુરાંનું લોખંડનું ભીત ઉપર ટાંગેલું બખતર. અમીરે તે બખતરને હીલવી જોયું. તેના હાત પગના ભાગોને વાલીને તપાસી જોવા-અને તેના માથાં અને આંખના તથા મોહડાંના ગાલાઓમાં હાત નાખી તપાસી જોઇ તેને પોતાની ખાતરી કીધી કે તે બીલકુલ ખાલી હતું, યાને તેમાં કોઇ છુપાયલું નહીં હતુ. સેવટે દરએક ખુણે ખુણા આ બંને દીવાનખાનાના જોઇ તને પોતાની ખાતરી કરી કે કોઇ પણ આદમી ત્યાં છુપાયલું નથી. આટલું છતાં પણ તેના ખયાલમાંથી બીહીકના વીચારો દુર થતા નથી. આખરે તેણે સુઇ જવાનો વીચાર કીધો. પેલું ફાનસ તેણે બુજાવી નાખવાની હીમત કીધી નહીં, અને તે બલતુંજ રાખો પોતે બીછાનાપર સુવા ગયો. પોતાની બીહીકને તને પોતા ઉપર આવી રીતે ફાવેલી જોઇ તે મનમાં શરમાવા લાગો, પણ બીજી પલે પોતાની નબલાઇ ઉપર કાબુ ચલાવવાની તેને એક જબરી પેરવી કીધી અને તેમાં તે ફાવ્યો. તને તુરતજ પેલી બતી બુજાવી નાંખી,અને નીદ્રા દેવીને વશ થવા બીછાના ઉપર પડયો. પણ ખ્વાબે તેની ઉપર ગલબો કીધો નહી. ઉંઘ તને બીલકુલ આવી નહીં, સબબ થોડી પલ પછી ખ્વાબને બદલે પાછી ધાસતીએ તેના ઉપર ગલબો કીધો.

હવે તે શું કરે ? તને વીચાર કીધો કે મે મારી જીદગીના અરસામાં એવો કોઇ ગુનાહ કીધો નથી કે તેની મને ધાસતી હોય. કોઇબી રીતની આડી ચાલ મેં કોઇ સાથે ચલાવી હોય એવો મને ખયાલ પણ નથી કે આવી રીતના આઝાબનો હું આજે આ જગા ઉપર ભોગ થઇ પડયો છું. સખત મેહેનતે હીમત કરી ઉંઘ લાવવાની મતલબથી તેને હવે જેમતેમ કરી પોતાની આંખો બંધ કરી પણ તેમ કરતાં વારજ એક વીજલીનો ઝટકો તેને લાગયો હોય તેમ તે ચમકી ઉઠયો.

તને શું જોયું ? તેની જાગતી હાલતમાં બંધ આંખોએ તેને એવું લાગું કે તેના પલંગ ઉપરની કુરતની કોઇએ આસતેથી ઉચકીછે, અને તેની સાથ વાત કરવાને માટે ઇનતેજાર દીસે કોઇ ઉભુંછે. તને તુરતજે પોતાની આંખો ઉઘારી નાખી અને જોયછે તો કોઇજ નહીં. તેજ દીવાનખાનું-તેજ પલંગ-તેજ કુરતની. પાછી તેને પોતાની આંખ બંધ કીધી. એવી રીતે અછાડા પછાડો મારી થાકેલે મગજે બેકરારી ભરી નીદમાં તે સેવટે પડયો.

તે કેટલો વખત સુતો તે તેણે જાણયું નહીં. પોતાની મહેનત ભરી નીંદનાં ખ્વાબમાં તેને શું શું જોયું તેનો પણ તેને ખ્યાલ રહયો નહીં, પણ પાછો તેવામાં તે એકાએક ચમકીને ઉઠયો. એક થંડી અને સર્દ ધ્રુજારી સાથે તે જોરથી કમકમીયો. પણ તે સાથી ? તેણે કોઇ આદમીની મરતો વખતની ચીસ-ધીમી પણ દબાઇ જતી ચીસ સાંભળી. માથાંથીતે પગ સુધી તે કાંપવા લાગ્યો-તેનું અંતકરણ જોરથી ધપકવા લાગું અને હવે તે બીલકુલ બેભાન જેવો થઇ ગયો.

આવી રીતની ધાસતી-આવી રીતની અજાયબી-થાક અને મહેનતમાંથી તે હજી મોકળો થયો નથી—હજીતો જેમતેમ કરી પોતાના અંતકરણના ધપકારાને નરમ પાડતાં ઘણી પલ થઇ નથીં—તેટલાં તેને પોતાના દીવાનખાનામાં પેહેલાના જેવોજ પણ તેથી જરા વધારે મોટો અને દુખ્યારો મરતી વખતનો કોઇનો અવાજ બીજીવાર સાંભળ્યો.

અમીર ગઝનગીલ ખરેખર પોતે બાહાદુર હતો. લડાઇને સમે તે સીંહના જેવો બલવંત હતો, તોપણ તેણે પોતાની દીલાવરી અને હીમત આ સમે તદન છોડી દીધી. તેનું બદન પરસેવાથી બીલકુલ ભીંગાઇ ગયું. તેનું દીલ જોરથી ઉછલવા લાગું અને નેતરની માફક તે પોતાના બદંન ઉપર પેચ ખાવા લાગ્યો ; તોપણ સેવટે તેણે પોતાની આવી હાલતમાં પોતાનું ચીત ઠેકાણે રાખયું અને હવે દર પલે કોઇ હેબતનાક દેખાવ—કોઇ હવાઇ આકાર—કોઇ ભુતનો સાયો પોતાના તદન અંધારા દીવાનખાંનામાં જોવા માટે તૈયારી કરવા લાગયો.

તમામ શાંત થયું. ચુપકીડીએ પાછું પોતાનું રાજ શરૂ કીધું.

પણ ત્યારે પેલા રૂદનનો અવાજ ? પેલી મરતી વખતની દબાતી ચીસ!! તેની તે કાંઇ પણ અટકલ કરી શકીયો નહીં. ભુત પલીદની વાતવાનો તે ઇનકાર કરતો હતો પણ હવે તેની ખાતરી થઇ કે તેના આગલા વીચારો મુરખાઇ ભરયા હતા.

પણ પેલો પુકાર-પેલી મધરાતના નીકલેલી ચીસ કોણની હતી. ??

દસ મીનીટ લગભગ વહી ગઇ અને અમીર વીચારમાંજ પોતાના બીછાના ઉપર પડોયો. અનધારામા તે પોતાની હરેક બાજુ તરફ આંખો ફાડી જોતો હતો, તેવાં માં પાછો ફરીથી પેલો અવાજ-પેલી દબાઇ ગએલી-મરતી વખતની કોઇની ચીસ—પેલી ગેબી હાય તેને કાંને પડી. તે હાય-તે રૂદનથી ભરી દુખીઆરી હાય જમીનના પેટમાંથી દબાતો કોઇ કબરમાંથી નીકલતી હોય એમ તેના કાંનને લાગુ. ફરીથી તે ધ્રુજવા લાગ્યો. તે ધાસતીનો મારીઓ બેહોશ થતો હતો, પણ તેને ફરીથી એક જબરી હીમત કીધી અને પોતા ઉપર તેને કાબુ મેલવીઓ.

એ રીતે ત્રણ વખત તે ગેબી હાય તેને કાંને પડી. પહેલી વખતે તેને ધારીયું કે તે એક ખ્વાલી સ્વપનો હશે—બીજી વાર તે તરેહવાર બયંકાર ખ્યાલો અને વહેમનો ભોગ થાઇ પડીઓ, પણ આએ ત્રીજી વખતે તેને પોતાની અકલ અને હોશ વીસારી મેલી, અને કાંઇપણ અટકલ કરી શકીઓ નહી.

એ હાયઃ—એ ગેબી હાય-એ હવાઇ ચીસની શું મતલબ હશે,!!! તે કેમ અને કયાથી આવી ? તે કોણની હતી? પડોસતુ દીવાનખાનુતો બીલકુલ ખાલી હતું.

# પ્રકરણ છઠું.

## બે હવાઈ આકારો.

હા. પડોશનું દીવાનખાનુ બીલકુલ ખાલી હતુ. અને તે વીશે અમીરે તે દીવાનખાનુ ઘનીજ બારીકીથી તપાસી પોતાની ખાતરી કીધી હતી. ધાસતી અને બીહીકનો મારેલો અમીર-ગલેનગીલ પોતાના પલંગ ઉપરજ પડી રહેયો, અને આંખો ફાડી વગર તરફે હવામાં પોતાની નજરને ફેરવવા લાગો, પણ તેવામાં તેને કાંઇ જોયુ! તેની નજરે કાઇ પડીયુ!!

તેને પોતાના દીવાનખાનામાં એકાએક કોઇ ઠેકાનેથી ઉજાસ પડતો જોયો. જો કે આસપાસની બારીઓ બીલકુલ બંધ હતી, દીવાનખાંનામાં બતીતો બીલકુલ હવીજ નહી, રાત સીહાઇથી વધારે કાલી હતી, તોપણ આ ઉજાસ આ ચોતરફથી બંધ દીવાનખાનામાં ઘનીજ બારીક રીતથી કોઇ છુપે ઠાકાનેથી પ્રગટી નીકલવા લાગો. તે ઉજાસ આસતે આસતે વધવા લાગો, જરા વધારે વધીઓ. તેથી પણ જરા વધારે વધીઓ, અને પડોસના દીવાનખાનાના મજબુત દરવાજા આસતે આસતે ઉઘડવા લાગા. તે દરવાજા ઉઘડી રહેયા બાદ તેમાથી લોખંડના એક મજબુત બખતરમાં સીકડાએલો ગજાવર દેખાવનો, બાહાદુર તનનો અને બલવંત બાંધાનો એક લડાએક પહેલવાન પોતાની સાથે એક ઘણીજ ખુબસુરત નોજવાન ઓરતને લઇ દાખલ થયો. બખતરમાં પેલા પહેલવાંનના ચહેરાનો ભાંગ ઢંકાઇ ગીઓ હતો, પણ પેલી ખુબસુરત ઓરતનો ચહેરો સાફ અને ખુલ્લે ખુલ્લો દીસતો હતો. જો કે તે ચહેરો બેહદ ખુબસુરત હતો પણ તેણીના ચહેરાની ચામડીનો રંગ ઉજલો ફીકો મુવેલા આદમીની ચામડીના રંગ જેવો દીસતો હતો.

એકજ નજરમા અમીરની ખાતરી થાઇ કે જે બખતર તેને પડોસના દીવાન-ખાંનામા ભીતપર ટાંગેલુ જોયુ હતુ, તેજ બખતર આએ લડાએક પહેલવાનના આંગપર હતુ. પણ એમ કેમ. તે બખતર જયારે તેને જોયુ હતુ ત્યારે કાટથી કીટાઇ ગીયુ હતુ, અને આએ પહેલવાનના આંગ ઉપર તો તે પુર ચમકથી ચમકતુ હતુ. વલી તે વધારે અજાએબ એમ થવા લાગો કે જયારે તેને પડોસના દીવાનખાનાની તપાસ કરવા માટે દરવાજા ઉઘાડીઆ હતા ત્યારે તે દરવાજાના મીજાગરાં કીટાઇ ગએલાં હોવાથી ઉઘડતી વખતે જેવો અવાજ થયો હતો તેવો અવાજ આ બે આકારોના દાખલ થવા આગમજ તે દરવાજાનો થયો નહી, પણ ઘણીજ સફાઇ અને સહેલાઇથી ધીમે ધીમે દરવાજા ઉઘડી ગયા હતા.

પેલા આકારો ધીમે પગલે આસતેથી પાસેના દીવાનખાનામાથી અમીરના દીવાનખાનામાં દાખલ થયા, અને તેના પલંગ તરફ આવવા લાગા.

એક વીજલીના ચમકારાની માફક તેના મગજમાથી આગલી ધાસતીઓ નીકલી ગઇ, અને તેની ખાતરી થઇ કે આ બે આકારો કાઇજ નહી પણ "હવાઇ આકારો" છે. તે કોઇ જીવતાં આદમીઓ નથી પણ કોઇ "જીનતગુજીન" માણસના પવીતર

રૂહ પોતાની કબર છોડી આએ મકાનમાં મોડી રાતને વખતે ભટકવાં નીકળેલાં છે. અમીરે જોકે પોતાની તમાંમ બલશક્તી ખોઇ દીધી હતી, અને પોતે બળહીન થાયો હતો, તોપણ પોતાની હોશ તેણે ઠકાને રાખી હતી. બીછાના ઉપર તે જરા પણ હીલી શકીઓ નહી. એક બોલ પણ બોલવાની તેને હીમત કીધી નહી. એક ચીસ પાડવાની પણ તેને કોશેશ કીધી નહી.

અને હવે પેલા આકારો તેના પલંગની છેક પાસે આવી લાગા. છેક તેના બીછાનાની આગલ આ બને આકારો આવી ઉભા. પેલી ઓરતે પોતાની બલ્લુ આંખો એ અમીર તરફ ટીકી ટીકી જોયુ, અને પેલા લઢાએક પહેલવાને આસતે રહી પોતાના ચહેરાપર ઢંકાવલો બખતરનો બુરખો ઉચકી પોતાનો છુપાયલો ચહેરો અમીરને દેખાડીઓ, અને પોતાનો જમના હાથ આસતે રહી પેલા પડોસના દીવાનખાના તરફ લાંમબા કરી અમીરને તે તરફ જોવાની ઇશારત કરવા લાગા. અમીર તદન સ્તબ્ધ થાઇ જઇ તે તરફ જોવા લાગો, અને પેલા આકારોએ પોતાની પીઠ ફેરવી તે દીવાનખાના તરફ આસતે અને નાજુક કદમે ચાલવા માંડીયું. બારણા તરફ તેઓ જઇ પુગા—દીવાનખાનામાં દાખલ થયા અને દરવાજા વગર અવાજ કરવે તેમની પાછલ બંધ થયા. પેલો ઉજાસ આસતે આસતે ઓછો થવા લાગો અને સેવટે અમીરે પોતાને આગલના જેવી હાલતમાં તમામ અંધારા દીવાનખાનામાં પોતાના બીછાના ઉપર પડેલો જોયો.

જેવી તેની સુધ ઠેકાણે આવી અને પેલા આકારો તેની નજર આગલથી ગુમ થયા, તેવોજ એક જબરો ધડાકો પડોસના દીવાનખાનામાં થતો તેણે સાંભલીઓ. ધડાકા સમેત તે પલગપર ચમકીઓ અને તે તુરતજ સમજ્યો કે તે અવાજ પેલા લોખંડના બખતરના જમીન પર પડવાથી થયો હતો.

તુરતજ તે પલંગપરથી કુદીને ઉભો થયો, અને બતી સલગાવી પડોસના દીવાનખાંના તરફ નીરખીને જોવા લાગો, તો તેની ખાતરી થાઇ કે તે દીવાનખાનાના મસ્ત મોટા દરવાજા બીલકુલ બંધ હતા. તેણે ધારીયુંકે બેશક મે કાઇપણ સ્વપનો જોયોછે, અને તુરતજ તેને પેલા દરવાજો ઉઘાડવાનો વીચાર કીધો. પરથમતો દરવાજો ઉઘાડવાની તેની હીમતજ થાઇ નહી. ત્યારે તેની ખાતરી કેમ થાય? સેવટે તેને પોતાના હાતમા પેલી બતી પકડી, અને આસતે કદમે દઢ વીચારથી દરવાજો ઉઘાડવા ચાલીઓ.

દરવાજો ઉઘાડતાજ કોટાઇ ગયેલાં મીજાગરાંમાથી કડકડકડકડ થતો અવાજ જોરથી નીકલવા લાગો, અને અહીઆજ તેની ખાતરી થાઇ. સબબ એજ દરવાજા ઘણીજ સફાઇથી વગર આવાજે ઉઘડતા, અને પેલા હવાઇ આકારોના તે દીવાનખાનામા દાખલ થવા પછી બરાબંધ થતા તેને થોડી પલ અગાઉ સાંભલીઆ હતા. પાછા પેલા બે આકારો તે દીવાનખાનામા તેની નજરે પડશે એવી આસાથી તેને આસતે રહી દરવાજા બાહરથીજ પોતાની નજર દીવાનખાંનામા ફેકી પણ કાઇજ નહી. તેણે તે દીવાનખાનું તદન ખાલી જોયુ. તેણે જરા વધારે હીમત કીધી, અને હવે

તે અંદર દાખલ થયો. દાખલ થતાં તેણે જમીન ઉપર કાંઇ પડેલું જોયું. તેણે વાંકુ વલી જોતાં માલમ પડીયુ કે પેલુ બખતર જમીનપર પડેલુ હતુ. તેની ખાતરી થાઇ કે જે અવાજ તેણે બીછાના ઉપર સુતાં સાંભલીઓ હતો, તે તેણે કીધેલી અટકલ પ્રમાણે એજ બખતરનો હતો. તેણે ધારીયું કે ભીત અંદર મારેલા ખીલા નીકલી જવાથી તે નીચે પડી ગયુ હશે, પણ તેમતો હતુજ નહી. તપાસ કરતાં તે ખીલા જેમનો તેમ મજબુતાઇથી ભીતમાંજ ઠોકાયલો હતો. કદાચ જે સાંકલથી તેને ટાંગેલુ હતું તે તુટી જવાથી પડી ગયુ હશે. તેમ પણ નહી. તે સાંકલ પણ તમામ આખી અને જેવીને તેવીજ હતી.

અમીરે પેલુ બખતર ઉચકી પેલા ખીલા ઉપર પાછુ ટાંગીયુ. તેણે એવી મજબુતીથી પેલી સાંકલને ગાંઠો મારી પોતાની ખાતરી કરી કે જયાસુધી કોઇબો જાણી બુજી એ ગાંઠો છોડે નહી ત્યાં સુધી આએ બખતર કદીપણ હવે ખીલાપરથી નીચે તુટી પડે નહી.

બખતરને ટાંગી ગલેનગીલે દીવાનખાનામાથી બાહાર નીકલીને દરવાજા બંધ કીધા-બતીને બુજાવી અને બીછાના ઉપર સુતો. પણ કેવું અજાએબ, જેવો તે સુતો તેવોજ તે ભર ઉંઘમા પડીઓ.

---

## પ્રકરણ સાતમું

### પ્યાર કરતુ જોડું.

લીલોતરીથી ભરપુર હલીઆરીવાલા એકાંત શેકારના જંગલ તરફ પહેલા પોહરના સુંદર રલીઆંમના વખતે, ત્રણ સુંદર જવાનો પોત પોતામાં વાતચીત કરતાં, નીરદોસ અને સાફ દીલથી સુરજના તપતાં કીરણો વચ્ચે ચાલતા એલંનડેલ કેસલથી થોડે દુર આપણી નજરે પડેછે.

આએ ત્રણ જવાંનો કોઇ નહી પણ માલકંમ, જવાન કેનેથ અને પરીચેહરે ઇવલીન છે.

તેઓ શીકારને અરથે નીકલીઆંછે, અને તેમની સાથે શીકારની મજાહ અને ગમતમાં બાગ લેવા ખુબસુરત ઇવલીન તેમની સાથે છે.

બીરાદર કેનથ હુ જંગલની પેલી મેરથી કાંઇ શેકાર કરી લાઊં "માલકમ બોલીઓ" તેટલા બાનુ ઇવલીનને લઇ આટલાંમાજ ફરતો રહે.

કેનેથ કાંઇપણ જવાબ દીએ અને ઇવલીન તેને કાંઇપણ કહે તે આગમજ માલકમ પોતાના બે શીકારી કુતરા સમેત એકદમ આગલ નીકલી ગયો.

હુ ખરેખર દલગીર છુ કે માલકમે આવી ફુલડાઇ કીધી. એખલો જવામાં બેશક તેણે મોટી ભુલ કીધી." ઇવલીન દલગીર પદ બોલી " આએ જંગલ સાંભલવા પ્રમાણે ચોરો અને લુટારાનુ રહેઠાન છે, જેઓ પોતાનુ પાપી કામ ધોરે દીવસે પણ કરવામા ઢીલંબ લગાડે નહી.

જયાંસુધી તેઓ જાણે નહીં કે કોઇ માલદાર શીકાર છે.'' કેનથે ધીરજ આપવા કહયું.'' માલકમ આજ સાદા પોશાકમાં શીકારે નીકલીઓ છે, તેથી ચોરો ઇયા લુટારાને લલચાવા જેવું કાંઇ તેનાં આંગપર ઇવા દેખાવમાં હોય એમ હું માનતો નથી. વલી આપણો પુન્જોગ કારભારી વીંનટન ગઇ કાલેજ કહેતો હતો કે આએ જંગલમાં લુટારાઓનો દોર આગલના જેવો હાલ નથી.

"કેનથ તુ પોતે માલકમ સાથ કાએ નહીં ગીયો?" ઇવલીને પોતાના સુંદર અવાજે પુછયું.

તેના કરતાં હું તારી સાથે રહેવાનું વધારે પસંદ કરૂં છું. "કેનથે ભેદભરી રીતે જવાબ દીધો," જો તુને મારી સાથ ફરવામાં કાંઇ અડચણ નહીં હોયતો?

"તુ કેવી બેહુંદી વાત કરેછે કેનથ," ઇવલીને નખરાં કરી કહયું." શું આપણ એકમેક સાથ બચપણથીજ સાથે રહયા નથી—અને શું હું તુને એક ભાઇ બરાબર ચાહાતી નથી? તુ શું આજે પેહેલી વખત મારી સાથ ફરવા આવ્યોછે—ને હું શું આજેજ તારી સાથ પેહેલવહેલી ફરવા નીકલી છું?

"નહીં નહીં, ખરેખર નહીં," કેનેથે જરા ગંભીરાઇથી જવાબ દીધો." બચપણથીજ આપણ સાથે ઉછરેલાં–સાથે રમેલાં–અને સાથે ફરેલાં છઇએ—અને તેથીજ આપણી મીત્રાચારીનો આવો મજબુત ગાંઠ બંધાયો છે. પણ એ મીત્રાચારી હું ધારૂં છું કે જલદીથી ખતમ થવી જોઇએ."

"હું તારૂં બોલેલું કાંઇ સમજી શકતી નથી," ઇવલીન બોલી.

"ત્યારે હવે એ વાતને પડતી નાખ, બાનું." કેનેથે ટુકમાંજ પટાવ્યું.

"બાનુ!!" ઇવલીન જરા વીચારમાં પડી બોલી." કેનેથ આજે એમ કેમ?" બાનુના સાધારણ નાંમથી મને તુ કયારે બોલાવતો હતો. તારી મોહબત અને મીત્રાચારી ભરીઆ સખુનો કાંહાં છે? બોલ, બોલ કેનેથ, શું મારાથી તુ કાંઇ દલગીર થયો છે?

"દલગીર! હું દલગીર થાઉં! પ્યારી ઇવલીન," કેનેથ એ મજબુરીઆ અવાજે બોલીઓ. "તેબી વલી તારા બોલવાથી. એમ કેમ બને? હું એક મીસકીન-ગરીબ-કંગાલ-નીરાધાર—તારા બાપની મેહેર અને માયાને આધારે પડેલો." કેનેથ પોતાની હાલત યાદ કરી બોલ્યો.

"કેનેથ આજના જેવો તુ અગાઉ કદી પણ નહી હતો," ઇવલીન તેને દીલાસો દેવા લાગી. "ચાલ-ચાલ, એમ ના કર. મને કહે કે તારા દીલમાં શું છે. શું તુ મારી આગલ નહીં કહે? શું મને બેહેન તરીકે તુ નથી ચાહાતો?"

નહી હુ ઇચ્છુછુ કે હુ નહી ચાહું. એ સવાલના જવાબમાં મારા ભેદનો ખુલાસો હુ સમજુછુ.

કેનેથની જબાનથી આવા સખુનો સાભલતાજ એક નહી બયાન થાઇ શકે એવી ખુશાલીનો જોશ પેલી નવજુવાન છોકરીના ચહેરા ઉપર પ્રકાશી નીકલીઓ અને તેણીની છાતી કાંઇ ઓર રીતે ધપકવા લાગી. તેણીના કાંનની ઉપર એકાએક

અગન બલવા લાગી. તે વીચારી નહી શકી કે એમ તેણીને સાથી થાયછે. તોપણ આ જાતની બોમારીમાં તે સુખ સમજતી હતી. ઇવલીનના ચહેરાપર પ્રગટી નીકલેલા પ્યાર નો પ્રકાશ કેનેથે જોઇ લીધો અને તુરતજ તેને પોતાની આગલી વાતને આગલ ચલાવી.

હુ હંમેશા એજ ખ્યાલમાં છેઉ કે મારા આએ સુખ અને સંપજના દીવસોનો હવે જલદી અંત આવશે. આપણ બંનેજંનમા ઘણો તફાવત પડીઓછે. એક મોટા અને માંનવંત અમીરની તુ બેટ્રી, અને હુ એક મીસકીન કંગાલ તારી સાથે આવી છુતથી વાત કરૂ એ બનીજ કેમ શકે. ખચીત મારી તરફનો તારો પ્યાર કદાચ તે સાંભલવા તુને ઉસકેરતો હોય, પણ તારા બાપ તરફનો તારો પ્યાર તેમ કરતાં તુને કાંએ નહી અટકાવે તે વીચાર કરવા જોગછે. બેહેનના મીઠા મધુર નાંમથી પુકારવાના મારાદીન હવે વહી ગયાંછે. બાલપણમા કીધેલા લાડો અને રમતો સ્વપના સમાન લાગેછે. હવેતો વખતજ બદલાઇ ગયોછે, એટલે ખુદ મને પણ બદલાવુ પડેછે. વલી તારા નામવર બાપના ઘેરમા તુ કાઇ તારો જનમ કાહાડવાની નથી. તારાં કુમલા જોબન અને જુવાનીને લાયક કોઇ ધણી તુને જ્યારેથી મલશે ત્યારે અફસોસ " તે એક જબરી હાય મારી બોલીઓ " હુ કહી નહી શકતો કે કેવી રીતનુ દુઃખ મને મારા દીલના ભીતરમાં લાગશે. માફ કરજે ઇવલીન આવી રીતના મારા કહેવાથી કાઇ અપમાંન ના સમજતી, પણ મને ખુલાસો કીધા વગર ચાલતુ નહી, અને એ ખુલાસો અને મારા મગજ માહેલા ખ્યાલો તથા દીલના વીચારો જાણવાની તારી ખાએસથીજ મે જણાવીઆછે.

ઇવલીન કેનેથના આએ અસરકારક ભાશાનનો કાંઇ જવાબ આપી શકી નહી. તેણીના હાથ ધ્રુજવા લાગા—અને શરમાઇ જઇ જમીન તરફ પોતાની નીગાહ નીચી કરી વીચારમાં પડી, અને જવાન કેનેથે પોતાના બોલવાથી આવી રીતની અસર થાએલી જોઇ પાછું બોલવાનું સરૂ કીધું.

મારી જીંદગીનો હવે પછેનો વખત વધારે વાર તારા બાપની મેહેરબાની અને માયા ઉપર લટકેલો રાખતાં હવે તો હું ખરેખર શરમાઉં છું—નહીં હું દુખી થાઉં છું. હવે તેને આધારે પડી રહેવામાં હું ખરેખર બેવકુફાઇ જોઉં છું. મારી ઉમર ૨૩—વરસની છે, અને હું ચાહતે તો ખરેખર મારૂં ગુજરાંન મારી મહેનતથી મેલવેલી ન્યામતના ટુકડાપર કરતે. પણ હું કહી નહી શકતો કે કેઇ છુપી શકતીના જોરે અમીર આગલ બોલતાં મારી જબાંન બંધ થઇ જાય છે. પણ હવે મેં પુરતાને પક્કો ઠેડાવ કીધો છે. મારો વીચાર મારા દેશના બચાવમાં નોકરી કરવાનો થયો છે. હું મારી બાજુએ તલવાર બાંધી જાણું છું—હું મારી તલવારનો ઘણોજ સારી રીતે ઉપ્યોગ કરી જાણું છું, અને તેથીજ તેવીજ કોઇ નોકરી કરવાનો હુ વીચાર રાખું છું. એજ અને એવીજ કોઇ નોકરીમાં કોઇ વખત કાલનું ચક્કર મારાં કીસમતનો દીવસ ફેરવશે. અલબતાં મારો વીચાર તારા બાપને—એ મારા પાલનહારને—તેની પડતીમાં મુકી જવાનો નથી. નહીં ઇવલીન, હું એટલો બધો નીમકહરાંમ નથી, પણ શું કરૂં જેટલો વખત વધારે હું તેની મેહેરબાંનીને આધારે પડું છુ તેટલું મને વધારે શરમાવું પડેછે.

રડતી આંખે ઇવલીને કેનેથને પુછ્યું. "કેનેથ તુ મારા બાપને ખરેખર ગેર ઇનસાફ કરેછે. તે તુને પોતાના બેટા માફક ચાહેછે."

"નહીં--બાનુ ઇવલીન નહીં: હું અમીરનો બેટો નથી." કેનેથે ગંભીર અવાજે કહ્યું." જ્યાં જ્યાં મને મારા વીશે પુછવામાં આવેછે ત્યાં હું સાફ ખુલ્લે ખુલ્લું કહું છું કે હું એક નીરાધાર--નીરાસરીત--વગર માબાપનું અમીરને મલેલું બાલક છું. ધરમની નજરથી રહેમની રાહે અમીરની મેહેરબાનની તલે પલાયલો છું. દુનીઆની સપાટી ઉપર મેં કોઇ અનદીઠ મા-બાપને પેટે કોઇ બુરે ચોઘડીએ જનમ લઇ મારી કમનસીબી ઉપર અફસોસ કરવાજ અવતરેલો હોઉં એમ મને લાગે છે."

"એમ ના બોલ, કેનેથ, એમ ના બોલ." ઇવલીન ધ્રુજતે અવાજે બોલતાં રડી પડી. પણ આહ ! તેણીની દીલને વીંધનારી ચસમોમાથી નીકલતાં નીરમલ આંસુની ધારે કેનેથના દીલપર અસર કીધી અને તે પણ તેવાજ ધ્રુજતા અવાજે બોલેઓ.

"હું કંગાલ કમબખતે નાહક તારૂં દીલ દુખવ્યું. ઇવલીન, મીઠી ઇવલીન, ખુદા ખાતર ના રડ. ક્હે, મને ક્હે, તુ જેબી કહેશે તે હું તારે ખાતર કરવા તૈયાર થવસ. તારા સખુનોને હું મારી પોતાની મરજી સમજશ."

"તારા આવા આવા ભમતા વીચારો તારા મગજમાંથી દુર કર," ઇવલીન બોલી. "એક કુટુંબ જે તુને આવી રીતે ચાહેછે તેને તજી જવાના દરેક તારા ખ્યાલો તારા દીલથી દુર કર."

"તારે તુ શું મને મારા વીચારો ફેરવવાની ફરજ પાડે છે ?" કેનેથે સવાલ કીધો.

"હા," ઇવલીને તુરતજ જવાબ દીધો. "હું ફરજ પાડતી નથી, પણ અરજ કરૂં છું, હું માંગી લેઉં છું--હું કાલાવાલા કરી કહું છું કે એ વીચારો તુ દીલથી દુર કર."

* * * * *

"મોહબત જાલમ જુલમગાર મોહબત તારા કહેરનો ગજબ કોણ ખમવાને શકતી વાંન થયુછે ? તારા બોજા તલે કેઇ ચીજ દબાઇ નથી ગઇ ? તારા જુલમથી કોણ બેજાર નથી થયુ ? તારા જખમથી કોણ બેજાન નથી થયુ ?

ખરેખર કેનેથ અને ઇવલીન વચે મોહોબત બાઝી હતી. ઇવલીને આજેજ જાણીયુકે કેનેથ તેણીને એક બહેન તરીકેના પ્યારથી ચાહાતો નથી અને તેથી તેણીના સખુનોની દાજ હૈડે ધરી પોતાના વીચારો ફેરવીઆ. ઇવલીનના જીગરમા પણ પ્રેમબાનના જખમો લાગા હતા તેથીજ તેણીએ કેનેથના વીચારો ફેરવવાને આજુજી કીધી હતી. કેનેથના જવાની ખબર તેણીને મનથી સુલીની'ધાર લાગી. તેના વગર એલંનડેલનુ મકાન માહેતમસરા જેવુ તેણીને લાગશે એમ ધારવા લાગી, અને છતી વસતીએ તે સ્મશાન જેવુ થાએ એમ સમજવા લાગી. તેણીના જીગરમાં તેના જવાની ખબરથી કાંઇ નહી કહેવાએ એવી રીતની છુપી ધાસતી પેદાથઇ, પણ એ સરવે કેનેથના વીચારના ફરવા સાથ તુરતજ નાબુદ થાયુ, અને ત્યારેજ તેણીએ જાણીયુ કે એ સરવે કેનેથના પ્યારની અસર હતી. બંને જને એકમેકની હાલત વગર પુછવે અરસ પરસ જાણી લીધી.

પ્યારનો આભાર દરદીના ચહેરાપરથી જણાયછે. કેનેથ તેમજ ઇવલીને એક બીજાના વીચારો જાણી લીધા, અને હવે તેઓએ સાથે આગલ ચાલવા માંડીયુ. ઇવલીને પોતાનો નાજુક હાથ કેનેથના હાતમાં આપીઓ, કેનેથે તે ઘણીજ ખુશી સાથે લીધો અને એક બોસો તે હાથ ઉપર લઇ પોતાના હાથમા દાબીઓ.

પણ તે દબાંનમાં ભેદ હતો. જે પ્યાર અને મોબતના ભેદથી ઇવલીનનો હાથ દબાયો હતો તે દબાનનો ભેદ તે સમજી ગઇ અને તેણીએ પણ તેવાજ હેતુથી કેનેથનો હાત ધુજતા હાતે દાબીઓ.

આહા પ્યાર-પ્યાર તારી મકતબમા શીખનારાઓનો તુ કેવો હડહડતો દુશમન. તારી પરસતેશ કરનારનો તુ કેવો બેરહેમ મુદઇ. તુ આધલો અપંગ પણ આબાદ નેમથી તીર ફેકનાર ખુની તીરંદાજ—તારા જરબથી ખુદા દુર રાખે. નીરદય સગદીલ નાતરસ પણ મીઠો મધુર સોહોમનો પ્રીય પ્યાર!!!

જેમજેમ તેઓ આગલ ચાલવા લાગાં તેમતેમ તેઓ એક બીજા સાથે ગુપ્ત મોહોબતની છુપી બારાખડીમાં વાતો કરવા લાગાં. પણ તેવામાં તેમની પાછલ કાઇ અવાજ થતો તેઓએ સાંભલીઓ. તેઓએ પાછલ ફરી તુરતજ જોયુ અને માલકમ તેમની સાંમે આવી ઉભો. માલકમે તુરતજ ઇવલીનના ચહેરાપર પ્રગટેલાં પ્યારના ચીન્હો જોઇ લીધાં તેમજ કેનેથને પણ જોઇ તેણે પોતાની ખાતરી કીધી અને તુરતજ તેના દીલમાં હસદ અને કીનાનો આતશ પજરવા લાગો. ઇવલીન માલકમને એકાએક શેકારથી પાછો ફરેલો જોઈ ગભરાટમા પડી, અને માલકમે તેણીનો ગભરાટ જોઇ લીધો પણ તે સરવે અખાડા કરી કાઇ જાણતો નહી હોય તેમ ફરેબ કરી બોલીઓ " શેકારની રમતમાં આજે હુ બીલકુલ નીશફલ થયોછુ. બે કલાક થયાં હુ રખડીઓ પણ કાઇ વલીયુ નહી.

બે કલાક ? કેનેથ અજાએબ થાઇ બોલીઓ વખત કેટલો જલદી વહી ગયો. હુ ધારૂછુ કે અરધો કલાક ભાયગે થયો હોય.

મને પણ એમજ લાગેછે. વખત કેટલો જલદી વહી ગયો તેની આપણને કાઇ પણ ખબર પડી નહી. " ઇવલીન પણ અજબ થાઇ બોલી "

મને લાગેછે કે તમારી વાત ચીત હમેશના કરતા વધારે રસકસથી ભરેલી હોવી જોઇએ કે જેથી વખત કેટલો વહી ગયો તે પણ તમુને માલમ પડીઓ નહી. " માલકમે તાનો મારી કહેયુ " હુ ધારૂ છુ કેનેથ કે આએ જંગલની હલી આરી અને કુદરતના મનહરણ દેખાવ—પેલી પાહાડની ટેકડી પરથી વહેતા ઝરા નહીતો પેલી ઉડી ખીન વીશે તુ બાશાન કરવા મંડી ગયો હશે ?

માલકમને, મોહડેથી આવાતાંનાજાંની ભરીઆ સખુનો સાંભલી કેનેથે પોતાનો ગુસ્સો ખોઇ દીધો. પણ તુરતજ તેને પોતાની હુશીઆરીપર કાબુ રાખીઓ અને વીચાર કરવા લાગો. તેને લાગુ કે બેશક ઇવલીન સાથ પ્યારમા પડવામા તેને ખોટુ કીધુછે. ઇવલીન સાથ પ્યારમા પડી પોતાના પાલનહાર તરફ તે નીમખહરાંમ થયોછે-પોતે પોતાની અવકાદ વીશે બેખબર હોવા છતા-પોતે નીરાસરી-

ત-પારકાને આધારે પડેલા હોવા છતાં એક માતબર અને ઉચી તોખમના અમીરની બેટીનાં હાથનો પોતે ઉમેદવાર બનવામાં તેણે ખરેખર બેઅદબી કીધી છે.

જંગલની પેલી તરફ શીકારની તલાશમાં હું ફરતો હતો " માલકમે વાતને પાછી વલણ આપી " તેવામાં આસપાસના ઝાડોની ગીચ ઘટા વચે મે એક મોટાં સાફ અને સફાઇદાર કુંડાલાને દુરથી જોયું. હું તે તરફ ગીઓ. તપાસ કરતાં મને માલંમ પડીયું કે કોઇએ જહાડ ઝરૂખાંને તે જગા ઉપરથી જાણી બુજી ઉખેડી નાખીઆં હતાં અને એ કુંડાલાંની વચોવચમાં સંગેમરમરનો એક મીનારો કોઇએ ઉભો કીધો હતો, અને તે મીનારા ઉપર તે જગાપર બનેલા દહેશતનાક બનાવના લેખ કોતરેલા હતા.

બેશક તેજ " કેનેથ બોલીઓ " મરનાર અમીર એલંનડલ અને તેની બાંનુના ખુનવાળી જગા હોવી જોઇએ, અને પેલો મીનારો હું ધારૂછું કે તેમનીજ યાદગારીમા ત્યાં ઉભો કીધો હશે.

બેશક તેજ. " માલકમે ટેકો આપ્યો." એક રાતના અમીર એલંનડેલ પોતાની બાંનુ સાથ અતરેથી થોડે દુર ઇગલરોમ કેસલમા મેજબાની લેવા ગયો હતો ત્યાથી રાતને સમે પાછા ફરતાં આએ પાહાડી જંગલમાં વસનારા લુટારાઓએ બંનેના ખુન કીધાં હતા.

પણ તેવામા એકાએક પડાસની ઝાડીની ગીચઘટામાથી એક જંગલી ઓરતનો આકાર બાહાર નીકલી આયો અને પોતાના હાત લામબા કરી બોલવા લાગી- " અને શું તમો એમ ધારોછો કે તે બંને જનના રૂહ તેમના મુવા પછી તેમની કબરમાં સુખથી વસે છે?"

ગભરાટની એક બારીક ચીસ ઇવલીનના સુંદર મુખમાથી બાહાર પડી, અને બીહીકથી ડરીને તે કેનેથને વલગી પડી, સબબ તે ઓરતનો ભયંકાર દેખાવજ તેણીને ચમકાવવા બસ હતો.

ડર ના ઇવલીન જરા હીમત પકડ " કેનેથે તેણીના કાનમા ધીમેથી કહેયુ " હમોએ ગઇ કાલે એજ ઓરતને જોઇ હતી.

એજ ઓરતને આપરે ગઇ કાલે દીઠી હતી કેનેથ. "માલકમ બોલીઓ." ઓરત પેલા પાહાડની ટેકડી છોડી તું જંગલમાં ભટકવા નીકલી છે એમ હું ધારૂછું, સબબ ગઇ કાલે તુંજ હમોને પેલી ટેકડી ઉપર મલી હતી. તુને જો જરૂર હોય તો કાલની માફક મારા આજના શીકારમાથી કાઇ આપુ.

નહી જવાંન "પેલીએ ટુકમા જવાબ દીધો " મને કાઇ જરૂર નથી. મારૂ રહેઠાંન પાહાડોમાજ છે, અને મારા ખોરાક સારૂ ગઇ કાલે મને મલેલો શીકાર બસ છે. " પછી એકાએક ઇવલીન તરફ હાત કરી તે બોલી" શું આએ છોકરી તારી બહેન થાયે ?

હા. " માલકમે જવાબ દીધો " એ મારી બેહેન છે. તુ એનુ નસીબ કહી શકશે?

પણ એ તારી બેહેન નથી. "કેનેથ તરફ હાથ કરી બોલી"

બેશક "કેનેથે જવાબ દીધો" એ મારી બહેન નથી.

ખરેખર નહીજ "પેલી ઓરત ધાડા અવાજે બોલી" હું માનુંછુ કે એ તારી બહેન નથી. તમો બંને જન ઘણાજ ખુબસુરત છો. તમો બંને એકમેકને લાયક છો. તમારૂ જોડુ આબાદ રહો, અને તે સાહેબ તમારો બંનેનો નીગાહબાન થાજો.

કડકડ થતા ઝાડીના જરૂખાના અવાજ અને ઘટાની સીહાઇ વચે પેલી ઓરત એકાએક આએ ત્રણે જનોની નજર આગલથી આખના પલકારામાં ગુમ થાઇ ગઇ, અને ત્રણે જણ તેણીને આવી રીતે ગુમ થાએલી જોઇ સ્તબ્ધ થાઇ ગયા.

"માલકમ પોતાની બહેનનું વરતેલુ ભવીશ સાંભલી બેહદ ગુસ્સે થયો, અને દાંત કચકચાવી બોલીઓ" જો ફરીથી હું કોઇવાર એ ઓરતને મલીશ તો એ દાકણના હું કેવા બુરા હાલ કરીશ તે કહી શકતો નથી.

આએ ત્રણે જણનો રસાલો હલવે હલવે એલનડેલ કેસલ તરફ ચાલીઓ. જો કે માલકમે પોતાના દીલમાં કેનેથ સારૂ કપટને જગા આપી હતી, તોપણ બાહેરથી તે કેનેથ તરફ હમેશના જેવી મીત્રાચારી દેખાડવા લાગયો. કેનેથે માલકમનો કપટ જાણી લીધો અને પોતે ઇવલીનના પ્યારમા પડવાથી માલકમને પોતાના છુપા મુદઇ તરીકે જોવા લાગો.

સેવટે તેઓ કેસલ આગલ આવી પુગા. ઇવલીન ગમગીન હોવાથી પોતાના દીવાનખાના તરફ ગઇ. આજના બનાવ ઉપર વીચાર કરવા કેનેથ પોતાના ઓરડામા ગીઓ, સબબ આજના બનાવો તેની જીંદગી સાથે કાઇ તાલુકો રાખતા હોય એમ તેને લાગ્યુ. અમીર માલકમ પોતાનો શીકાર એક બાજુ નાખી પોતાના બાપ ગલેનગીલને આજની ખબર આપવા તેના દીવાનખાના તરફ ચાલીઓ.

---

# પ્રકરણ આંઠમું

## છવીસ વરસપર બનેલા બનાવો.

બેચેન અને હેરત થાએલો અમીર ગલેનગીલ એલનડેલ કેસલમાં ભટકતા પેલા બે હવાઇ આકારો વીશે કાંઇપણ અટકલ કરી શકીઓ નહી. બેહદ મહેનત નબલાઇ અને દહેશતનો ભોગ થાઇ પડયા પછી છેક મોડી રાતના પેલા પવીત્ર રૂહની મુલાકાત લીધા બાદ તે ભર નીંદમાં પડીઓ હતો. જો કે તેણે પોતાની બાકીની રાત ઘણી અચ્છી નીંદમાં ગુજારી હતી તોપણ સહવારના પોહોરમાં ઉઠતાંને વાર તેણે ગઇ રાતના બનાઓ તુરતજ ઇયાદ આયા. તે મનમાં વીચાર કરવા લાગો કે પેલા બે આકારો કોણના હશે ? તેમને પોતાની કબર છોડી આવી મોડી રાતે આ મકાનમાં ભટકવાની તેમની શું મતલબ હશે ? તે સાથ પેલા બખતરનુ જમીન ઉપર એકાએક પડવું, દરવાજાનુ વગર અવાજ થવે ઉઘડવુ વતરોગે બીજી બાબતેથી તે ઘણોજ વીચારમાં પડીઓ. ઉઠતાંને વાર તેને પોતાના કારભારી વીનટનને પોતાની પાસ બોલાવી સરવે વાતનો ખુલાસો જાણવાનો તેને વીચાર કીધો.

વીનટન ઉમરે પુગેલો એક ઘરડો માણસ હતો. તેણે પોતાની ઉમરનો મોટો ભાગ પહેલા અમીર એલંનડેલથી તે હાલ સુધી એલનડેલ કેસલમાં ગુજારીઓ હતો. ઉમરમાં મોટો હોવાથી તે આએ મોટા મકાનના દરેક નોકરો ઉપર સરદારી કરતો હતો. કારભારી તરીકે તેની ઉમરનો મોટો ભાગ એજ મકાનમાં ગુજરવાથી ગઇ ગુજરી દરએક બીનાઓથી તે માંહીતગાર હતો, અને તેથીજ અમીર ગલેનગીલે તેને પોતાની હજુર બોલાવીઓ હતો. તેના હુકમને માંન આપી તે તુરતજ તેની ખોદમતમા આવી હાજર થયો.

ગુલામ નોકરીમાં હાજરછે "વીનટન બોલીયો" કાંઇ હુકમ નામવર અમીર?

ભલા વીનટન "ગલેનગીલ બોલીયો" એકાદ બે વાતનો ખુલાસો પુછવાના ઇરાદાથી મેં તુને બોલાવીયોછે.

નોકર ખીદમતમાં હાજરછે. "વીનટને જવાબ દીધો" જેબી કાંઇ હું જાણતો હોઇશ તે મોટી ખુશીથી કહીશ.

અમીરે વીનટન તરફથી આવા ફરમાબરદારી ભરીઆ સખુનો સાંભળી પોતાની વાતને આગલ ચલાવી.—

પહેલાં મને જણાવકે. આએ એલનડેલ કેસલની આસપાસ વસનારા કીયા કીયા ઉમરાવોછે?

અહીથી થોડે દુર ઉતર તરફ કેનમોર કેસલ આવેલોછે, તેનો માલેક સર દોનલ કેનમોરછે.

અમીર—હું તેને ઓલખુછુ. હું ધારૂછું કે તે હાલ કેસલમાં નથી. શું તો એડીનબર્ગ છે?

વીનટન—પણ સાહેબ તે હમેશાં ક્રીસ્તમસના દહાડા પોતાના એ કેસલમાંજ ગુજારેછે. હું ધારૂછું કે આએ મહીનામાં તે જરૂર પોતાના કેસલમાં આવશે. કેનમોર કેસલની પુર્વદસા તરફ લીન્ડઝે કેસલ આવેલોછે. લીન્ડઝે કેસલ ખરેખર એક કીલ્લા જેવો મજબુત છે અને તેનો માલેક સર જેમ્સ છે. બીજા ઘણાક કેસલો આસપાસ આવેલા છે. તે સરવેમાં મજબુત ગંજાવર પણ ગંભીર દેખાવનો કીલ્લો મેક આલપીન નામનો છે. તેના માલેકો બે ભાઇઓ છે. જેમનું નામ પણ મેક આલપીન છે. તેમના નામ ઉપરથીજ તેમના મકાનનુ નાંમ આપવામાં આવ્યુ છે.

અમીર—મે તે બંને ભાઇઓ વીશે સાંભલીયુછે ખરૂ.

વીનટન—અફવા એવી છે કે એ બે ભાઇઓ ઇનદલ્ફ અને એથ કાઇ સારા માંણસ નથી. જોકે તેમના વીશે હુ કાઇ વધારે જાણવા જોગ જાણતો નથી. તેઓ બંને ઘણાજ બાહાદુર શીકારીઓ છે. પોતાની ચાલમા તેઓ હુલડ—વીચાર વગરના—તોછડા અને સ્વભાવના ઘણાજ તેજ છે. પારકાના માલને તેઓ પોતાનો સમજવાની જરા પણ વીચાર કીધા વગર ઘડી ઘડી ભુલ કરેછે. પોતે બંનેજન છડાજ છે.

અમીર.—મેકઆલપીનોની ચાલ ચલન વીશે મે શેહેરમાં એવીજ કીસમની કુરી-આદો સાંભલી હોય એવું મને ધીઆન છે ખરૂ, પણ વીનટન મે જયારે એદીનબર્ગ છોડીયુ ત્યારે આએ એલનડેલ કેસલને વાસતે ઘણી અફવાઓ સાંભલી હતી. અમીર એલંનડેલે પોતે મને જણાવીયુ હતુ કે આએ મકાનમા ભુત અને પરીઆંનો માલો છે. તુ આએ મકાનમાં ઘણા વરસો થયાં વસે છે નહી ?

વીનટન.—મારા બચપણથી નામવર અમીર હું આએ મકાનમાં વસુછુ. આજે પાંસઠ વરસની મારી ઉમર છે, અને અમીર અલનડેલના નીમખનો હુ પરવરીશ છું. મારો વીચાર ઘણી વખત આએ મકાંન છોડી જવાંનો થયો, પણ શું કહું નાંમવર અમીર કોઇ છુપી શકતી મને તેમ કરવાને મના કરેછે.

અમીર.—આટલી બધી ઉમર આએ મકાનમા ગુજારવા પછી બેશક તું દરેક વાતથી જાણીતો હોવો જોઇએ?

વીનટન.—તમો નામદાર જેબી સવાલ કરશો તેનો જવાબ નફર તુરતજ આપવાને બંધાયલો છે.

અમીર—અફવા બેશક મેં ઘણી સાંભલી છે. મારે પેલી બે ખાલી ખુરશીઓ વીશે જાણવુ છે.

વીનટન—બે ખાલી ખુરશી વીશે તમો નામદારની અચરતી મટાડવા તે હેવાલ હુ તમો આગલ કહેવા તંયાર છું, પણ તે હેવાલ કહેવા માટે મને સરવે વાત અવલથી કહેવી પડશે. હું ધારૂછું કે તમો નામદાર આજ તેવીસ વરસની વાત ઉપર પેલા જંગલમાં બનેલા ભયંકાર અને અજાયબ ખુનની વાતથી અનજાણ નહી હશો.

અમીર—મે કાઇ થોડુ ઘણુ તે વીશે સાભલીયુ છે.

વીનટન—ઠીકછે હું સરૂઆતથી તે હેવાલ કહેવો સરૂ કરૂછું.

## મુરતમાં અપસગન.

આજ બરાબર છવીસ વરસની વાત ઉપર મરનાર અમીર એદગર અને હાલનો અમીર કેરેહોક (જેને વાચનાર હાલ એલંનડેલના નામથી ઓલખેછે) આ-એજ મકાનમાં તેમના મરનાર બાપના દીવાનખાંનામાં તેના મોતના બીછાના આગલ તેના મરણની વખતે ગુઠણ પર પડી રડતા હતા. પોતાના મરનાર બાપના મરતી વખતના છેલ્લા ફરમાનો સાભલવા તેઓ ઘણાજ ઇનતેજાર હતા. તેમની સરવે આસા પોતીકા બાપમાજ સમાયલી તે લોકો એ જોઇ હતી, સબબ તેમની માદર કેટલાક વરસ થયાં મરી ગઇ હતી, અને હાલ તેઓ પોતાનો અતી વહાલો આધાર પણ ખોવાની તઇઆરી પર હતા. અમીરે પોતાના મરતી વખતના ધીમાં પણ ગંભીર અવાજે તેમને દુઆ દીધા, અને પોતાના મરણ બાદ વધુ ગમગીન નહી થવા તથા શોક નહી કરવા આજીજી કરી કહેવા લાગો. બાદઅઝ તેણે પોતાની મીલકતની વહેંચની કરતા જણાવીયું કે એલંનડેલ કેસલ ( આએ મકાન) અને

તે સાથની તમાંમ જાગીરનો અખતેઆર તેના વડા બેટા એદગરે લેવો, અને પોતાની તમાંમ બાકીની મીલકત અને મકાન જે એદીનબર્ગમાં છે તે સરવે તેના નાથલા બેટા કેરેહોકને સવાધીન કીધું. વલી એક મોટી નાંનાંની રકંમ પણ વારસામા તેને સવાધીન કીધી, તથા મરતી વખતની તેની વહેચનીનું કરારનામુ તેના હાતમાં મુકીયુ. આએ તેના છેલ્લા ફુરમાંનો પોતીકા અતી વહાલાં ફરજંદોને ફરમાવી ઉમરાવ એલંનડેલે પોતાના અતી વાહાલા બે બેટાઓને જવાંન અને ઉધરતા નાહાન વયમાં મુકી પોતાનો પ્યારો જીવ તે કીરતારને સવાધીન કીધો. તેની લાસને આએ એલંનડેલ મકાનમાંજ પુર ભપકાથી પુરતા દમામ સાથ દફન કીધી.

દફ્નની કીરીઆ કીધા બાદ થોડા અઠવાડીઆમાં બંને ભાઇઓ એદીનબર્ગ તરફ નીકલી ગયા. કેરેહોક પોતાની જીદગીના દીવસો એદીનબર્ગમાં એશ આરામમા ગુજારવા લાગો. તેને એદીનબર્ગ માહેલી પોતાના બાપની જાગીર મલવાથી જો કે તે પોતાના બાપના ખેતાબથી બેનસીબ હતો, તોપણ તેના બાપના ખેતાબનો તેનો વડો ભાઇ એદગર વારેસ થવાથી તે જરાપણ તેની તરફ અદેખાઇની નજરથી જોતા નહી હતો. પોતાના બાપનો ખેતાબ વારસામાં મલવાથી અમીર એદગર ઉમરાવ એલનડેલ બનીઓ, અને બંને ભાઇઓ ઘણાજ સંપ અને મોહોબતથી એદીનબર્ગમા રહેવા લાગા.

વખતના આરસામાં કાલના જોગે અમીર એદગરને (જેને આપણ અમીર એલંનડેલ કરી હવે પછી કહીસુ) એદીનબર્ગવાલા ઉમરાવ સેથદનની એક પુરી પણ હુર સમાન ખુબસુરત બેટી મારગરેત સાથ દોસતી થાઇ. વખતના વહેવા સાથ તેમની દોસતી વધારે અને વધારે મજબુત થતી ગઇ અને પોતાના મરનાર પીતાને એક વરસ થવા બાદ પોતાના શોકને દુર કરી ઉમરાવ એલનડેલ નવજુવાન પરીચહેર મારગરેત સાથ નેકાના પવીતર ગાંઠથી જોડાયો.

પુરેપુરા બે અથવાડીઆં રંગરાગમાં એદીનબર્ગ ખાતે ગુજારવા બાદ અમીર એલનડેલ પોતાની ખુબસુરત માશુક માગરેતને લઇ પોતાના આએ બાપીકા મકાન એલનડેલ કેસલમા આવવા નીકલીઓ. અમીર ઉમરાઓ અને બીજા બડુખાંઓના ખાસ રસાલા વચે તેઓ ધુમધાંમથી ગાજતા અતરે આવી પુગા. પણ શુ કહુ!! તેમના આવતાંનેજ વાર સગન તેમને સારા મલીઆ નહી. એક બનાવ એવો બનીઓ કે તે દીનથી આએ બુલંદ અને પુરાના મકાંનનું નાંમ બદનાંમ થાયુછે. હજીતો તેઓ કીલ્લાના દરવાજમા દાખલ થાયછે, તેવામાં એકાએક અમીર એલનડેલના ઘોડાએ એક જબરી ઠોકર ખાધી, અને તેજ પલે આ એ પડોસના દીવા નખાના માંહેલુ ગંજાવર બખતર લોહોડાની મજબુત ખુંટો ઉપર ટાંગેલુ હોવા છતાં એકાએક જબરા કડાકા સાથ જમીન ઉપર તુટી પડીયું.

શુ "અમીર ગલેનગીલ એકાએક ચમકીને બોલીઓ" બખતર જમીન પર તુટી પડીયુ! અને તેને તુરતજ ગઇ રાતનો બનાવ યાદ આયો. કેવા કહંગા અપસગન !!

"વીનટન નમીને બોલીઓ" ઓ તે બુરા—કઢંગા જીવલેન અપસગન! જો કે અમીર એલંનડેલે તે વાતના અખાડા કીધા અને તે અપસગનને કાંઇ વજન આપીયુ નહી પણ અમીરજાદી મારગરેતના ચેહેરાનો રંગ બીલકુલ ઉડી ગયો. અમીરે તેણીને સધીઆરો આપી તેણીની ધાસતી દુર કીધી અને સરવે વાતને દાબી નાખી.

## બે બાલકોનો જનમ.

અમીરે જો કે આએ અપસુકનની દરકાર કીધી નહી પણ મકાન માહેલા નોકરોમા તે વીરો ચરચા ઉઠવા લાગી, અને સરવે એક મત કહેવા લાગા કે આએ અપસુકન મોડે ઇયા વહેલે નુકસાનકારક થઇ પડવાના. રમત ગમતમાં અમીર પોતાનો વખત ગુજારવા લાગો, અને એ રવેસે કેટલાંક અઠવાડીઆં ગુજરી ગયાં. અમીરજાદી પણ પેલા અપસુકનની વાત દીલથી ભુલી ગઇ, અને સરવે સાંમાંધાંન થઇ પડીયુ. પરોણાઓ મકાન છોડી પોતપોતાને ઠેકાણે ગયા, અને અમીરનો નાધલો ભાઇ કેરેક મુસાફરી કરવાના ઇરાદાથી ઇગલંડ તરફ રવાંના થયો.

એક વરસ વહી ગયુ, અને અમીરજાદી મારગરેત એ અરસામા ગરભવંતી થાઇ. અમીરજાદી મારગરેત હવે જલદી એક બાલકની માવતર થશે તેથી મહેલમાં એકવાર પાછી ગડબડ મચી રહી. બે કાબેલ તબીબોને એદીનબર્ગથી ખાસ તેડાવી મંગાવીઆ, અને તેમને રહેવાને માટે એલંનડેલ કેસલમાં ખાસ જગા આપવામા આવી, અને બાલકની માવજત કરવા કાજે જુલીઆ લાકરબી નામની એક પડાસમાં રહેતી ઓરતને ખાસ રોકવામા આવી.

જુલીઆ બીચારી ખરેખર કમનસીબ હતી. તેણીનો ખાવીંદ તેને તજી ગયો હતો, અને હાલમાં આએ દાસી જુલીઆ પણ ગરભવંતી હતી. અમીરજાદી મારગરેતે જુલીઆને આવી કમનસીબ અને ગરભવંતી હાલતમાં તેણીના ખાવીંદથી વીખુટી પડેલી જોઇ તેણીના હાલ ઉપર દયા કરવા લાગી, અને પોતાની નોકરીમાં તેણીને તુરતજ રાખી. જુલીઆએ એલંનડેલ કેસલની પડોસમાં આવેલી પોતાની કંગાલ જુપડી છોડી એલનડલ કેસલમાં પોતાનુ મકાન કીધુ, અને અમીરજાદી મારગરેત તેણીને ઘણીજ પ્યારથી ચહાવા લાગી.

થોડા દીવસ ગુજરવા બાદ દાસી જુલીઆએ અલનડલ કેસલમા એક બેટ્રાનો જંનમ આપોઓ, અને બરાબર આઠ દીવસ પાછલથી મારગરેતે પણ એક ખુબસુરત બેટાનો જનમ આપીઓ.

આએ બંને બાલક બેટાઓની તપાસ અને માવજત અલબતા જુલીઆ પોતેજ કરવા લાગી. કદમાં-બાંધામાં અને તંનદરોશતીમાં જુલીઆ મજબુત હોવાથી પોતાનું કામ બરાબર રીતે બજાવતી હતી. એલનડેલના આએ બાલક વારસના પેદા થવાથી કેસલમાં ધુમધામ ચાલુ થાઇ અને અમીર એલનડેલની ખુશાલીનો પાર રહે યો નહી.

## નવા અપસુકન.

પણ અફસોસ! એ ખુશાલી નાશકારક હતી. દાસી જુલીઆના સવાચીનમાં બંને બાલકો ઘણીજ સારીરીતે રહેતાં હતાં, અને તેમની સંભાલ પણ જુલીઆ તેવીજ રીતે લેતી હતી. બને બાલકો જુલીયાઆનુજ દુધ પીઈ ઉધરવા લાગાં. અમીરજાદી મારગરેત એલનડેલના અમીરને એક વારસથી નવાજ્યો છે એવી ખબર જ્યારે અમીરના એક ઘણાજ અતલગના દોસત ઈંગલશાંમને પડી ત્યારે તેને તે બનાવની ખુશાલીમાં અમીરજાદી મારગરેત અને તેણીના ખાવીંદ એલનડેલને પોતાના ઇગલશેમ કેસલમાં એક મોટી જીઆફત આપવાનો ઠડાવ કીધો. આવી વધાઇને સારૂ આપેલી જીઆફતમાં હાજર રહેવા અમીરજાદી મારગરેત અને તેના ખાવીંદને ઇજન થવાથી તેઓએ ઇગલશેમ કેસલ તરફ જવાનો ઠડાવ કીધો. પોતાના બાલકની પુરતી માવજત કરવા અને સંભાલ લેવાનો જુલીઆને તાકીદ કરી તેઓ હવે જીઆફતમાં જવાની તૈયારી કરવા લાગાં.

પેલો દક્ષીણ તરફ આવેલો ગંજાવર કીલ્લો નહીં? "ગલેનગીલે અધીરાઇથી વીનટનને પુછીયુ."

તેજ નામવર સાહેબ "વીનટને નમીને કેહયુ" પણ આજ કેટલાંક વરસો થયાં તે ખાલી પડેલોછે. અમીર ઇગલશાંમના મરણ પછી તેમનો કોઇ પણ વારસ નહીં હોવાથી તેની મીલકત જપત થાઇછે. એટલું કહી તેને પોતાની વારતા પાછી સરૂ કીધી.

ઇગલશામ કેસલ તરફ જવાની હવે તૈયારી અમીરજાદી મારગરેત અને એલનડેલે કીધી અને પોતાના રસાલાદાર તરીકે ચાર મરદો અને બે ઓરતોને પોતા સાથ લઇ એક સહવારના પોહોરમાં ઘોડે સવાર થઇ તે તરફ જવા નીકલીયાં. પણ શું કહું! જેવા તેઓ દરવાજામાંથી બાહાર નીકલવા જાય છે તેવીજ અમીરના ઘોડાને એક જબરી ઠોકર લાગી. અમીર ઘોડાપરથી ગબડી પડતો હતો, પણ તે સેજમાં બચી ગયો, અને તેજ વખતે એક જબરા કડાકા સાથે આએ પડોસના દીવાનખાના માહેલું બખતર જમીન ઉપર તુટી પડીયું.

અમીરજાદીના ગભરાટનો પાર રહેયો નહી. અમીર પોતે પણ ગભરાટમાં પડીઓ, પણ તેણે હીમત રાખી અમીરજાદીને સમજાવી લીધી, અને તેણીની ધાસતી ધોરજથી નરમ પાડી. તોપણ અમીરજાદી પર આએ નવા અપસુકનની જબરી અસર થાઇ હતી. તેણીએ વીચાર કીધો કે આવી રીતનો અપસુકન તે જ્યારે આવમકાનમાં પહેલી દાખલ થાઇ ત્યારે બનીયો હતો, અને આજે પાછો બરાબર એક વરસ બાદ બનીઓ છે. હું પોતે આએ બનાવને અકસમાત સમજવા લાગો. મેં અમીરને પોતાની ઇગલશાંમ તરફની મુસાફરી અટકાવવા માટે અરજ કીધી પણ મારી ધાસતીની દરકાર ન કરતાં તે હસવા લાગો, અને અમીરજાદી પોતાના અતી વાહાલા ધણીની મરજીને તાબે થાઇ તેની તરફેન ખેંચવા લાગી અને આવા અપસુકનની વચે તેઓએ પોતાની મુસાફરી સરૂ કીધી. આએ બુલંદ કીલ્લાના ગંજાવર દરવા-

જા તેમની પાછલ બંધ થયા. હું બખતરના પડવાને વહેમ સમજતો હતો પણ હવે તેને હુ ખરેખર અપસુકન સમજવા લાગ્યો. મારા દીલમાં કોઇ છુપી ધાસતીઓએ ઘર કીધું, અને તેઓના આવવાની હું ઈનતેજારીથી રાહ જોવા લાગો.

## આંસુપરાબ.

અફસોસ ! માણસ ધારેછે શું અને ખુદા કરેછે શું !! કોણ જાણતું હતું કે આવા અપસુકનનુ ફુલ એટલું જલદીથી ફુલસે ? અમીર અને અમીરજાદીના સીધાં-રીઆને હજી તો ઘણો વખત થયો નથી-હજી તો ઘણા કલાકો પણ થયા નથી તેટલા-માંજ પેલુ બાલક-પેલુ ખુબસુરત બાલક-એલંનડેલનો ખીલતો ગુલાબ-અમીરની આસા-આએ બોહોલી મીલકતનો વારસ એકાએક તાંનના દરદનો ભોગ થાઇ પડીયો. ઉપલીઆંનો મરજ તેને લાગુ પડીઓ. કેસલમાં ગભરાટ મચી રહેયો. પ-ડોસના ગાંમડાંમાંથી તબીબની મદદ મેલવવા નોકરોને દોડાવીયા, અને સાંજ પડતાં તબીબોની મદદ મલી. પણ અફસોસ, તે બહુ અસુરો મદદ હતી. જોકે બાલક તો હજી જીવતું હતું પણ દુખે પોતાનુ ઘર તેનામાં ઘણી મજબુતાઇથી કીધું હ-તું. તબીબોએ પોતાના ઇલાજો કીધા પણ કાઇ વલીયું નહીં. સેવટે બાલકના જીવ-વાની આસા રહી નહી.

એ મરે છે! ઓ એ મરે છે! મારી છાતીનું દુધ ધાવી ઉછરેલા પશુ બાલ હુ એટલુ જલંદી કાં મરે છે !! "જુલીઆએ એવી રીતની એક હાય મારી." મદદ-મદદ અરે કોઇ દોડો-કોઇ જાવો-ઇગલશાંમ તરફ જાવો-કોઇ આવો-કોઇ જુવોરે. જુલીઆ એમ બોલી છાતી કુટવા લાગી, પણ અફસોસ તેના પુકારથી મોતના પેગામચી ઉપર કાઇ પણ અસર થાઈ નહી.

આએ દુખદાયક ખબર અમીરને જાહેર કરવા મેં એક આદમીને તુરતજ ઇગલશાંમ તરફ દોડાવીઓ. આએ પેગાંમ તેમને મલતાંજ જયાફતની મોજ છોડી તે-ઓ પોતાના ઘોડા પર સવાર થાઇ રસાલાને પાછલ આવવા ફરમાવી પવણની ઝડપ માફક ઘોડાને એલનડેલ તરફ દપટાવીઆ. રસાલો પાછલ પડીઓ, અને આએ બંને જંન પોતાના મરતાં બાલકને બચાવવા નહીતો તેની મરતી વખતની ચીસ સાંભ-લવાના ઇરાદાથી આગલ નીકલી ગયાં.

પણ તેવાંમાં એકાએક પેલા રસાલેદારોના કાંન ઉપર જંગલમા કોઈ તરફથી ઓરત મરદની સામટી ચીસો આવી. તે ચીસો કેવી હતી ? સુપકીડીનું જીગર ફાડી નાખનારી—દયાલુ પણ બારીક ચીસો—કાંનના પરદા વીધી નાખે તેવી તે બારીક ચીસો—રાતની સીહાઇને ફાડી ચીરી નાખે એવી તે ચીસો હતી. તે ચીસો કોણની હતી ? કોઇ મરદ ઓરતના સાંમટા દુખીઆરા અવાજની તે ચીસો હતી. મદદની તલબથી સમાયલી કોઇની મરતી વખતની છેલ્લી ચીસો હતી. પાછલથી તે દબાતી ગઇ અને ધીમેધીમે તદન બંધ થાઇ ગઇ.

આએ ચીસો સાંભલી પેલા રસાલેદારોએ પોતાના ઘોડાઓ તે તરફ વધારે જોરથી દોડાવીઆ. રાતની અનધારી સીહાઇની દરકાર ન કરતાં તેઓએ આએ મર-

ની વખતની કોઇની ચીસને મદદ આપવાનો વીચાર કીધો. આગલ અને આગલ તેઓના ઘોડા દોડવા લાગા, અને સેવટે તેઓ તે જગા ઉપર આવી પુગા. પણ અરે ખુદા! તે જગા ઉપર તેઓએ શુ જોયુ? ચાંદ પુર જોશમાં ચમકતો હતો, અને તેના ઉજાસથી તેઓએ કોઇ બે આદમીઓને જમીનપર પડેલાં જોયાં. રીસાલેદારે તુરતજ પોતાના ઘોડા પરથી ઉતરી પડી પેલાં આદમીઓની લાસને તપાસવા લાગા તો તેઓના ગભરાટનો કાઇપણ સુમાર રહેયો નહીં. તેઓએ પોતાના અમીર એલનડેલ અને અમીરજાદી મારગરેતને જમીનપર લોહીમાં લોટેલાં જોયાં. તેમની પાસે એક ભાગેલી શમશીર પડેલી તેઓએ દીઠી અને તેમના જખમોમાથી તાજુ લોહી પાણીના ધોત મીસાલ વહેતું હતું. તેમના બદનપરનો પોશાક ફાટી તુટી ગએલો હતો—તેમના ચહેરા લોહીથી ખરડાયલા હતા અને એવી જુલમ જાસતી અને ક્રોધની જબરી વચે તેઓએ પોતાના જાન ખોયા હતા.

રડતી અને માહેતમથી ભરપુર નીશાંનીવાલા જર્દ ચેહેરા સાથ પેલા રીસાલેદાર પોતાના માલેકોના આફ્રત ભરીઆ મરણના સમાચાર અને તેમની લોહીલુહાન થએલી લાસો લઇ એલનડેલ કેસલમા મોડી રાતે આવી લાગા. અમીર અને અમીરજાદીની લાસ મહેલમાં આવી પુગી. કેસલમાં ગભરાટ મચી રહેયો, અને જયા થોડા કલાક અગાઉ દરએક જનના ચહેરા હસતા હતા તેને બદલે માહેતમથી રડતા દીસવા લાગા. સુખનો સુરજ એલંનડેલ કેસલ ઉપર પ્રકાશતો અસ્ત પામીઓ, પણ એટલો જલદી તે અસ્ત પામશે એવી આસા કોઈને પણ હતી નહી.

પણ આફ્રત હમેસા ચોતરફથીજ આવે છે. એટલાંમાજ હમારી ઉપરના સતીમનુ સેવટ આવ્યુ નહી હતુ. અમીર એલંનડેલ અને બાંનું મારગરેતની લાસને કેસલમા લાવવાને હજી એક કલાક થયો નહી તેટલા વારમાં પેલુ બાલક—પેલો ખીલતો ગુલાબ—પેલો એલંનડેલનો વારસ-અમીરનુ ફરજંદ મરણ પામીયુ. આએ તે કેવો અજબ. આએ તે મોતનો કેવો સીતંમ. માહેતમની શું કાહાણી કેહુ. પેલા બાલકના મરણથી લુસીઆ છાતી ફાડતી હાથ મારી રડવા લાગી. મા—બાપ—અને બેટા ત્રણે જંનનો જાંન એકજ દીને આએ દુનીઆ છોડી ગયો, અને એ રીતે એલનડેલનો સાચો વારસ નાબુદ થયો, અને થોડા કલાકના અરસામાં નહી ધારેલી રીતથી એલનડેલનું ખાનુખરાબ—સત્યનાશ થાઇ ગયુ. હવેજ મને યાદ આવી—હવેજ મારી ખાતરી થાઇ કે પેલા અપસુકનના ફૂલેલાં આએ ફલ હતાં.

આએ માહેતમથી ભરપુર સમાચાર મારગરેતના બાપ ઉપર એદીનબર્ગ ખાતે મોકલાવીઆ, અને તેવીજ ઝડપથી એક બીજો પેગામ અમીર એલનડેલના નાંધલા ભાઇ ફેરેહોક ઉપર લનડંન ખાતે મોકલાવી જણાવીયું કે એલનડેલના ખાંનદાનની ખરાબી અને ખુવારી થાઇછે, અને તેની ઓલાદની ફુલંધાની આવી આફત ભરી રીતે બની છે, તથા તેની જડ મુલબેખથી માહેતમ ભરી ખુવારી સાથ ઉખડી ગઇછે.

## એલનડેલ બીજો.

મરનાર અમીર એલનડેલ અને બાંનુ મારગરેત તથા તેમના બાલકને દફનાવવાની કીરીઆ મે પોતેજ કીધી. આએ મકાંન મધેજ તે ત્રણે જણને એકજ દીવસે અને એકજ વખતે માંનસાથે દફનાવીયાં.

ગરીબ બીચારી જુલીઆ. પેલા બાલકના મરણ પછી તે ખરેખર પોતાની સુધ બુધ ખોઇ બેઠી, અને તેથી તેણીને કોઇ તેણીના અતલગના બેશીને સવાધીન કરવાની જરૂર પડી. જુલીઆ ઉપર મરનાર બાંનુ મારગરેતની ઘણીજ મહેરબાની હોવાથી તેણીને તેણીના આવા વખતમા વગર આસરે કેસલમાથી હાંકી કાહાડવાનુ મે દરૂસત નહી જોયુ, અને તેટલા વાસતે તેણીના બાલકના તેમજ તેણીના પોશાનને સારૂ ઘટતી ગોઠવણ કરી તેણીને કેસલમાથી જવા ફરમાવીયું.

આવી માહેતમ ભરી ખબર અમીરજાદી મારગરેતના બાપ અમીર સેંથદનને કાંને પડવાથી તે બીચારો ગમ ખાઇ બે અઠવાડીઆમાં મરણ પામીઓ. અમીર એલનડેલના મરણના સમાચાર સાંભલી તેનો નાધલો ભાઇ કેરેહોક બનતી ઝડપથી અતરે આવી લાગો, અને પોતાના ભાઇના કવખતના મરણથી બેહદ દલગોર થવા લાગો. તેણે પોતાના ભાઇનો કીનો લેવાના સોગંદ ખાધા, અને તેના ખુનીઓનો પતો લાવનારને મોટા ઇનામો આપવાને જાહેર કીધુ. બાદઅઝ અમીર એલનડેલનો કોઇ બીજો વારસ નહી હોવાથી તે તેના બાપીકા ખેતાબનો અને તમાંમ પહાડી મીલકતનો માલેક થાયો, અને અમીર કેરેહોક હવે અમીર એલનડેલ ગણાવા લાગો.

પોતાના ભાઇના વેરમાં જંગલમાં વસતા દરએક લુટારાને પકડી તેમને ગોસપંદ મીસાલ નવો અમીર એલનડેલ (જેને વાચનાર એલનડેલના નામથી અતીઆર સુધી પીછાનેછે) જબે કરવા લાગો. જંગલ માહેલા ગોફામાથી સહેકડોને સોધી કાહાડી સહેકડોને જબે કીધા, કેટલાકોને ફાસી દીધા અને કેટલાકોને રીબાવી મારીઆ. અમીર એલનડલે એટલુ કરી પોતાના ગમને કાઇ ઓછો કીધો નહી, તે પોતાના ભાઇને બેહદ માંનથી ચહાતો હતો અને તેથી જે જગ્યા ઉપર તેના ભાઇનુ ખુંન થયુ હતુ તે જગાની આસપાસના ઝાડ ઝરૂખાની ઘટાને કાપી નખાવી એક મીનારો મરનારની ઇયાદગારીમાં તે જગાપર ઉભો કરાવીઓ. તે મીનારો આએ મકાનથી થોડે દુર જંગલ વચે મરનાર અમીર અને તેની બાંનુના કવખતના ખુનની ગવાહી આપતો ઉભોછે.

આજેજ મે એલનડેલની વારતા આવી સમપુરણ રીતે સાંભલીછે. હાલનો અમીર એલનડલ મારો ખાસ રફીકછે, તે ઘણોજ ભલો અને નેકછે “ગશનગીલે તેની તારીફ કીધી”

“અમીર કેરેહોકને હમોએ અમારા નવા માલેક તરીકે કબુલ કીધો, અને તને તે દીનથી અમીર એલનડલ તરીકે પીછાનવા લાગા.” વીનટને વાત આગલ ચલાવી.

# ૩૫

## બે ખાલી ખુરસીઓ.

અને હવે હુ એ હકીકતના છેલા બનાવ ઉપર આવુછુ. આએ આફત ભરીઓ બનાવ બનવાને લગભગ વરસ થવા આવ્યુ હતુ. કરીસ્તમસના તહેવાર ઉપર હાલના અમીર એલનડેલે પોતાના ભાઇના મરણની વરસીના હીગામ ઉપર એક ગમભીર મેલાવડો કરવાના ઇરાદાથી મરનારના સરવે અતલગના દોસતોને જમવા બોલાવીઆ. જમવાના દીવાનખાંનાને તમાંમ કાલા પરદાઓ અને ઝાલરોથી સંગારી ગમગીની અને શોકના પોશાકમા ગરક કીધુ. સરવે મલી અગીઆર પરોણાઓને ઇજંન કીધાં હતાં પણ બરાબર બાર આદમીના ખોરાકની તજવીજ રાખી હતી. અગીઆરમાંથી ફકત નવ જન હાજર થયાં હતાં. બે જંન કાઇ નહી ધારેલી અગત્રડથી હાજર થઇ શકીયાં નહી. અમીર એલનડેલ સુધા ફકત દસ જના ખાનાપર બીરાજનાર હતા તોપણ મને બાર માંણસની વરદી મલવાથી ખાનાની ટેબલ આગલ મે બાર ખુરસીઓ ગોઠવી હતી. ટેબલ ઉપર ખાંનુ પણ બાર માણસને માટે ગોઠવીયુ અને હવે સરવે મલી દસજંન ખાંનાની ટેબલ પર બીરાજ્યા. હુ તેમની રીફાકતમાં હાજર રહેવા આસપાસ ફરતો હતો, તેટલાંમા પડાસના દીવાનખાંનાના દરવાજા એક જબરા ધડાકા સમેત જોસથી ઉઘડી ગયા અને એક લડાએક પહેલવાંન તમાંમ બખતરમાં સીકડાયલો પોતાની બગલમાં એક ખુબસુરત જવાન પરદેનશીન બાંનુનો હાત લઇ ધીમે કદમે પુર દમાંમ અને રોબમા તે દરવાજામાથી દાખલ થયો. સરવે મહેમાંનોના ચહેરા ધાસતીથી જર્દ થાઇ ગીયા, અને આએ બનાવ જોઇ કાઇ પણ વીચાર કરી શકીઆ નહી. મારી પોતાની સુધ ઠેકાણે રહી નહી. પુર ભપકામાં વગર દહાશતે તેઓએ ખાંનાની ટેબલ તરફ ચાલવા માંડીયુ અને પેલી બે ખાલી ખુરસી ઉપર તેઓએ પોતાની બેઠક કીધી. આએ ભેદની મતલબ સમજવાની કોઇનામાં તાકાત રહી નહી, અને પેલા લડાએક પહેલવાંનની આવી રીતની હીમત જોઇ તેઓએ પોતાની ખાતરી કીધી કે એ બે આકારો કાંઇ નહી પણ કોઇના પવીત્ર રૂહ છે, અને આએ ફાની દુનીઆની સહેલ કરવા નીકલીઆછે. આવી તરક કરવા માટે તેમને એકજ કારણ હતુ અને તે એજ કે પેલા આકારોના ચાલવાથી તેમના પગલાંનો અવાજ બીલકુલ જમીન ઉપર થાતો હતો નહી.

"પછી પછી ગલેનગીલે ઘણીજ અધીરાઇથી પુછીયું. જલદી બોલ તેઓએ સુ કીધુ—અને સુ થયુ?"

પેલા પહેલવાને અને પેલી બાંનુએ પેલી બે ખાલી ખુરસીપર પોતાની બેઠક કીધી અને ગુપચુપ સ્તબ્ધ એક પુતલાની માફક બેસી રેહેયાં. કોઇની પણ હીમત કાંઇ બોલવાંની થાઇ નહી. અમીર એલનડેલતો બેહોશ જેવો થાઇ ગયો. આવો મામલો જોઇ પેલો લડાએક પહેલવાન અને પેલી બાંનુ પોતાની બેઠક ઉપરથી ભપકામા ઉઠી ઉભા થયાં અને પેલા પહેલવાંને પોતાના મોહડા પર ધાંકેલો બખતરનો ટોપો આસતે રહી ઉંચકીઓ અને પેલી બાંનુએ પણ તેજ પરમાણે પોતાના ચ

હેરા ઉપર નાખેલા પરદા ઉચકી લીધા, અને બંનેજણે પોતાના ચહેરા સરવેને જાહેર કીધા. સરવે મહેમાનો તેજ વખતે ચમકી ઉઠીઆ. ગભરાટ અને અજાએબીની ચીસો સરવેના મોહોડામાથી તેજ વખતે એક સરખી નીકલી, સબબ આએ બે આકારો કોઇના નહી પણ મરનાર અમીર એલનડેલ અને તેની ખુબસુરત બાનુ મારગરેતના તેમને માલમ પડીઆ.

પોતાની પુરતી પીછાન કરાવવા પછી પેલા બે આકારોએ પોતાના બુરખા પાછા પોતાના ચેહેરાપર નાખીઆ, અને જેવી ભપકા ભરેલી રીતે તેઓ દાખલ થયા હતા, તેવીજ રીતે પુર તાબમા તેઓ પાછા પડોસના દીવાનખાનામાં દાખલ થયા અને દરવાજા તેવીજ રીતે પોતાની મેલે તેમની પાછલ જબરા કડાકા સાથ બંધ થાઇ ગયા.

મોડી રાતે મહેમાંનો પોતાને મકાને સીધારીયા. વખત પાછો વહેવા લાગો, અને થોડા દીવસો બાદ એ બનાવ સરવે કોઇ ભુલી ગયાં. તોપણ પડોસના અને આસપાસના ગામડાઓમાં એ વાત મરકીની માફક ફેલાવા લાગી અને આજ સુધી પેલી બે ખાલી ખુરસીના ભેદ વીશે સરવે કોઇ ઇનતેજાર રહેવા લાગાં. અમીરે આએ મકાન મારા સવાધીનમાં આપી પોતે પોતાનુ રેઠાણ એદીનબર્ગમા કીધુ.

એજ મકાનમા એ બંને ભાઇઓ મોજ મજાહ કરતા હતા.—એજ જંગલમા તેઓ સાથે ફરતા તથા શીકાર કરતા હતા અને આજે તે મકાન વેરાંન અને એકાંત થાઇ પડીયુ. જે મકાંન એક વખત આબાદીનું મઠક હતું તે બરબાદીનુ કારણ થાઇ પડીયુ. જયા સુખ વસતુ હતુ ત્યાં દુખે પોતાની નહેસ શીકલ દેખાડી પોતાનુ સદાનુ રહેઠાણ કીધુ.પણ તે વખત વહી ગયોછે—તે બનાવને આજ લાંમબી મુદત થાઇછે અને હવે તેમના પવીત્ર રૂહ બહેસતમા જંપીને બેઠાંછે.

વીનટનની વાત અતરે પુરી થવાથી અમીરે તેને પોતાની આગલથી જવાને ફરમાવીયું. વીનટન નમી અમીરની ખીદમતમાથી દુર થયો, અને ગલેનગીલ આએ ભેદ ભરીઆ બનાવની હકીકતને ગઇ રાતના પેલા બે આકારો સાથ સરખાવવા લાગો. તે મનમાં બોલીઓ, "જો તેમજ હોય તો પેલા બે આકારો જે મેં ગઇ રાતે જોયા તે કોઇના નહી પણ અમીર અને બાંનુ મારગરેતનાજ હોવા જોઇએ. તેમના રૂહ વીનટનના કહેવા પરમાણે લાંમબી મુદત થવા છતા હજી બહેસતમાં જંપી બેઠા નથી. શુ સબબથી તેઓ આએ મહેલમાં ભટકતા હશે?" એવા ઉંડા વીચારમા તે ગરક થયો હતો તેવામાં માલકમ દાખલ થયો.



## પ્રકરણ નવમું

### સાચા પ્યારમા થતી ખલલ.

પોતાની બહેન ઇવલીનને એક વગર જણાયલા મા બાપનો—હલકા ખાંનદાનનો—પોતાના બાપના આસરા હેઠલ પરવરીશ પામેલો છોકરો પ્યાર કરે એ તેનાથી કેમ સાંખી શકાએ!

જંગલ માહેલી પેલી દાકણે તમને દીધેલા આશીસથી તે વીચારમા પડીઓ હતો તોપણ તેણીની આગમચેતી વીશે તે ગભરાવા લાગો અને એ સરવે બનાવ સાથે પોતાની બહેન તરફ કેનેથની આવી બેઅદબી ભરેલી ચાલની ફરીઆદ કરવા પોતાના બાપ આગલ તે જઇ ઉભો.

માલકંમના ચહેરાપરથી તેના બાપ ગલેનગીલે ધારીયું કે કાંઇપણ બનીયું છે તોપણ પોતે ધીરજ રાખી સવાલ કીધો "ઇવલીન કયાં છે?"

"તેણીના દીવાનખાંનામા ગઇ હશે માલકમે જરા ગુસ્સામા જવાબ દીધો."

"કેમ આજે શુ બનીયું ? ગઇ કાલના જાણવા જોગ બનાવ કરતાં કાંઇ વધારે છે?" ગલેનગીલે સવાલ કીધો.

"ગઇ કાલના કરતા વધારે જાણવા જોગ આજના સમાચાર છે." માલકમે જવાબ દીધો. "મને પોતાને કહેતા શરમ લાગેછે. કેનેથ અને ઇવલીન એક બીજાને ચાહેછે"

"બેશક" ગલેનગીલે જવાબ દીધો "હુ તે જાણુછું. તેમનો પ્યાર હુ સમજુછુ. એક ભાઇ પોતાની બહેનને જે પ્યારથી ચાહેછે તેજ પ્યારથી ઇવલનને કેનેથ ચાહેછે."

"નહી નામવર અમીર" માલકમે બોલીઓ. "તેમ નથી. ભાઇ બહેનના પ્યારથી જો તેઓ એક બીજાને ચાહતાં હતે તો હુ તે વીશે ફરીઆદ કરતે નહી, પણ તેમનો પ્યાર બીજજ રીતનો છે. તેમના પ્યારમાં જુદી જાતના જુસ્સાઓને મે પ્રગટી નીકલેલા બંનેના ચહેરા પર જોયા. શુ કહુ ! કેનેથના પ્યારને ઇવલીન તરફ એક ભાઇના પ્યાર રૂપે દોડતો નહી પણ એક આશકના પ્યાર રૂપે દોડતો મે જોયો. હા તેજ વખત હુ શુ કરતે તે કહી શકતો નથી, પણ ખામોશીમા મે દાહાપણ વીચારીયું."

"એ શુ બોલેછે" અમીરે ગુસ્સામા પુછીયું "તારી સુધ ઠકાણે છે કે. લામબી વાત છોડી જે હોય તે કહી દે"

"નામવર બાપ" માલકમે હકીકત સરૂ કધી "શેકારગાહમા ઇવલીનને હુ કેનેથને સવાધીન કરી મારા શેકારની સોધમાં થોડે દુર નીકલી ગીઓ. બે કલાક તેઓએ મારી ગેરહાજરીમાં એક બીજા સાથે વાતચીતમાં ગુજારીઆ, અણુ તેવામાં આરૂ એકાએક તેમની પીઠ પાછલથી આવવું થયું. તેઓ પોતાની વાતચીતની ખુમારીમાં એટલાતો મસ્ત હતા કે મારી હાજરીની તમને કાંઇપણ સુધ રહી નહી. મને જોતાંજ તેઓ ગભરાટમાં પડીયાં, અને તેમના મોહોડાં ઉપર પ્રકાશતા પ્યારનો જુસ્સો મેં બરોબર જોઇ લીધો. બેહદ મહેનતે મેં મારા ગુસ્સાને મારા કાબુમાં રાખીઓ. પેલો નીમખ હરામ દગલબાજ કેનેથ પણ વીચારમાં પડીઓ. ઇવલીન પોતે પણ ગભરાટમાં પડી, અને શું કરવું તેની ખબર તેઓને રહી નહી. હા મારા સ્વપનામાં પણ મેં એવી આસા રાખી નહી હતી કે કેનેથ આવી રીતે નીમખહરામ બનશે. તે પામેલા કુતરાએ પોતાના ધણીનોજ પગ કરડીઓછે. તે નીમખના મોતાજે પોતાના આશ્રયદંજ નીમખહરામ કીધુ છે.

"પછી શું થયું આગલ ચલાવ" ગલેનગીલે ગુસ્સાને દાબી પુછીયું.

"મેં તદન અખાડાજ કીધા" માલકમે પાછી વાત સરૂ કીધી. "અને કાંઇજ જાણતો નથી એવો દેખાવ કીધો, પણ તેવામાં એકાએક અઇ કાલવાલી પેલી જંગલ માહેલી દાકણે ગીચ ઝાડીમાંથી પોતાનો દેખાવ દીધો."

"જંગલ માહેલી દાકણ". અમીર ચમકીને બોલીઓ. "તે શું બોલી."

"તેણીએ કેહેયું" માલકમે જવાબ દીધો "ઇવલીન મારી બહેન થાયછે, પણ તે કેનેથની બહેન નથી. પછી તે કાહાબા કનીજે તેમની ખુબસુરતીની વખાન કરી ખુદા તેમનું જોડું કાએમ રાખે એવા આશીસ દીધા. આવી રીતના સખુનો તે પલીદને મોહડેથી સાંભલી મેં મારી ધીરજ ખોઇ દીધી. નજદીક હતું કે હું કાંઇ તેણીને કહી સંભલાઉ પણ તેવામાં તે ઝાડોની ગીચ ઘટા વચે ગુમ થાઇ ગઇ. ચુપ-ચુપ મુગે મોહડે વીચારમાં પડેલાં હમો ત્રણે જંન મહેલ તરફ પાછાં ફરીઆ. તેઓ પોત પોતાને ઠેકાણે ગયા અને હું આએ દુ:ખભરી ખબર કહેવા તમો નામવર આગલ ચાલી આયો.

"અફસોસ" અમીર ઘણોજ દલગીર થાઇ બોલીઓ. "આજના આએ સમાચારથી હું ખરેખર દુ:ખી થયોછું. એક માબાપ વગરના બાલક તરફ કીધેલી મહેરબાનીનો બદલો આવી રીતે ભવીશમાં મલવાની આસા મેં કદીપણ રાખી હતી નહી. વલી મારી બેટી ઇવલીન પોતાનો પ્યાર એક નીચ વગર માબાપના છોકરાને ઇનાયત કરશે અને તેની હલકી મોહોબતમાં ફસી પડશે એ વાતનો મને ખ્યાલ પણ નહી હતો. એક હાત ઉપર જયારે આ દગલબાજ કેનેથની ચાલ ઉપર ગુસ્સે થાઉછું ત્યારે બીજા હાત ઉપર મારી બેટી ઇવલીનની આવી નબલાઇ સાંભલી હુ દુ:ખી અને નીરાસ થાઉછું. પણ કાઇબી કરવું જોઇએ. જો એ બંનેની મોહોબત એક બીજાના દીલમાં ઘર કરી બેઠી તો પાછલથી તે છોડવવી બેશક મુશકીલ થાઇ પડશે. ખબરતો વખતસર મલીછે અને તેનો ઇલાજ પણ મારા હાતમાંજછે."

"અને તે ઇલાજ નામવર બાપ." માલકમે પુછીયું.

"એદીનબરગથી આપણ એલનડેલ આવવા નીકલીઆ" અમીરે જવાબ દીધો તે વખતે અમીર એલનડલે ઇવલીનના હાતની માંગની કીધી હતી.

"આ બનાવ બનવાથી હવે હુ નક્કી વીચાર કરૂંછું કે વગર ધીલે એક કાસદ એડીનબર્ગ તરફ રવાના કરી તે નામદારને જણાવવું કે મારી બેટી વીશેની તેની માંગની મેં મંજુર રાખીછે."

"પણ કેનેથ." માલકમે આગમાં તેલ રેડયું. "તેનું શું."

એક નીચ અને હલકા આદમી તરફ ધ્યાંન આપવું એ ઉદાર દીલના આદમીને છાજતું નથી. તેને તેના વાંક સર સજા કરવી—એ બાબદ વીશે ખુલાસો પુછવો એ તેની ઉપર ગોયા મહેરબાની કીધા બરાબરછે. તે આપણા ધીકકારને પણ લાયક નથી. વાસતે તેનો તો ખ્યાલજ કરવો નહી નહાનપણથી તેને ઉછેરી મે મોટો કીધો છે, અને હુ હવે તેને દુન્યામાં નીરાધરીત અને નીરાધાર મારા આસરા

હેઠલથી હાંકી કાહાડું એ બને નહી. એટલો બધો ઘાતકી હું થવા માંગતો નથી. તે સાથે લોકો પણ તેમ કીધાથી મારા વીશે સારૂ બોલનાર નથી. વાસતે કેનેથ આપરા મકાંનમાંજ પહેલેનીજ માફક રહેશે, પણ રફતે રફતે તેને આપણ આપણા નોકરોની હાલત અને દરજા ઉપર લાવી મેલશું, અને આપણી બરોબરીઓ કરવાને બદલે થોડા વખતમાં આપણો નોકર બનાવી તેને આપણા મકાનમાં રાખીશું. હવે પછી તેને આપણી સાથે ફરતો તેમજ ખાતો પીતો બંધ કરવા સારૂં હું આજથી એવો હુકમ કાહાડું છું કે તેને પોતાનું જમવાનું પોતાનાજ દીવાનખાનામાં લેવું. એવી રીતે એખલો પડવાથી નોકરો અને નફરોની સંગતમાં તે પડશે અને આસતે આસતે તેમના જેવો થઇ જશે.

"ખરેખર એ ઘણોજ સારો વીચારછે." માલકમે તેના બાપના વીચારની વખાન કીધી.

"હવે તુ જલદી જઇ અમીરે કહયુ તારી બહેન ઇવલીનને મારી આગલ મોકલ."

માલકમ પોતાના બાપના ફરમાનને બજાવવા ગીઓ અને થોડા વખતમાં પરીચહેર ઇવલીન પોતાના બાપ આગલ આવી ઉભી.

રડતી આંખે—ધ્રુજતી છાતીએ અને ધપકતાં દીલે શરમાતી તે પોતીકા બાપના ફરમાંનને માંન આપવા તેનો સંનમુખ આવી ઉભી. અમીરે પોતીકાં હાત લાંબા કરી પીતૃ ભાવથી તેણીને કોટી કીધી, પણ ઇવલીન પોતાના દીલના જુસ્સાને વધુ વખત દાબી નહી શકવાથી તે રડી પડી.

આહા ! ! તેણીના રડતા ચહેરામાં પણ પ્યાર પ્રગટી નીકલીઓ હતો. તેણીના દરએક દસકા ખાતા અવાજમાંથી પ્રેમની એક એક હાય નીકલતી હતી, અને તે કોઇ ને માટે નહી પણ ખુબસુરત નીરાધાર કેનેથને માટેજ હતી. આવી તેણીની હાલતમાં-આવી તેણીની સ્થીતીમાં પણ તે પોતાના બાપ તરફની પોતાની ફરજ ભુલી ગઇ નહી હતી.

"મારી સ્યાની દીકરી તારી આંખમાથી વહેતાં આંસુની ધાર લુછી નાખ" અમીરે ઇવલીનને પોતાની પાસે બેસાડી કહયુ. "હું તુને કાંઇપણ ઠપકો આપતો નથી. તું દાહી અને કહેયાગરીછે, અને તેથી હું જે કાંઇ કહુછું તે ધ્યાન ધરી સાંભલશે."

"હા મારા મહેરબાન મુરબી" ધ્રુજતા અવાજે ઇવલીન બોલી. "તમારા દરએક સખુનોને મારે માથે ચહડાવીશ."

"કહે ત્યારે ઇવલીન" અમીરે પુછીયુ" પેલા જવાન કેનેથે તુને કાંઇ સમજાવી તારી પાસે કોઇ વાતનો કોલ લીધોછે."

"નહી નહી" ઇવલીને જવાબ દીધો. "તેને મને સમજાવી નથી. માફ઼માફ માગુછું મારા મહેરબાન-કદરદાન બાપ, વાંક સરવે મારોજછે. કેનેથ બીલકુલ નીરદોશછે. કેનેથે જયારે મને કહેયું કે હવે વધારે વખત તે આએ મકાનમાં રહેવા માંગતો નથી, અને દુનીઆંમાં પોતાના કીસમતને અજમાવવાની પોતે પેરવી કરવાનો ઇરાદો રાખે છે ત્યારે મે પોતે તેને તેવા વીચાર છોડી દેવા અને અહીંઆજ રહેવા ફરમાવીયું."

"અને હુ તને ચાહુ છુ ઇવલીન." અમીરે પાછા સવાલ કીધો. "પણ તારી ભુલ છે. તેમ બનનાર નથી. હુ તેમ થવા દઇશ નહી. એક બાપ તરીકેની મારી ફરજ હુ બજાવવા વગર રહેનાર નથી. તુને મારા કહ્યા પરમાણે કરવુંજ પડશે."

પોતાના બાપની આવી હુજત ભરી તકરારથી ઇવલીને કાંઇ પણ હુજત વગર તુરતજ હા કહી તુકમાં પટાવીયું.

પણ અરે તેણીનું દીલ તેજ વખત ભાગી તુટી ગયુ હતું. પ્યાર વીશે તે બીલકુલ બેખબર હતી. જયારે પ્યારની મકતબમાં તે મોહોબતની બારાખડી શીખી એક પ્યારાને તે પ્યાર કરવા લાગી ત્યારે તેજ પ્યાર આવી કઢંગી રીતે-કવખતે-કમોસમે તુટે એ કેવો સંતાપ. ખરેજ તેના જેવું કડવું કોઇ ઝેહેર નથી—તેના જેવી અગન કોઇ આતશમાં નથી—તેના જેવું દુખ કોઇ દુખમાં નથી—તેના જેવી નાસીપાસી દુનીઆમાં નથી. પણ જયારે તે પ્યાર ફુલે છે-જયારે તેવા પ્યારના બાગમાં મોહબત ના ફુલો ઉગે છે-અને તે ફુલનો મીઠો મખવાસ તે બાગનો માલી-અને માલન કરે છે, આહા! ત્યારે તેના જેવો મીઠાસ મધમાં નથી-તેના જેવો હરખ કોઇ સુખમાં નથી-તેના જેવી લહેજત કોઇ ચીજમાં નથી.

"તુ એમના ધારતી કે હું તારી સાથે કોઇબી રીતની સખતાઇ ચલાવસ" અમીરે સમજાવી કેહેયું "હવે આપણ એ વાતને લંબાવીશુ નહીં. કેનેથનો ખ્યાલ તુ તારાદીલથી દુર કર. મે હુકમ કીધો છે કે આજથી તેને પોતાનુ જમવાનું પોતીકા દીવાનખાનામાંજ લેવું. હવે દીકરી બીજી જે અગતની વાત મારે તુને કેહેવી છે તે એ છે કે તારા લગનની મે તૈયારી કીધી છે. તારે લાયકના કોઇ ધણી મે સોધી કહાડેલો છે. અમીર એલંનડેલ ઉમરમા તારાથી મોટો છે, પણ—

"શુ. હુ. આએ ખરૂં સાંભલુ છુ?" ઇવલીન ચમકીને બોલી.

"હા બેટી અમીર બોલીઓ" તુ ખરૂંજ સાંભલે છે. અને એક તાબેદાર બેટી તરીકે અમીર એલંનડેલને તુ પોતીકા ધણી તરીકે કબુલ કરશે.

ઇવલીન પોતાને બાપને મોહડેથી આવા સખુનો સાંભલી ફીકકી પડી ગઇ. તેણીના ગાલ ઉપરનો રતાસ ઉડી ગયો અને એલંનડેલનુ નાંમ સાંભલતાંજ તેને પોતની હોશ ખોઇ દીધી પણ તુરતજ તેણીએ પોતાની મનશકતી ઠેકાણે રાખી જવાબ દીધો "હા સાહેબ."

"શાબાસ મારી લાડકી દીકરી" અમી ખુશી થઇ બોલીઓ. "હવે તુ સીધાર અને મે જે કહેવુ છે ત ધ્યાનમા રાખજે.

ધીમે પણ લડડતે કદમે પેલી સુંદર નાર પોતાના બાપને મુકી પોતીકા દીવાનખાના તરફ ચાલી. તેણીની મીઠામા મીઠી આસાનો તેણીએ થોડા વખતમા આવી રીતે નાશ થએલો જોયો, અને તેથી શુ વીચારવું, અને શુ કરવુ તેનો તેણીને ખયાલ પણ રેહેયો નહી.

એવી બે ધ્યાન હાલતમા તે પોતાના દીવાનખાનામાં ગઇ અને પોતાની માનીતી દાસી અરસુલાની ખાંદ ઉપર પોતાની ડોકી નાખી ઝારઝાર રડવા લાગી.

પછી ગમથી ગમગીનીમાં એક કાસદને પેગામ આપી એદીનબરગ ખાતે અમીર એલનડેલ પાસ મોકલાવીઓ, અને કારભારી વીનટનને બોલાવી ફરમાવીયું કે કેનેથને એવો હુકમ કરવો કે આજથી તેણે પોતીકુ ખાણુ પોતીકા દીવાનખાનામાંજ લેવું.



## પ્રકરણ દસમું

### કેનેથની હુવાઈ મુસાફરી.

નાસીપાસ અને નીરાસ થએલો કેનેથ જંગલમાં બનેલા બનાવ ઉપર પુરતી ધીરજથી વીચાર કરવા લાગો. પોતાના પાલનહારની બેટી તરફખરી હોરમત અને ઇજતથી જોવાને બદલે પ્યાર ભરી નજરથી તેણીને તેને જોઇ તેથી તે પોતાને ખરેખર નીમખહરાંમ સમજવા લાગો જે પ્યાર અને જે મોહોબત તેને પોતાના દીલનાં મંદીરમાં સુંદર ઇવલીનને ખાતર જાલવી રાખી હતી તેને વીશે હવે તે પસતાવો કરવા લાગો. ઘડીમાં તે પોતે પોતાને ઠપકો આપતો, તો બીજેજ પલે તે પોતાના નસીબને બદનાંમ કરતો. તે ઇવલીન તરફના પોતાના પ્યારને ઠપકો આપી તે પ્યારને ભુલી જવાની વેતરણ કરતો પણ બીજેજ પલે સુંદર અને શાહામની ઇવલનની સુરત તેની આંખો આગલ આવી ઉભી રહેલી જોઇ તે પાછો પોતાના વીચારોને હવાને સવાધીન કરતો. ટુકમાં કેનેથ કાઇપણ ચોકસ વીચાર કરવાને તદન અશકત થાઓ હતો.

બેધ્યાંનીની બેહોશીમાં પડેલો કેનેથ પોતાના વીચારોની હવાઇ મુસાફરીમાં સુંદર ઇવલીનનો મનમોહન ચીતાર પોતાની સાંમે જોતો હતો. આએ હવાઇ ચીકલમાં તેણે પોતાના પ્યારને મગરેલો દીઠો, અને પોતાના દીલમાં નવા નવા જુસ્સાઓને જનમ આપવા લાગો પણ તેટલામા તેના દીવાનખાનાના દરવાજા ઉઘડીઆ અને જયાફરે નામનો એક જવાન નોકર દાખલ થયો.

"માસતર કેનેથ" જયાફરે બોલીઓ "તારે માટે હું ઘણીજ નાખુશ ખબર લાવો છુ."

"અમીરનો એવો તે શું હુકમ છે." કેનેથે પુછીયુ "કે મને તે નાખુશ કરશે!"

"અમીરનો એવો હુકમ થયોછે" જયાફરે દલગીર થાઇ બોલીઓ "કે આજથી તુએ તારૂ ખાવાનુ પીવાનુ તારા પોતીકા દીવાનખાંનામાંજ રાખવું."

"હુકમ" કેનેથ ગુસ્સે થાઇ બોલીઓ. "હુકમ કોણ ઉપર? મારી ઉપર? શું અમીર મને પોતાનો નોકર સમજે છે?" પણ તુરતજ તેને કાંઇ ખ્યાલ આયો અને તેથી તેનો ગુસ્સો બીલકુલ ઉતરી ગયો. ધીમે પણ ઠંડે અવાજે તે બોલીઓ "હા બેશક અમીરને તેમ કરવાને દરેક હક છે. હું તેનો પરવરીશ છઉં. જયાફરે મહેરબાની કરી અમીરને જણાવવું કે હું તેના દરેક હુકમને તાબે છઉં."

જયાફ્રૂરે ગયો, અને કેનેથ પાછો એકલો પડીયો. તે આપે નવો હુકમ સાંભળી અજબ થયો, અને આવી નહી ધારેલી આફતથી તે નાસીપાસ થાઇ ગયો. તે વીચારમાંને વીચારમાં દીવાનખાંનામાં ભટકવા લાગો અને જયારે બીલકુલ થાકી ગયો ત્યારે હાએ મારી બોલીયો" મારો પોતાનોજ વાંક છે—મને વાજબી સજા થાય છે—મારે હાતે મેં એ બલાને મારે સર ખેંચી લીધી છે.

નાસીપાસીના વમલમા પડેલા કેનેથના દીલમાં અમીરના આ હુકમે જબરો જખમ કીધો. પોતાની પદવીમાં આવી રીતનો અચાનક ફેરફાર થએલો જોઇ તેના દુખનો કાંઇપણ પાર રહેયો નહી. જો તે કીલ્લો છોડી જાય છે તો તેથી પુરેપુરો ગુનાહગાર ઠરેછે. એટલુંજ નહી પણ સાથે બેવફાઇ અને નીમખહરામીનુ તોમત પોતા પાછલ મુકી જાય છે. કાંઇપણ તેણે સમજ પડી નહી કે શું કરવું. એવા વીચારમાં છેક સાંજ પડી અને જયાફ્રૂરે શરાબ તથા ખાનાનો એક ખુમચો લઇ પાછો દાખલ થયો. "માસતર કેનેથ તારે જે કાંઇ જોઇતું હોય તે મને કહેવું. તારા દરેક ફ્રરમાંનને હું દીલોજાનથી બજાવશ."

"મારે કાંઇ નથી જોઇતુ જયાફ્રૂરે" કેનેથે જવાબ દીધો.

ટેબલ ઉપર શરાબ અને ખાનુ મુકી જયાફ્રૂરે કેનેથનો હુકમ લઇ ચાલી ગયો, અને પાછો કેનેથ પોતાના વીચારમા ફ્રૂરવા લાગો.

સહવારથી તેણે કાંઇ ખાધું નહી હતુ, અને આવા વીચારોમા પડવાથી તેણે પોતાની સુધ બુધ સાથે ભુખને પણ ખોવાથી હવે તેને ફેર આવવા લાગા. વખત પાણીના રેલા માફક વહેવા લાગો, અને હવે તો તે નાસીપાસ થાઇ બીલકુલ થાકી ગયો તેવામાં કીલ્લાના બુરૂજપર ટાંગેલા ઘંટના વાગવાનો અવાજ તેને કાંને પડીઓ.

દસ બરાબર તેણે ગણીઆ. તે મનમા બોલીઓ. "આહા રાત પડી. આવડી રાત વહી ગઇ, અને તે મને ખબર પણ પડી નહી. મહેલમાં સરવે સુઇ ગયાં હશે, પણ મારો વખત હજી થશે કે નહી તે કહેવાતું નથી." તેણે ધણીજ મુશ્કેલીએ થોડો શરાબ પીઇ ખાઇ લીધું. ખાઇ લીધા પછી એક લાંમબી ખુરસી ઉપર પડી નીંદને ઇયાદ કરવા લાગો. વખત વહેવા લાગો—રાત મોડી થવા લાગી—ચુપકીદી પોતાનું રાજ ચલાવવા લાગી-દુરની ટેકડી ઉપરથી નીકલતા જંગલી જાનવરોના અવાજ કેનેથને કાંને પડવા લાગા—અને બતી ધીમે ધીમે ઝાંખી બલવા લાગી. આવી ડરામની રાત—આવી એકાંત રાતના હહેશતનાક વખતે કેનેથના મગજ ઉપર એક ખંતની એજમતી નીંદનો ભારી હાથ પડયો. તેના મગજમાંથી આખા દીવસના ભમતા વીચારો કોઇ જેબી કરાંમતથી નીકલી ગયા, અને કોઇ કુદરતી કરામતના જેબી ખ્યાલથી શાંત મીઠી અને મધુર પણ તીલસમાતી નીંદની નરમ અને હુંફાલી ગોદમાં તે જઇ પડયો.



# પ્રકરણ આઠીઆરમું.

## છુપાતો પાપી.

થોડીજ વખત તે આવી એજમતી નીંદમાં પડીઓ; અને તેવી નીંદમાંથી કોઇના દીલાસા ભરીઆ પણ ગૈબી હાતની ખસારતથી તેની ઢંકામલી આંખો આસતે આસતે ઉઘડી ગઇ. તેના મગજમાથી તમામ વીચારો દુર થયા હતા, અને તેવા વગર વીચારના નીરમલ મગજ સાથ પોતાની જગા ઉપર પડેલા હતો તેવામાં તેના દીવાનખાંનાના બંધ કરેલા દરવાજા ધીમેધીમે એકાએક ઉઘડવા લાગા. પેલા ઉઘડતા દરવાજા તરફ તે પોતાની નજર ફેંકી ધીરજથી જોવા લાગો તો એક ઉંચો આકર તેણે દરવાજામા દાખલ થતાં જોયો. આ આકારને જોઇ કેનેથ જરાપણ બીધો નહી. પુર હીમતથી તે પેલા આકાર તરફ જોવા લાગો અને પેલો આકાર તેની સનમુખ આવી ઉભો રહેયો. કેનેથને કુદરતી ખશારત થાઇ કે પેલો આકાર તેને કાંઇ કહેવા માગેછે, પણ તેવામા પેલો આકાર પોતાનો એક હાત લાંમબો કરી કેનેથને ધીરજ આપી કાંઇપણ ધાસતી વગર પોતા પાછલ આવવાની ઇશારત કરવા લાગો. જરાપણ આનાકાની કીધા વગર જવાન કેનેથ પેલા આકારે કીધેલી ખશારતને તાબે થાઇ તેની પાછલ થોડાં કદંમને તફાવતે ધીમે ધીમે ચાલવા લાગો. દીવાનખાનાંમાથી તેઓ બંને બાહાર નીકલીઆ અને બાગમાં દાખલ થયા. પોતાના ફરમાવનારની તરફજ તેણે પોતાનુ તમાંમ ધ્યાંન રાખી ચાલવા માંડીયું. પેલો આકાર સેવટે તેને કીલ્લા મધે આવેલા દેવલ તરફ લઇ ગયો, અને ત્યાં પહોચતાંજ પેલા આકારની એજમતી ઇશારતથી તે દેવલના ગંજાવર દરવાજા વગર અવાજ કરતે આંખના પલકારામા ઉઘડી ગયા, અને પેલા આકારે પોતાની પાછલ તે દેવલમા દાખલ થવાની કેનેથને ઇસારત કીધી. કેનેથ તેની પાછલ દાખલ થયો અને દેવલના દીવાનખાનાના મથાલાં ઉપર આવેલી ગ્યાલરી ઉપર પેલો આકાર તેને લઇ ગયો.

આવી એકાંત રાત—આવી દહેશતનાક ઘડી—આવા હેબતનાક વખતે કેનેથના મગજપર જબરી અસર કીધી. તેણે તુરતજ ખ્યાલ કીધોકે આવી જગા ઉપર—આવે પવીત્ર ઠકાણે—આવા એકાંત વખતે મને અહીઆ લાવવામાં પેલા આકારની કાંઇપણ ખાસ મતલબ હોવી જોઇએ. પણ તેવામાં તેને કાંને કોઇનો અવાજ પડીઓ. તે અવાજ કોઇ આદમીના પસતાવા અને હાસથી ભરેલો હતો. પેલા આકારે કેનેથને ગ્યાલરી ઉપરથી નીચેના દીવાનખાના મધે નજર કરવા ઇસારત કીધી. કેનેથે નીચે નજર કરી જોયુ તો બે બલતી મીનબતીના ઉજાસ વચે તેણે એક આદમીને સર નમાવી ગુઠણ ઉપર પડેલો પીઠ પાછલથી દેવલ મધે જોયો. પેલા શખસને પીઠ પાછલથી જોઇ તે ઓલખી શકીઓ નહી. કેનેથ તેને ટીકીટીકી જોવા લાગો, પણ તેવામાં પેલો શખસ ઉઠી ઉભો થયો અને ઘણોજ ધીમે અવાજે બડબડવા લાગો. "હું મુજ—મારે—મે—ઓ ખુન—તે ગરીબ—ખુબ—ઓ શયતાંન—મારૂ જીગર—હું પાપી નીરદોશ—તે—મારાં પાપ."

એમ બોલી તેને એક ભારી હાથ મારી પોતાની છાતી કુટી. કેનેથને કાને તેની છાતી કુટવાનો અવાજ ખુલ્લે ખુલ્લો સંભલાયો, પણ તેના બોલેલા બોલ પોતે દુર હોવાથી પુરે પાધરા સાંભલી શકીઓ નહી.

પણ પેલુ આદમી કોણ હતુ? આવી મોડી રાતે–આવે એકાંત વખતે–દેવલમા દાખલ થવાની તેની શી મતલબ હતી. બેશક તે કોઇ પાપી હોવો જોઇએ. તે ખોદાને ઇયાદ કરી પોતાના પાપનો પસતાવો કરતો કોઇ છુપાતો પાપી છે. એ પાપીના સખુનો સાંભલી કેનેથની ખાતરી થાઇ કે આ કીલ્લામાં ફરતા કોઇ છુપાતા પાપીના ભેદને દેખાડવા માંટેજ પેલો આકાર તેને આવી સોહા રાતે આ જગા તરફ લઇ આયો છે, અને તે પાપી પોતાની જીંદગીના આગલા વખતમા કરેલા કોઈ જબુન પાપનો પસતાવો કરવા અને અંતકરણનો દંખ રૂજવવા માટે વલખાં મારતો ફરે છે.

પેલો પાપી શખસ ઉઠી ઉભો થયો, અને પેલી બે સલગાવેલી મીનબતી બુજવી નાખી હાતમાં એક નાહ ફાનસ લઇ દેવળમાથી તે બાહાર નીકલીઓ.

---

## પ્રકરણ બારમું.

### સંગેમરમરનો મીનારો

જ્યાંન કેનેથનો હવાઇ સાથી પેલો આકાર તુરતજ કેનેથને પોતા પાછલ આવવાની ઇસારત કરી દાદરપરથી ઉતરવા લાગો. કેનેથ તેના ફરમાન ને સરપર ઉઠાવી તેની પાછલ ચાલવા લાગો. દેવલમાથી તેઓ બાહાર નીકલીઆ અને તેમની પાછલ દરવાજા બંધ થયા. થોડા વખતમા કીલ્લાને તેઓ પોતાની પાછલ મુકી જંગલની સરહદ તરફ આવી લાગા. પોતાના હવાઇ સાથીની કાઇપણ મતલબ સમજવા વગર કેનેથ બેધડક આવી અંનધારી રાતને સમે વગર વીચાર કરવે તેની પાછલ ઘસડાતો આગલ ચાલીઓ.

કેવી એકાંત ઘડી. કુલ કુદરત ગોયા ભર નીંદમા પડી હતી, અને તેની ગણાહી પુરવા માટે આકાશી સીતારાઓજ ફકત જાગતા હતા, તેવી રાતને સમે બહાદુર કેનેથ પોતાના જાંનની કાઇપણ પરવા કરવા વગર આવા બીયાબાંનમા એક ભુતના સાથે પાછલ ગીચ ઝાડોની ઘટા વચે પોતાની હીમતની ભરતીમા આગલ ઘસડાતો જતો હતો.

અરેરે એ માબાપ વગરના નીરાસરીત બાલક તુ કહાં જાયછે? તારી ઉપર પેલા ભુત એંવી તે શુ અસર કીધીછે કે તુને તારા જાંનની પણ કદર નથી? નીરાસરીત-નીરાધાર–નીરદોશ જીવ ખુદા તારો નીઘાહબાન થાઓ.

પેલો હવાઇ આકાર તેની આગલ ચાલતો હતો અને કેનેથ તેની પાછલ ધસીઓ જતો હતો તેવામાં દુરથી તેની નજર એક ફાંનસની બલતી બતી ઉપર પડી. તેણે વધારે બારીકીથી જોયુ તો પેલોજ પાપી શખસને તેને પીઠ પાછલથી

સહેલાઇથી કેનેથને તેનો ભેભી સાથી બાહાર લાયો હતો તેવીજ સહેલાઇથી પાછે તેને તેના દીવાનખાનામાં લઇ ગયો. કેનેથ પોતાના દીવાનખાનામા દાખલ થયો અને તેજ વખતે તેણે પેલા આકારને ફરીથી હવા થઇ જતા જોયો.

કરામતથી ભરેલા આવા દેખાવો જોઇ કેનેથ વીચારવા લાગો કે તેની જીંદગીની હાલનો હાલતમાં કાઇ ફેરફાર થવો જોઇએ. તેના કીસમતની કીતાબના સફા ઉપર લખાયલા લેખ તેની નજર સાંમને દેખાવા લાગા પણ મુશકેલી ફકત એટલીજ હતી કે તે લેખ તે વાંચી શકતો નહી હતો. અરધી રાતને સમે જંગલની મહેનત ભરી મુસાફરીની થાકથી તે થાકી ગયો હતો તેથી તેને આસાએસની જરૂર હતી. તેને પોતાના કપડાં તુરતજ કાહાડી નાખીયાં અને પલંગપર પડીઓ. તેને ઘણા વીચારો કરવાના હતા, પણ તેવામાં તેના મગજને હવે વધારે તસ્દી નહી આપવાના વીચારથી મોઇ ભેભી નીંદે તેની આંખ ઉપર એકાએક ગલબો કીધો અને તેથી નીરદોશ કેનેથ પોતાના વીચારોના વમલમાં અટવાતો અટકી ભર નીંદની ખુશ ફેહમાં પડીઓ.



## પ્રકરણ તેરમું.

### અમીર એલનડેલ.

એક માસ લગભગ વહી ગયો. ગ્રસેનગીએ મોકલાવેલો કાસદ એહીનબરગથી ખબર લાવ્યો હતો કે અમીર એલનડલ બનશે તેમ જલદીથી આવી પુગશે.

પણ ઇવલન આ ખબરથી ખરેખર દુખી થાઇ હતી. એક માસ જંગલ માહેલા બનાવને વહી ગયો, પણ તે દીનથી હજી સુધી કેનેથ સાથ તેણીનો મેલાપ એક વખત પણ નહી થાવાથી તે દીલમાં મુઝાતી હતી, અને જેમ જેમ તેઓ વચેની જુદાઇ લંબાતી જતી તેમતેમ તેણીનુ દીલ મોહોબત અને પ્યારની અગનથી વધારે અને વધારે જલતુ હતુ. કેનેથ ઉપરના તેણીના બાપના જુલમથી તે જાણીતી હતી, પણ તે લાચાર શું કરે. પ્યારની અગનમા જલતી ઇવલીન કેનેથને રાત દીન યાદ કરતી અને અમીર એલનડેલના આવવાની ખબરથી ખરેખર તે દુખી થતી. પોતાના વીચારોને ઘણીજ મુસતકીમ રીતે વલગી રહેવાનો ઠેડાવ કરતી હતી, પણ પોતાના બાપના સ્વભાવથી ડરીને તે પાછી તેની મરજીને તાબે થતી હતી. જંગલમાં બનેલા બનાવ પછી તેણીની મોહબતના કવખતે થએલા નાશથી ઇવલીન દીન પર દીન તંન તેમજ મંન બંનેમાં નખાતી ગઇ. તેણીના ગુલાબી ગાલપરનો રતાસ ફીકો પડી ગયો-તેણીના ચહેરાનો રંગ જર્દ થાઇ ગયો અને તેણીના બાંધામા પણ ઘણો ફરક પડી ગયો. રમત ગમત—ખાવા પીવા—અને ફરવાનુ તે જેહેર સમાન સમજવા લાગી અને દાસી અરસુલાના દીલાસાના મીઠા સખુનો દીલાસાને બદલે તેણીના દીલમા દલગીરી પેદા કરવા લાગા.

જોયો. કેનેથે પોતાની ખાતરી કીધી કે દેવળમાં પસતાવો કરતો પાપી આ જંગલની બીજી ઝાડીમાંથી કોઇ જગા તરફ જતો હતો, અને તે દેખાડવાની મતલબથી પેલો હવાઇ આકાર તેને એ તરફ લાયો હતો.

પેલો આકાર આ જગા ઉપર એકદંમ ઉભો રહી ગયો, અને કેનેથને પેલા નાહાસતા પાપીની પાછલ જવાની ઇશારત કરવા લાગો. કેનેથ તેના હુકમને સર પર ઉઠાવે તે આગમજ તે આકાર સીતારાઓની ઝલકના ઉજાસ વચ્ચે એકાએક હવા સાથે મલી ગુમ થાઇ ગીયો, અને કેનેથ વગર સાથીએ એખલો પડીઓ. પોતાના સાથીને આવી રીતે ગુમ થાએલો જોઇ કેનેથ અજાએબ થયો નહી, પણ કોઇ છુપી શક્તીની કરામતથી તે હીમતવાંન થયો અને પેલા નાહાસતાપાપીના કંદમ પાછલ બેવડી ઝડપથી દોડવા લાગો.

દુર અને દુર પેલો શખસ જંગલમાં આડો અવલો જતો ઝાડોની ઘટામાથી કેનેથની નજરે પડતો, તો ઘડીમા તે બેમાલુમ થાઇ જતો હતો. સેવટે ઝાડોની ઘટામાથી કેનેથની નજર દુરથી સીતારાઓની ઝલક વચ્ચે એક સંગેમરમરના મીનારા ઉપર પડી. નજદીક જતાં તેની ખાતરી થાઇ કે એ મીનારો મરનાર અમીર એલનડેલ અને તેની બાંનુ મારગરેતના કવખતના મોતની નીશાંન તરીકે જંગલમાં ઉભો કરેલો હતો. તેને આગલ કદીપણ એ મીનારો નજરે જોયો નહી હતો પણ એલનડેલ કેસલમાં આવી રહેયા પછી સાંભલેલી વાતોની અટકલે તેણે જાણીયુ કે તે મીનારો એજ હોવો જોઇએ. પેલો ભટકતો પાપી પણ એજ મીનારા આગલ આવી એકાએક ઉભો રહી ગયો. આવી રીતનો માંમલો જોઇ મીનારાની પાછલી બાજુથી થોડે દુર છુપાઇને કેનેથ તેને જોવા લાગો.

પેલો પાપી પેલા મીનારાની આગલ પોતાના ગુંઠણ ઉપર પડી વીલાપ કરવા લાગો, અને આગલના કરતા પણ વધારે જોરથી પોતાની છાતી કુટી અફસોસ કરવા લાગો. આ બીજી વખતે પણ પવનના સપાટા અને ઝાડના પાતરાંના ખણખણાટ વચ્ચે કેનેથ કમનસીબે પેલા પાપીની જબાંની પુરેપુરી સાંભલી શકીઓ નહી. અરધો કલાક સુધી પેલો પાપી પોતાના પાપનો પસતાવો કીધા બાદ ત્યાંથી પાછો ફરીઓ અને કેનેથ તેની પાછલ ચાલવા લાગો.

પેલો પાપી એલનડેલ કેસલના દરવાજા આગલ જઇ પુગો અને પોતાના દગલાના ગજવામાંથી એક કુચી કાહાડી દરવાજાના કુલફમાં લગાડી દરવાજાને ઉઘાડી અંદર દાખલ થયો અને કુલફ અંદરથી પાછુ લગાડી દરવાજો બંધ કીધો. કેનેથ દરવાજાની બાહાર રહી ગયો. તે સમજી નહી શકીઓ કે તેને હવે શું કરવું. મહેલમાં તેને કેવી રીતે દાખલ થવું તેનો વીચાર કરવા લાગો, તેવામાં આસપાસ નજર કરતાં રાતની સીહાઇ અંદર કાલી હવામાંથી નીકલતી કોઇ જાતની ગેબી રોશની એકાએક તેની નજરે પડી. આસતે આસતે તે રોશની વધવા લાગી અને તે વધેલી રોશનીમાંથી પેલો હવાઇ આકાર તેની સામને પેદા થયો. તે આકારના એકજ ઇસારાથી એલનડેલ કેસલનાં ગંજાવર દરવાજા તુરતજ ઉઘડી ગયા. અને જેવી

પેલી તરફ જ્યાફ્તેથી કેનેથને ખબર મલી કે અમીર એલનડેલ જે વખત જાય છે તેમા એડીનબરગથી આવી પુગશે. તેણે એ ખબરની જરાપણ દરકાર કરી નહી. સબબ તેણે ખ્યાલ પણ નહી હતો કે અમીર એલનડેલ ઇવલીન સાથે પર-ણવા સારૂ આવે છે. એક માસ વહી ગયો પણ કેનેથની હાલતમા કાંઇ પણ જાણવા જોગ ફેરફાર થયો નહી. અમીર ગલેનગીલના હુકમ પરમાણે તે પોતાનુ ખાવાનું પોતાના દીવાનખાનામાંજ લેતો હતો. આટલુ છતાં કેનેથનો ઇવલીન તરફનો પ્યાર તેના દીલમા કાયમ હતો.

પોતા ઉપર તેણીના બાપે આવી રીતનો હીનપસતી ભરીઓ હુકમ મોકલાવવા છતાં હજી જવાન કેનેથ ઇવલીનને પ્યાર અને મોહબતથી ચાહતો હતો.

અને આજે બપોરના એલનડેલ કેસલમાં ગડબડ મચી રહી છે. સવારો સહુ સમારી કીલ્લાના ચોગાંનમાં ઉભા છે. નોકરોની કેસલમાં દોડધાંમ ચાલી છે. અને તે શા માટે?

ખબર મલી છે કે મહેલથી થોડે દુર અમીર એલનડેલની સવારી આવી પુગી છે. ગલેનગીલ માલકમ અને બીજા રસાલેદારો તુરતજ ઘોડે સવાર થઇ અમીર એલનડેલને એસતકબાલ જવા નીકલી પડીઆ, અને કેસલની બે માઇલ દુર તેઓ અમીર એલનડેલને જઇ મલીઆ. સરવે સાથ એલનડેલે હાત સાથ હાત મેલવી ખબર અંતર પુછી અને સવારી આગલ ચાલી. પણ તેવામાં એલનડેલનો ઘોડો એકાએક ચમકીઓ અને એક જબરી ઠોકર ખાધી, અને અમીર એલનડેલ ઘોડાપરથી જમીનપર પટકાઇ પડીઓ. સવારો અને નોકરો તેની મદદે દોડે તે અગાઉ એલન-ડેલ શરમનો મારીઓ ઉઠી પાછો ઘોડેસવાર થયો.

આએ અકસમાતનુ શું કારણ? ઘોડો એકાએક ચમકીઓ કેમ? ખબર કહા ડતાં માલમ પડીયું કે રસતાની એક બાજુએ પેલી જંગલ માહેલી હાકણ વાંકીવલી ઝાડોની ઘટામાં બેઠી હતી.

માલકમ તેણીને જોતાંજ પુકારી ઉઠીઓ "હાકણ પેલી જંગલ માહેલી હાકણ."

ગલેનગીલ આ સખુનો સાંભલી સમજી ગયો કે જે ઓરતને માટે કેનેથ તથા માલકમ કહેતા હતા તે એજ હોવી જોઇએ. પણ ગલેનગીલ અને બીજાઓ તેણીને કાંઇપણ પુછે તે આગમજ તે બોલી "ઘોડાપરથી પટકાઇને હમણા જે પડીઓ તે કોણ છે?"

હાકણ "માલકમજવાબ દીધો" તુ શું જાણતી નથી? બવીશ કહેવાનો તુ જયારે હુનર જાણે છે, ત્યારે હમણા કોણ પડીયું તેટલું પણ જાણી નહી શકતી? હોકર મઝ-હાનના કે અમીર એલનડેલને ઘણી ઇજા નથી થઇ.

"અમીર એલનડેલ" એક જબરીચીસ હાયના પુકારથી પાડી બોલી "શું અમીર એલનડેલ? હા એલનડેલ? કેરેરાક એલનડેલ?" કાંનના પરદા ફાટે એવી બારીક ચીસો પાડતી પેલી હાકણ ઝાડીની ઘટા વચ્ચે ઘુસી ગૈ ને માલુમ થાઇ ગઇ.

પણ એલનડેલને નામની બારીક ચીસો તેણીના ગુમ થવા પછીથી ઝાડીઓમાંથી નીકળવા લાગી. આખું જંગલ તેણીના અવાજથી હલમલી રહેયું, અને સેવટે તે ચીસો સંભલાતી બંધ પડી ગઇ.

"એ કોણ ઓરત હતી?" એલનડેલે માલકમને પુછીયું.

"મેં જંગલમાં એને અગાઉ જોઇ હતી. મને લાગે છે કે એ જંગલની ભુતારી છે. મુસાફરોને જંગલ વચે રસતામાં ઘેરી તેમને હેરાન કરે છે. પણ તમો નામદારને કાંઇ વધારે ઇજા થાઇ છે?"

"કાંઇજ નહી." એલનડેલે જવાબ દીધો "સેજ જરા હાથના સુઠણમા વાગુ છે."

સવારી આગલ ચાલી અને થોડા વખતમાં એલનડેલ કેસલના દરવાજામાં તેઓ દાખલ થયા. સરદારોએ માનને ખાતર ખુશાલીના પુકારે તેમને વધાવી લીધા અને બજવઇઆઓએ વાજીનતરોના સુંદર સરોદે તેમને મુબારકબાદી આપી.

અમીર એલનડેલ જેવો ઘોડાપરથી નીચે ઉતરી એલનડેલ કેસતલમા પગ મુકે છે તેવામાં એક જબરો ધડાકો કેસલના દીવાંનખાનામા થયો. ચોગાનમા ઉભેલા સરવે સરદારો અને નકરોના ઘોડાઓ આ અવાજથી ચમકીઆ અને અમીર એલનડેલનો ચેહેરો ફીકકો પડી ગયો. ગસેનગીલ પોતાના દીલમા કાંપવા લાગો અને માલકમ પોતાના બાપના ચહેરા તરફ આંખો ફાડી જોવા લ.ગો. સરવેના દીલમા કોઇ છુપી ધાસતી એ ઘર કોધુ. તેઓ બાહાદુર હોવા છતાં દીલની અંદર ડરવા લાગા, અને આ અવાજની મતલબ સમજી શકીયા નહી.

પણ એ અવાજ શાથી થાયો હતો?

એ અવાજ પડોસના દીવાનખાનાંમાં પેલા સોખંડના બખતરના પડવાથી થાયો હતો. વીનટન આ બનાવથી ગભરાટમાં પડીયો, અને ગસેનગીલને તુરતજ વીનટને કરેલી વાત યાદ આવી, અને પોતાના દીલમાં આ બનાવને અપસુકન સમજવા લાગો, પણ આ સઘલો ગભરાટ મટાડવા વીનટન બોલી ઉઠીઓ "નામદાર સાહેબ પડોસના દીવાનખાનામાં ટાંગેલુ બખતર ખીલા ઉપરથી પડી ગયું છે. કદાચ ખીલો ભીતમાથી નીકલી ગયો હશે."

એલનડેલ પોતાના દીલમાં કાંપવા લાગો, પણ બાહારથી પોતાની નબલાઇ તેણે દેખાડી નહી. તે તુરતજ કેસલના દીવાનખાનામાં દાખલ થયો, અને ગસેનગીલ સાથ વાતચીતમા રોકાયો.

• • • • •

કેનેથ પોતાના દીવાનખાનામાં વીચારમા પડીઓ હતો તેવામાં જયાફરે ખાનાનો ખુમચો લઇ દાખલ થયો.

જયાફરે "કેનેથ બોલીયો" ફોકટ તુએ તસદી લીધી. મને બીલકુલ ભુખ નથી.

"કેનેથ" જયાફરે દલગીરપ્રાઇ બોલીયો. "તારા કેવા હાલ. દીનપરદીન તુ કેવું થવાતો જાયછે. મને તારી ખરેખર દયા આવે છે. હું ઇચ્છુછું કે તુને તારા આવા

વખતમાં કાંઇ મદદ કરૂ. મારી ઉપર તુને અલબત વીસવાસ નહી હશે, પણ હું અરજ કરૂંછું કે તુ મારી ઉપર વીસવાસ રાખ. તુને ખબર નહી હશી કે અ. .ર એલનડેલ આજ બપોરનો આવી પુગોછે.

હું તે જાણુંછું "કેનેથ વગર દરકારે બોલીઓ." અને તેનું આવવાનું કારણ જયાકુરે?

જયાકુરે—અફવાછે કે બાનું ઇવલીનના નેકા અમીર ગસ્લેનગીલ તેની સાથ કરનારછે. અમીરને અતરે આવવાનું એજ કારણછે.

કેનેથ—હું ધારતોજ હતો. તેમાં તેં નવાઇ જેવું કાંઇ કેહેયું નહીં.

જયાકુરે—કેનેથ હું તારો ભેદ જાણી ચુકોછું. તારી હાલત જોઇ હું દીલથી દલગીર છું. હું વીનતી કેહુંછું કે તું મારીપર વીસ્વાસ રાખ. બાંનું ઇવલીનને તું ચાહેછે તે મને ખબરછે. આવે સમે શું તુને મારી ચાકરીની કાંઇ ગરજ નથી.

કેનેથ—તારે તુ મારો ભેદ જાણેછે. અને તુ જાણેછે. કે હું ખરેખર દુખી છું.

જયાકુરે—હા હું જોઉછું કે તું ખરેખર દુખી છે, અને તેથી હું દલગીર છું. જેમ તુ હીયાં તેમ બાંનું ઇવલીન ત્યાં દુખી છે.

કેનેથ—હું કબુલ કરૂંછું કે તુ મારો ભેદ જાણેછે. પણ શું હું તણીને ચાહુંછું તેમાં મારો વાંકછે? નહી. બીલકુલ નહી. ઇવલીનના કાંનમાં પ્યારના સખુનો રેડવામાં મે ગેરવાજબી કીધું છે એમ અમીરને માનવાને જોકે માતબર કારણ હશે પણ હું તે બેવજુદ ગણું છું. મારા પ્યારને અમીર ધીક્કારની નજરથી જોયછે અને તે સાથી? હું કેનેથ છું તેથી? હું કેનેથ એક નીરાધાર મા બાપ વગરનું બાલક હોવાથી? કેનેથ જેના મા બાપનો આ દુનીઆમાં પતો મલતો નથી તેથી? કેનેથ કે જેનાં મા બાપ જીવતાં ઇયા મુવેલાં છે તેની ખબર નથી પડતી તેથી? ત્યારે સાથી? અમીરે તેના મને ખુલાસો કીધો નથી. મારી અવકાદનો ભેદ કોઇ ગેબી ભરમના પરદામાં છુપાયલોછે, પણ મને સનતોશ છે કે તે ભેદ ખુલવાનો વખત હવે નજદીક આવતો હોય એમ મને લાગેછે. દુન્યાની માતબર છોકરોના તવંગર બાપો ગરીબાઇને ધીકકારે તો તેથી શું થયું? જોકે હું ગરીબાઇમાં ઉછરેલો, હું ગરીબાઇમાં પલાયલો, પણ મારી અવકાદ ગરીબ છે એમ કહેવાને હું સાફ ના પાડું છું. મારા કીસમતનો સીતારો હવે બદલાવો જોઇએ. જયાકુરે મને લાગેછે કે મારી હાલતમાં ફેરફાર થવો જોઇએ. ગલેનગીલ ચાહે તે કરે, પણ મને સનતોશ છે કે ઇવલીન મારીજ થશે. મારા બોલવા ઉપરથી તુ ચાહે તે અટકલ કર, પણ મારી ઉપર તે કીરતારના ગેબી હાતનો છાંયો છે, અને તે મારી મદદને માટે હાંમ બીડી ચુકો છે તો મને હવે ડર શાનોછે.

જયાકુરે—તારે તુને કાંઇપણ પેગાંમ ઇવલીનપર મોકલાવવો નથી? તણીને દીલાસો દેવા—તણીના દુખમાં તણીને રીજવવા કાંઇપણ કહેવડાંવવું નથી? તું જેમ ચાહેછે તેમજ જો હું કોઇને ચાહતો હતે તો જરૂર આવી તક ચુકતે નહીં.

કેનેથ—તારી ખબર વખતસર મલીછે. તારી અંદર મારો વીસવાસ હું મુકુંછું. ખરેખર આવે સમે ઈવલનને મોહોડેથી મારે જાણવું જોઇએ કે તે એલનડેલનો હાત કબુલ કરેછે કે નહીં. જો તેમજ હોયતો એક પલ પણ મારે આ મકાનમાં રહેવાની જરૂર નથી.

જયાકુરે—અરસુલા ઘણી ભલીછે. ઇવલીનને ખાતર આ તારો પેગામ તે જરૂર લઇ જશે. અરસુલા ઇવલનને માટે કાંઇપણ કરવાને ચુકે એ હુ માંનતો નથી.

કેનેથ—જેમ તુને દરૂસત લાગે તેમ કર. તુને મારા મીત્ર તરીકે હું સમજું છું, પણ કાંઇબી કરે તે તપાસીને કરજે.

જયાકુરે કેનેથના દીવાનખાનામાંથી બાહાર ગયો અને કેનેથ આજની નવી ખબર ઉપર ઉપર વીચાર કરવા પોતાની લાંમબી ખુરસી ઉપર પડીઓ.



## પ્રકરણ ચઊદમું.

### ચાર તીલસમાતી દેખાવો.

કેનેથનાં દીલમાં એલનડેલના આવવાથી કાંઇપણ નવા વીચારોએ જનંમ લીધો નહી, પણ ઇવલીનનો ખ્યાલ તેના મગજમાં પાછો ઉભો થયો.

સમો રાતનો હતો. રોશન રોજ તેને માટે શું નવી ખબર લાવેછે તેના વીચારમાં કેનેથ પડીઓ. ફાનસમાં બતી પુર ઝલકાટથી બલવા લાગી, અને કેનેથ વીચારમાં ગીરફતાર થવા લાગો. પણ હજુતો ઘણું મોડું થયું નહી હતું—હજુતો રાતના આંઠ વાગાનો સુમાર હતો તેવામાં ફાનસ માંહેલી બતી એકાએક ઝાખી પડવા લાગી, અને કેનેથ હજુતો ઉઠીને તે જુવે તે આગમજ તે બતી બુજાઇ ગઇ. પવનનું જોર બીલકુલ હતુંજ નહી અને આ બતી એકાએક કેમ બુજઈ ગઇ? એવા વીચારમાં તે હતો તેવામાં તેના દીવાનખાંનાની જમની બાજુની દીવાલ ઉપર ચાંદના જેવો રૂપેરી પ્રકાશ પડીઓ. કેનેથ આ પ્રકાશ જોઇ અજબ થવા લાગો. આસતે આસતે તે પ્રકાશ વધવા લાગો, અને થોડી પલમાં દેવાલ સુફેદ કાચના જેવી બની ગઈ. કેનેથે પોતાની નજર ઠેડવી નીગાહ કીધી તો તે દીવાલ પારદરશક હોય એમ તેને લાગું, અને તેજ વખતે તે દીવાલની પાછલ પોતાના દીવાનખાંનામાંથી ઇવલીનના દીવાનખાંનાનો સુંદર ચીતાર જોવા લાગો. તેને શું જોયું? તેને ઇવલીનને તેણીના દીવાનખાંનામાં અરસુલાની આગલ બેસી રડતાં જોઇ. તેણે લાગું કે ઇવલીન કાંઇ બોલેછે. તેને પોતાના કાંન ધરી સાંભલવાનો કોશેસ કીધી, તો તેને ઇવલીનનો સુંદર અવાજ સંભલાયો. રડતી આંખે ઇવલીન અરસુલાની ખાંધ ઉપર પોતાનું સર નાંખી બોલી "અરસુલા, મારા બાપ અને ભાઇના જુલમ વચે આજ કેટલુ થયું હું વસુંછું, પણ હવે તે જુલમનો બોજો મારાથી બીલકુલ ઉઠાવી શકાતો નથી. અરે ખુદા આવી કીસમતનું દુખ ખમવા માટેજ મેં જનમ લીધોછે કે શું?"

ઇવલીનના આ સખુનો સાંભલી અરસુલા જવાબ દેવા લાગી, "બાનું, મારી પ્યારી ઇવલીન, જરા ધીરજ ધર. દીન પાછલ રાત તેમ સુખ પાછલ દુખ અને દુ-ખ પાછલ સુખ ચાલીયું આવેછે. તુ ધીર ધર. તુ કહાં સુધી રડશે? એવી રીતે રડી તું તારો પોતાનો નાશ કરવા માંગેછે? અરે તેમજ જો થશે, તો પછી મારૂ શું થશે. મારૂં તો રહયું પણ તારા તેવા હાલ થવાથી તુંને ચાહાનાર—તારી પ્રીતમાં ફ-સેલો પેલો જવાન કેનેથ જે તારા કદમ તલેની ખાખને વટીક પુંજેછે, તેના કેવા હાલ થશે?"

ઇવલીન આ સખુનો સાંભલી બોલી, "અરે હું કમબખતને લીધેજ તે મારા વાહાલા ઉપર આવી રીતનો સીતમ ગુજરેછે, પણ—

ઇવલીનને મોહડેથી આ સખુનો કેનેથ સાંભલી એટલો તો હરખમાં આવી ગીયો કે તે પોતાને બોલકુલ ભુલી ગયો, અને જે ખુરસી ઉપર તે બેઠો હતો ત્યાંથી કુદીને ઉઠીઓ અને ધસારાબંધ પેલી દીવાલ તરફ ઇવલીનને મલવા દોડીઓ, પણ તેવામાં તે દેખાવ આંખના પલકારામાં બદલાઇ ગયો, અને અમીર ગલેનગીલ તથા માલકમને તેમના દીવાનખાંનામાં દીઠા.

અંધારી રાતને સમે કેનેથ આવો ચમતકાર જોઇ મનમાં સમજવા લાગો કે કોઇ ફીરેસતાઇ શકતીની મેહેરબાંનીથી આએ વખત મહેલમાં બનતા દેખાવો તે જુવે છે. ઇવલીનના દીવાનખાંનાનો દેખાવ ગુમ થતો જોઇ તેની અકલ ઠકાણે રહી નહી. તેણે ઇવલીનના આકારને પીગલી જઇ તેજ આકારમાંથી અમીર ગલેનગીલના આકારને નીકલતાં જોયો, અને દાસી અરસુલાને માલકમમાં બદલાતી જોઇ અજબ થવા લાગો, અને હવે અમીર ગલેનગીલના દીવાનખાંનાનો આખો દેખાવ પોતાના દીવાનખાંનાની પેલી ચમતકારીક દેવાલમાંથી નજર રૂબરૂ પોતે જોવા લાગો. અને હવે માલકમ અને અમીર વચેની વાતચીત તે ધ્યાંન દઇ સાંભલવા લાગો.

માલકમ—ખરેખર અમીર એલનડેલ આ અપસગનથી ઉદાસ અને ચીંતાતુર થયોછે. મને લાગેછે કે આ અપસગન કાંઇ સારા નથી.

ગલેનગીલ—છત છત એતો વહેમછે. મને તેની કાંઇ પણ દરકાર નથી.

માલકમ—આ અપસગનથી હુ મારા વીચારો ફેરવુંછું. બાંનું ઇવલીનના નેકા અમીર સાથ બનતાં સુધી નહીં થાયતો ઘણું સારૂં.

ગલેનગીલ—ત્યારે શું પેલો નીરાધાર—વગર માબાપનો છોકરો—

આ તાંનાજનીના સખુનો કેનેથને કાને પડતાંજ તે એટલોતો ગુસ્સે થાઇ ગયો કે પોતે એક તીલસમાતી તમાશો જોતો હતો તે તદન ભુલી જઇ પોતાની ખુરસી ઉપર-થી કુદી દેવાલ તરફ ધસીઓ અને તેજ વખતે આ તીલેસમાતી દેખાવ બદલાઇ તેજ ઠકાણે અગાઉની માફક ગલેનગીલ અને માલકમને બદલે અમીર એલનડેલને તેના દીવાનખાનામાં ભર નીંદમાં પલંગ ઉપર સુતેલો જોવા લાગો.

પાછો તે પોતાની મુરખાઇપર હસવા લાગો, અને પોતે એક તીલસમાતનો ત-

મારો જોતો હતો એમ જાણવા છતાં આવી રીતે ઠગાવાથી પોતે પોતાને ઠપકો દેવા લાગ્યો, અને હવે પલંગપર સુતેલા અમીર એલનડેલને તે જોવા લાગ્યો.

અમીર એલનડેલ પલંગ ઉપર પડેલો હતો. પણ જે નીંદમા તે પડેલો હતો તે સુખ અને શાંતીની નીંદ નહી હતી. તરેહવાર જાતના ચીન્હો કેનેથે એલનડેલના ચહેરાપર આવતાંજતાં જોયાં. ઘડીમાં તે ઉંઘમાં ગભરાતો તો ઘડીમા તે રડવા જેવો થતો-ઘડીમાં તે ગુસ્સે થતો—ઘડીમા બેચેન અને ઇનતેજાર થતો. આવી રીતની હાલતમાં કેનેથ પોતાના હરીફ એલનડેલને જોઇ તે દીલમાં દુખી થવા લાગ્યો. અમીર એલનડેલ ઇવલીન સાથે પરણવા આવેલો હોવાથી કેનેથ તેને પોતાનો હરીફ સમજતો હતો, પણ તેની આવી હાલત જોઇ નરમ અને દયાલુ દીલનો કેનેથ પાછો પોતાને ભુલી જઇ અમીર એલનડેલને આવી મહેનત ભરી નીંદમાથી જાગરૂત કરવાના ઇરાદાથી પોતાની ખુરસીપરથી ઉઠવા જતો હતો, પણ તેવામાં પાછો દેખાવ આસતે આસતે બદલાવા લાગ્યો. આ બીજી વખતે બદલાતો દેખાવ તેણે પોતાની નજરે જોયો. અમીર એલનડેલને તેના પલંગ અને દીવાનખાંના સમેત પીગલીને પાણી થાઇ જતાં તેણે જોયો, અને તેજ દીખાવે હવે બદલાઈ કીલ્લા માહેલાં દેવલનો આકાર લીધો. ત્યાં તેને પેલા પાપીને ફરીથી તેજ જગા ઉપર પોતાની છાતી કુટતાં અને હાય મારતાં જોયો. કેનેથે તેને તુરતજ જોઇને પીછાનીઓ કે જંગલમાં જે શખ્સને અરધી રાતના સંગેમરમરના મીનારા આગલ જોયો હતો તેજ એ હતો. જવાન કેનેથ આ બીજી વખત પણ તેનો ચહેરો જોવા પામીઓ નહી સબબ દેવલમાં તે અગાઉની માફક ગુઠણપર પડેલો હતો અને કેનેથ તરફ તેની પીઠ હતી. વધારે બારીકીથી તે જોવા લાગ્યો પણ તેટલાં આ ચોઠો ચમતકારીક દેખાવ બદલાઇ ગયો. દેવાલ ઉપરની રૂપેરી રોશની ધીમેધીમે ઓછી થવા લાગી અને સેવટે તે બીલકુલ બેમાલુમ થાઇ ગઇ અને જવાંન કેનેથ પોતાના દીવાનખામાં એખલો પોતાના વીચારને સવાધીન થયો.

* * * * * *



## પ્રકરણ પંદરમું

## ઇવલીનનું ચોરાવું.

આજનો રોજ અમીર એલનડેલને મનથી ખાસ ખુશાબખતીનો હતો. કીલ્લામાં ખાવા પીવાની ગોઠવણો થતી હતી. વાજીંત્રોના સરોદ કીલ્લાના ચોગાંનમાં મુલાકાત લેવા આવનારને મુબારકબાદી આપવા હરપલે વાગતા હતા.

પણ ઇવલીનના દુખનો શું પાર! આજની દોડધાંમ તેણીને મનથી ગજબ સમાંન હતી—આજની મોજમજાહ તેણીને મનથી માહેતમ સમાંન હતી. તે દરપલે પોતાના મોતને યાદ કરતી—અને કેનેથની વીપતી વીશે રડતી હતી. પણ તે શું કરે. તે લાચાર હતી. તેના બાપની તરફ તાબેદાર થવા વીના તેણીનો છુટકો હતોજ નહી. નીરાસીનાં દુખથી દબાઇ તે મરવા રાજી હતી, પણ મરતી વખતે તે કેનેથના મ-

નમોહન ચીતાર ફકત એકજ વાર પોતાની નજરે જોવા વલખાં મારતી હતી. એ વલખાંનું તાંન મીટાડવાના ઇરાદાથી તે દાસી અરસુલાને લઇ કીલ્લાની પાસે આવેલી એકાંત જગામાં ફરવાને બહાને બહાર નીકલી કે મબાદા કેનેથ તેને ત્યાં ફરતો મલે.

અમીર એલનડેલ ગલેનગીલ અને માલકમ દીવાનખાનામાં ખુશ વાતચીતમાં ગીરફતાર હતા તેવામાં બુઝોરગ વીનટને આવી ખબર કીધી કે મેકઆલપીન કેસલના માલેક ઇનદલ્ફ-અને-એથ અમીર એલનડેલની મુલાકાતે આવી પુગાછે.

ઇનદલ્ફ-અને-એથનું નામ સાંભલી માલકમ અને ગલેનગીલે જરા મોહોડાને કચવાવી એલનડેલ તરફ જોયું. એલનડેલે એવો મામલો જોઇ વીનટનને પુછીયુ" ઇનદલ્ફ-અને-એથ સાથ બીજું કોણછે" !

વીનટન—તેમનો રસાલો. રસાલામાં નજદીક વીસ બાલેબરદારોછે.

માલકમ—ઇનદલ્ફ-અને-એથના જેવા લુટારાઓને માટે ખચીત એલનડેલ કેસલના દરવાજા ખુલ્લા નહી રહેવા જોઇએ. તેમના પગલાંથી આ મહેલની પવીતર જમીન અપવીતર થાય, તેના કરતા બહેતર કે તેઓ પાછા ફરે.

ગલેનગીલ—એવી વાંધાભરી આબરૂના અમીરોની મુલાકાતમાં નાંન સમજવામાં ખચીત ભુલ ભરેલું છે.

એલનડેલે અમીર ગલેનગીલ અને માલકમને મોહોડથી આવા સખુનો સાંભલી પોતાનો વીચાર તેમના મતને મલતો જણાવી કહેયું "રસાલા સમેત આવેલા મેકઆલપીનોને પાછા રવાના કરવામાં મારે કાંઇ અડચંણ નથી. તેમની ચાલચલણથી હું સારી રવેસ જાણીતો છું. તોપણ આવવાદો તેમને આપરી હજુર. તેમને ત્યારેજ માલમ પડશે કે આપણ તેમને સારૂં કેવી ઇજત અને આબરૂ ધરાવીએ છઇએ. વીનટન દાખલ કર તેમને.

વીનટન નમીને ગયો અને અમીર એલનડેલે ગલેનગીલને પુછયું "અમીર ગલેનગીલ તારો માનીતો કેનેથ કયાંછ ?"

ગલેનગીલ—તેના વીશે હુ નામદારને ખુલાસેવાર વીગત કહી વખત રોકવા નથી માંગતો. તેને મારી બેટી ઇવલીનના હાતની ઉમેદવારી બતાવી, અને તેથી તેની-આવી બેઅદબીની સજા તરીકે મેં તેને તેના દીવાનખાંનામાંજ તેનું ખાણું લેવાનો-અને હમારાથી હમેશાં દુર રહેવાનો હુકમ કીધોછે.

એલનડેલ—ખરેખર ? એ વાતતો મેં આજેજ જાણી ? પણ અમીર ગલેનગીલ મારી તરફથી હું ખાતરી આપું છું કે તારી બેટી ઇવલીન હવે જલદીથી પેલા જવાન છોકરા કેનેથનો ખ્યાલ ભુલી જશે. એલનડેલ આ સખુનો બોલી રહયો નહી તેટલાં ઇનદલ્ફ-અને-એથ તેમની હજુર દાખલ થયા.

તમો ભલે આયા અમીર ઇનદલ્ફ-અને-એથ. "એલનડેલ બાહારો બાહારથી પટાવવાના ઇરાદાથી બોલીઓ".

"તમો અમારી મુલાકાતને મુબારક ગણો યા નહી તેની અમને ઘણી થોડી દર

કારછે." એથ ઘણાજ ગુસ્સાથી આંખો ચહડાવી બોલ્યો "હમો કોઇની પણ દરકાર કરતા નથી. અમીર એલનડેલ તુ નામવર આ મકાનમાં લાંમબી મુદતે આવ્યો એ ખબર મલવાથી હમો તારી મુલાકાને આવીઆ, પણ હમારી ભુલ થાઇ કે તેમ હમોએ કીધું. તુ અને તારા નીચ આદમીઓએ હમારા આવવાની કાંઇપણ દરકાર કીધી હોય એવું હમોએ બીલકુલ દીઠું નથી. જો મેકઆલપીનાની મુલાકાત કોઇને પણ અનગમતી હોય, તો તે મકામમાં હમારી જુતીપર ઉડેલી ખાકને પણ ઝટકવામાં હમો ધીકકાર સમજીએ છઇએ."

"આવા સખુન તે કેમ માફ થાય" માલકમ ગુસ્સાથી બોલીઓ "આ અપમાનનો બદલો એઓને જરૂર મલવો જોઇએ."

માલકમ પોતાની તલવાર ખેંચી તેઓના આંગ ઉપર ધસીઓ પણ ઇનદલ્ફે તેનો હાત પકડી લીધો અને તેની તલવાર ઝુટાવી દીવાનખાનાની બહાર ફેકી બોલીઓ "છોકરા બહાદુરોની બરાબરી કરવા તુંને હજી ઘણા વરસ જોઇએ."

માલકમ "ગલેનગોલ પુકારી ઉઠીઓ" હું હુકમ કરૂંછું કે એક હરફ પણ તારે બોલવો નહી. અમીર એલનડેલ એમને વાજબી જવાબ આપશે.

અમીરને મોહોડેથી આવા સખુનો સાંભલી એલનડેલ ગુસ્સાથી પુકારી ઉઠઓ "મેકઆલપીનો આ તમારી ચાલ ધીકકારને લાયકછે. હું ઇચ્છુંછું કે તમો મારા મકાનમાંથી આ ઘડીએ ચાલી જાવો. તમારા જેવા આદમીને માટે એલનડેલના દરવાજા આજથી હમેશ સુધી બંધ રહેશે."

આ તાંનાજનીના સખુનોનો કાંઇપણ જવાબ આપવાનું મેકઆલપીનોએ વાજબી જોયું નહી. તેઓ તુરતજ દીવાનખાનામાંથી નીકલી ગયા, અને પોતાના ઘોડાપર સવાર થવાની તઇઆરી કરવા લાગા, તેટલાં ચોગાનમાં તેએઓ ઇવલીનને ફરતી દીઠી. નાસીપાસ થાઇ કેનેથની સોધમાં ફરવા નીકલેલી ઇવલીન ઉપર ઇનદલ્ફ અને એંગની નજર પડતાંજ, તેમના મગજમાં કીનાનો આતશ પજરી સલગી ઉઠંઆ, અને તેમને મલેલાં અપમાનનો બદલો લેવા માટે આ ખુબસુરત નાજનીન ઉઠાવી લઇ જવાનો તુરતજ તેઓએ વોચાર કીધો. આંખના પલકારામાં તેઓ પોતાના આ નવા ઠેડાવ ઉપર આવી ગયા, અને એક ફુલની માફક ખુબસુરત ઇવલીનને ઇનદલ્ફે જમીનપરથી ઉઠાવી લઇ ઘોડે સવાર થઇ પોતાના રીસાલા સમેત વીજલીની ઝડપથી એલનડેલ કેસલ છોડી આગલ નીકલી ગયા.

આ નહી ધારેલા બનાવથી દાસી અરસુલા જે ઇવલીનની સાથે ચોગાનમાં ફરતી હતી તે રડતી અને પોકાર કરતી કેસલ તરફ દોડી અને આ નવી આફતની ખબર અમીરને જાહેર કીધી.

ગડબડના વોગાટથી એલનડેલ કેસલ કાંપવા લાગો—માલકમના ગુસ્સાનો પાર રયો નહી-ગલેનગીલ પોતાની એક પુરી બેટી વીશે આવા સમાચાર સાંભલી કહેરમાં આવી કીનાની તલવાર ખેંચી પોતાના સરદારોને તૈયાર થવા હુકમ કીધો-અને પરણવા આવેલો અમીર એલનડેલ લુટારાઓની પુઠે દોડવા ઘોડેસવાર થાવો. ચાલીસ

ઘોડેસવાર લડવઇઆઓની ટુકડી સાથ બંને અમીરો અને માલકમે લુટારાઓની પીઠ પકડવાના ઇરાદાથી ઘોડાઓને મેકઆલપીન કેસલ તરફ દોડાવીઆ.

---

## પ્રકરણ સોલમું.

### કેનેથ અને ઇવલીન

ઇનદલ્ફ એક નાજુક ફુલને પોતાની ગોદમાં પકડી દુર નીકલી ગયો, અને તેની પાછલ એથ અને તેના સરદારો તેવીજ ઝડપથી આગલ વધવા લાગા. ઇવલીન આ બનાવથી બીલકુલ બેહોશ થાઇ ગઇ, પણ પાછલથી રાહુના દરમયાનમાં તે હોશમાં આવી પોતાની સંકટભરી હાલતમા મદદને માટે ચીસ પાડી જંગલને જગાવી મેલ્યું. તેણીએ ઇનદલ્ફને આજેજી કાલાવાલા કરો ઘણુંબી કહયું પણ તેણીના સખુનોપર તે નીરદય લુટારાએ કાંઇપણ ધ્યાંન આપીયું નહીં. ઇવલીન તેને પોતાના છુટકારા સારૂં મીનત કરતી ત્યારે તે તેણીના કાંનમાં ધીમે અવાજે કહેતો કે "સુંદર નાર તારે કાઇપણ બીહવું નહી, આ પાહાડી મુલકના હમો અમીર છઇએ હમારા મહેલ દોલત અને માલમીલકતની હવે તુ માલેક થશે. હમો બે ભાઇઓમાંથી એકની સાથે તો તારે જરૂર પરણવું પડશેજ. જો તું મને નહીં પસંદ કરે તો મારા ભાઇની સાથ તું પરણજે. તેમ જો તુ કરવાને રાજી હોયતો હું તુંને મારી બહેન તરીકે ચાહાવસ. કોઇબી રીતે તુને હમો બેમાંથી એકને તો કબુલ કરવું પડશેજ."

"ઝડપ ? ઝડપ ? પુડેરાઓ પાછલ લાગા છે. બીરાદર ઇનદલ્ફ હુશીઆર રહેજે. સાવધ થા." એથ જે ઇનદલ્ફની પાછલ હતો તે ગલેનગીલના સવારોને પુઠે લાગેલા જોઇ પુકારી બોલીઓ.

"સબર ? સબર ? મારા બાહાદુરો ખેંચો તમારી તલવાર. મરો ઇયા મારો." ઇનદલ્ફ સી હના જેવો પુકાર કરી બોલીયો" આઇવર—મારા બહાદુર સરદાર તારી મદદે રેનડાલફને રાખ, અને આ બાનુને મેકઆલપીન કેસલ તરફ વીજલીનો ઝડપથી લઇ જા. એને ખોવાની આગમજ તું તારો જીવ ખોજે. ખાલી હાતે તારી સીકલ મને દેખાડવા દુનીઆમાં જીવતાજ ના રહેતો-અને જીવતો રહેતો ઇવલીનને લઇ મારી સનમુખ જરથી નેહાલ થવા આવજે. દોડ દોડ પુડેરાઓને તેમણી હીંમતનો સવાદ હું ચખાડું છું.

એક ભારી પણ લોખંડના જેવા ખબરાયલા હાતમાંથી તુરતજ સુંદર ઇવલીનને આઇવરે પોતાના ખબડાએલા હાતમાં લઇ લીધી, અને રેનડાલ્ફને સાથે લઇ મેકઆલપીન કેસલ તરફ તેઓએ પોતાના ઘોડા દોડાવીઆ, અને ઇનદલ્ફ તથા એથ ગલેનગીલના સવારોની રાહ બંધ કરી રાહાને દરમ્યાન ઉભા.

"મારો બેટી ! મારાં એક પુરાં ફરજંદને માટે મરો. તમો તમારો જાન આપો." પેલો લુટાયલો અરધો ઘેલો થાયલો બાપ બોલીઓ.

હું તેમને તેમનાં કરતુકની સજા પહોંચાડવામાં મરવા માગું છું. "માલકમ પુકારી બોલીઓ" કહ્યા ગયા પેલો લુટારો એથ અને નીચ ખસલતનો ઇનદલ્ફ. ઇવલીનના કીનામાં આ જંગલના ઝાડોની પ્યાસ તેમના લોહીથી મટાડું."

અને હું તારી સામનેજ છઉ "ઇનદલ્ફ બોલીઓ" હીચકારા જુવેછે શું ? ઉઠાવ તારી શમશીર વખત ના લગાડ, નહીંતો હું તારૂં કામ તમામ કરવા વાર નહી લગાડીશ.

લડો મારા બાહાદુરો "માશુકની જુદાઇની અગનથી બળતો એલનડેલ પુકારવા લાગો" વાતમાં વખત ગુમાવવો ફોકટછે. લુચ્છાઓ સાથે લડવુંછે. મરો ઇયા મારો.

તેજ વખત વાતચીતનો અવાજ બંધ થયો, અને એક સખત લડાઇ સરૂ થાઇ. મેકઆલપીનના વીસ અને ગલેનગીલના ચાલીસ સવારોની તલવારો મધ્યાંન બપોરે આ જંગલને ધ્રુજાવવા લાગી. કેટલાક જખમી થયા અને ઘોડાઓ બેજાન થયા. આવી રીતની લડાઇથી જ્યારે તેઓ થાકી ગયા ત્યારે ગલેનગીલ પુકારી બોલીઓ "સબર કરો, સબર કરો, વધુ લડાઇ ખતમ કરો."

શું છે. બહાદુરો મરવાથી ડરતા નથી "ઇનદલ્ફ ધ્રુજતે અવાજે બોલીઓ."

તેમજ હું પણ લડવાથી ડરતો નથી "માલકમ પુકારી ઉઠીઓ."

લડાઇ ખતમ કરો "એલનડેલ બોલીઓ" મારે કાંઇ કહેવુંછે.

તારે શું કહેવુંછે અમીર એલનડેલ "એથે પુછીયું."

તમો જે સરત કરો તે કબુલવા અને જે માંગો તે આપવા હું તૈયાર છું "એલનડેલે કહ્યું" જો બાંનુ ઇવલીનને તમો પાછી હમારે સવાધીન કરોતો.

પણ તેજ વખતે પડોશની ઝાડીમાં કાંઇ ખણખણાટ. થયો અને પેલી જંગલ માહેલી દાકણે પોતાનો દેખાવ દીધો, અને પોતાના હાત લાંબબા કરી બોલવા લાગી' તમો જુલમ અને જાસતીના કરનાર ઘાટકીઓ સામાટે તમો લોહીની નહેરોથી આ જંગલની મીટ્ટીને ભીજવોછો. માણસોના ખુન અને લોહી રેડવાની તમોને કાંઇ જરૂર રહી નથી. ઇવલીનના છુટકારા માટે સરતો કબુલવા અને ઇનામ આપવાની કાંઇ ગરજ રહી નથી, સબબ તે નાજનીનનો છુટકો તો કયારનો થાઇ ચુકોછે.

છુટકો ? "આ સખુનો સાંભલી મેકઆલપીનો પુકારી ઉઠીઓ."

છુટકો થયો ? "ગલેનગીલ અને બીજાઓ હરખથી પુકારી પુછવા લાગા."

હા છુટકો થઇ ચુકોછે. "પેલી દાકણે જવાબ દીધો" અને જેને તેણીનો છુટકો કીધોછે તેજ તેણીનો ધણી-અને સાહેબ થશે. અમીર એલનડેલ સાથ તેણીના નેકા કરનારપર ખુદાનો માર પડજો. "આવી રીતના સખુનો બોલી એલનડેલનું નામ પુકારતી તે ઝાડીની અંદર ગુમ થાઇ ગઇ."

મેકઆલપીન તરફ-કેસલ તરફ-ઇનદલ્ફે પોકાર મારી ઘોડાને તે તરફ દોડાવીઓ અને તેના રસાલાના બાકીના આદમીઓએ તેના ફરમાનને તાબે થાઇ તેણી પાછલ પોતાના ઘોડાઓને દોડાવીઆ.

ખચીત જેને તેનો છુટકો કીધોછે તે કેનેથ હોવો જોઇએ. "માલકમ બોલીયો" તેના વતરોગે પેલી દાકણ કોઇ બીજાને માટે આવી રીતની ભલામણ કરે નહી.

કેસલ તરફ આપણને જવું જરૂરનું છે. "એલનડેલ બોલીઆ". અને સગારી એલનડેલ કેસલ તરફ જઇ પુગી. તેમને કેસલમાં પુગતાં ઘણો વખત નહી થયો તેટલાં તેઓએ કોઇના ઘોડાના પગલાંનો અવાજ સાંભળીઓ, અને તુરતજ જવાંન કેનેથ પોતાની બગલમાં ખુબસુરત ઇવલીનને પકડી વીજળીની ઝડપથી કેસલના ચોકમાં દાખલ થયો.

o * * o o o

ઇવલીનને તેણીના બાપ અને ભાઇને સવાધીન કરતાં કેનેથે જણાવીયુ કે "જીવને ખુશ કરવાના ઇરાદાથી હું મારી તીર કમાંન લઇ જંગલમાં એખલો શીકારને માંટે સહવારના પોહોરમાં નીકલીઓ. મારા વીચારના વમલમાં હું છેક દુર નીકલી ગયો, અને થાકી જવાથી મારા ઘોડાપરથી ઉતરી એક ઝાડના છાંયા તલે આસાએસને માટે બેઠો હતો, તેટલાં મેં કોઇના ઘોડાના પગલાંના અવાજો સાંભલીંઆ. ઉઠીને મેં નજર કીધી તો મારી અજાએબીનો પાર રહેઓ નહી. ઇવલીનને મેં કોઇ શખસના હાતમાં દીઠી. તુરત મે મારી કમાનપર તીર ચહડાવી ફેકીઆ તો તે શખસનો ઘોડો જખમી થાઇ ફસડાઇ પડીઓ. જો પેલા શખસને જરાબી મદદની આસા હતે તો ઇવલીનને તેઓ કદીપણ મારે સવાધીન નહી કરતે. જેવો ઇવલીનનો છુટકો થયો તેવીજ પડોસની ઝાડીમાંથી પેલી જંગલ માહેલી દાકણ દેખાવ દીધો અને મને એલનડેલ કેસલ તરફનો એક ટુંકો રસતો દેખાડી આશીસ દેવા લાગી. ઇવલીને તેણીને કરગરી કહેયું કે તેણીના છુટકારાની ખબર જંગલમાં તેણીના બાપ અને ભાઇને કરવી નહી તો તેઓ નાહક પોતાની લડાઇ ચાલુ રાખી પોતાની તેમજ બીજાની ખરાબી કરશે. પેલી દાકણ હમારા સખુનો સાંભલી તુરતજ ઝાડીમાં ગુમ થઇ અને મેં બાનુ ઇવલીન સાથે કેસલ તરફનો રસતો લીધો.

---

# પ્રકરણ સાતરમું.

## એ ખાલી ખુરસી.

ક્રીસ્તમસને બરાબર એક અઠવાડયું હતું, અને ઇવલીનના લગનની ધામધુમથી એલનડેલ કેસલ ગાજી રહેવા લાગો. ગલેનગીલની બેટી ઇવલીન એક અઠવાડીઆ પછી અમીર એલનડેલની માશુક બનશે, અને એલનડેલ કેસલની ધણીઆની થશે એવા ખયાલથી અમીર ગલેનગીલ ખુશાલીથી એટલો તો બહેકી ગયો કે તે હરએક કામમાં ઉતાવલો અને બેસબર બની રહેયો.

આજે એલનડેલ કેસલમાં અમીર એલનડેલે પોતાના લગભગ પચાસ દોસતોને જમવાનું ખજન કીધું હતું. સમો રાતનો હતો, અને ટુકમાં કહીએતો

રંગરાગ—દોડધામ ખુશખુશાલીના અવાજો અને મહેમાનોની આવજાવથી એલનાડેલ કેસલ હુલમલી રહેઓ હતો. વખત ખાંનાનો પતાજ સરત્રે મહેમાંનો ટેબલપર બીરાજીઆ, અને શરાબનો દોર વાજીંત્રોના સરોદ વચ્ચે મહેમાનોમાં ચાલુ થયો. હરએક મહેમાનોને મોહડેથી બાનુ ઇવલીન એલનડેલ અમીરની માશુક બને તેની મુબારકબાદીના સખુનો નીકલવા લાગ્યા. આ ખુશખુશાલીથી ગાજી રહેલી મહેફીલમાં ખુબસુરત ઇવલીનજ ફક્ત દીલથી દુખી હતી. અમીર એલનડેલ તરેહવાર દીલપસંદ બોલો તેણીના કાનમાં રેડી તેણીને ખુશ રાખ ાની કોશીસ કરતો, પણ દુખના દરીઆવમાં ડુબેલી ઇવલીનના દીલપર તે બોલોની કાંઇ પણ અસર થતી હતી નહી.

પણ રંગમાં ભંગ થયો ! આવી રંગરંગીલી મહેફીલમાં એકાએક ખલલ થાઇ !! દીવાનખાંનાના દરવાજા જોરથી ધડાકા સમેત ઉઘડી ગયા અને પેલા બે હુવાઇ આકારો ધીમે કદમે દાખલ થયા. મહેમાનો આ આકારોને જોતાંજ ડંગ થઇ ગયા. ગલેનગીલે આ આકારોને જોતાંજ ઓલખીઆ, (વાંચનાર જાણેછે કે ગલેનગીલે આ આકારોને અગાઉ જોયા હતા) અને અમીર એલનડેલ ડોલા ફાડી જોવા લાગો. પેલા આકારો આસતે કદમે ખાંનાની ટેબલ આગલ આવી ઉભા અને બંને જને પોતાના ચહેરાપરના બુરખા ઉઘાડી પચાસ મહેમાનોની રૂબરૂ પોતાના ચહેરા જાહેર કીધા. અમીર એલનડેલના મોહડામાંથી એક જીગરને ફાડે તેવી હાય નીકલી અને તેજ પલે તે બેહોશ થાઇ ખુરસીપરથી જમીનપર પડીઓ. તુરતજ પેલા લડાએક આકારે પોતાની બેઠક તે ખુરસીપર કીધી. આવી રીતનો ગોંમલો જોઇ અમીર ગલેનગીલે પોતાની ખુરસી તુરતજ પેલી બાંનુંના આકારને આપી. મહેમાનો આ દેખાવ જોઇ અરધા બેભાન થાઇ ગયા હતા, પણ ગલેનગીલે એજ આકારોને આગમજ પોતાના દીવાનખાનામાં જોએલા તથા કારભારી વીનટનથી હકીકત સાંભલેલી હોવાથી પોતે આ વખતે બીજાઓના જેટલો ગભરાટમાં પડીઓ નહી. પેલા આકારોના ચહેરા જોતાંજ સરત્રે કોઇ તેમને ઓલખી પોતપોતામાં બોલવા લાગા કે એ આકારો મરનાર અમીર એલનડેલ અને તેની બાનું મારગરેતનાં પલીતર રૂહા છે. મહેમાનોની આ ચરચા વધારે વખત ચાલી નહી તેટલાં પેલા આકારો પાછા ખુરસીપરથી ઉઠીવા અને અરધી બેભાંન હાલતમાં ખુરસીપર બેઠેલી ઇવલીનના સર ઉપર પોતાના હાત લાંબઆ કરી તેનને આશીસ દેતા હોય એવુ દેખાડી પાછા તેઓએ પોતાના ચહેરાપર બુરખા ધાલી દરવાજા તરફ ચાલવા માંડયું, અને તુરતજ દરવાંજા બાહેર જતાજ બેમાલુમ થાઇ ગયા.

તેજ રાતના સુમારે અગીઆર વાગતાને સમે જયાફ્રે કેનેથને આ ખબર કહેવા તેના દીવાનખાંનામાં દાખલ થયો. તેણે સરત્રે વાત કેનેથને ધીરજથી કહી સંભલાવી અને કેનેથે તેનો ઉપકાર માંનયો.

એપરથી તું શું ખ્યાલ કરે છે કેનેથ "જયાફ્રે બોલયો."

શું ખ્યાલ કરવો તે હું કહી શકતો નથી, પણ જયાફ્રે તારે મારે માટે શું કરવું

તે હું તુને કહુંછું. "કેનેથે કેહેયું." કોઇબી રીતે દાસી અરસુલાને કાલે સહવારના મલી, મારો પેગામ ઇવલીનને પોહોચાડવા કહેજે.

એક પ્યારમાં ફસેલાની ફરીઆદનો રૂકો, અને ફકત બે બોલ મોહોડેના કે "અગરજો તે કેનેથને ખરેખર ચહાતી હોય તો કાલે બપોર પડે તે આગમજ કીલ્લાથી થોડે દુર જમની બાજુવાલી ગીચ ઝાડોની ઘટામાં કાઇબી કરી મલવું."

જયાકુરે—પણ કેનેથ આ રૂકો ખુલ્લો?

કેનેથ—દોસ્ત એમાં ખાનગી કાઇ નથી. હું ઇચ્છુંછું કે તુ એ વાચે. તું મારી કદરને બુજે છે પણ જો વાંચસે તો તું હાલના કરતાં વધારે બુજસે.

જયાકુરે—તે રૂકાને ધ્યાંનથી વાંચવા લાગો :—

મનમોહન ઇવલીન.

તુજ પ્રીતના કેફથી દીલ બીમાર છે
પ્યારનો બુરો મને આજાર છે
તબીબો જે દરદથી લાચાર છે
　　　કરે કોણ હવે તે મરજ સફા ?

હાય મારી સુંનીને કાંપે ગગન
અને બુલબુલો છોડે પોતાનું વતન
વલી મુરદાંઓ ફાડી પોતાનું કફન
　　　દયા મુજ હાલપર કરવા નીકલે બાહાર.

હાલ મારો જોઈ હબીબ શું કહે ?
ચાલ મારી જોઇ રકીબ શું કહે ?
નબજ મારી જોઇ તબીબ શું કહે ?
　　　કે વાલી છે મેં એ શું મોહકાન.

હાલ જોઇ હબીબ કહેશે લાચાર છે
ચાલ જોઇ રકીબ કહેશે બેજાર છે
નબજ જોઇ તબીબ કહેશે બીમાર છે
　　　જોકે પાડીછે મુજપરતો પ્યારે જફા.

એ મરજ જેવો બુરો કોઇ આજાર નથી
એને સફા કરનાર તબીબ કોઇ હુશીઆર નથી
એ દરદથી બુરો કોઇ સરદાર નથી.
　　　દુનીયામાં કોણ નથી પ્યારથી લાચાર ?

જખ્મ મ એના ઉંડા રૂઝાયા નથી,
એ આતશના શોલા બુઝાયા નથી,
એ પ્યારના ઝરા સુકાયા નથી,
થયાછે સરવે લઇ તાજા ફના.

અએ હવા તું જા લઇ મારો પેગાંમ
અને કહેજે મારી પ્યારીને એવા કલાંમ
કે પ્યારમાં હું બનીઓછ તારો ગુલામ
અને થયોછું સેવટે જીવથી બેજાર.

એવું જો જાણતે પ્રીત કરતે નહીં હું,
તારા નાંજ અને નખરાંપર મરતે નહી હું,
નામ તારૂં જબાંપર ધરતે નહીં હું
કે થતે નહીં આજે આવા મુંજ હાલ.

તદબીર તુજ મીલાપની સઉ ખુટી ગઇ
તુ ગંમખારી આપી સબર લુટી ગઇ
આસ મારા દીલની સરવે તુટી ગઇ
હવે પથ્થરથી સર ફોડવાની શું છે જરૂર?

દીલ.તો જલેછે હવે જલાવે કાંએ ?
આંસુતો વહેછે વધુ રડાવે કાંએ ?
વધુ મુજને તું હવે તરસાવે કાંએ ?
એ તુ શું છે તારા પ્યારની રીત ?

તુજમાં મારો જીવ અને ખાલીછે તન,
જો રૂહ થાયો દુર તો ખાકી બદન-
માંથી પુકારસ હું કયામતને દંન.
કે કહા છે તું મુજ વફાદાર યાર.

તુજ પ્યાર ખાતર મરવાનો નથી મને ગંમ,
પણ રફીકો મારા કરસે તુજપર માહેતંમ
ને કહેશે કે મુજ માશુક હતી બેરહંમ.
કે મરણ સમે ના કીધી ફરજ અદા.

છે તુજની જુદાઇમાં એવા મુજ હાલ,
બખ્ત મુજનું બરગીસ્તા નસીબ કંગાલ
કે જનમ લીધો જગતમાં મે બુરે કોઇ કાલ
કે સહેવા પડે છે આજ એવા આજાબ.

એ પ્યારની અગનપર રેડો કોઇ આબ
કે બુજાય એ અગન મુજ તનમા શીતાબ,
એ પ્યારે કીધું મારૂં ખાનુખરાબ.
એવો તુ સંગદીલ સીતમગર પ્યાર.

હું ઇયાદ તારી મુવા બાદ કરસ દીલદાર,
જંનતમા પણ તુજ ખાતર મારી પુકાર-
કહીશ હું ખુદાને કે ઓ પરવરદીગાર
મુજ માશુકસે નથી મુજ થયો મીલાપ.

તારી જુદાઇમાં સેહેયા છે લાખો સીતમ
ને પ્યારના લાગા છે સેકડો જખમ
તે ખમવા છું તૈયાર હું રૂદીને દંમ.
જો આપે તુ આસા તુજ પ્યારની માહાબ્બત.

મુજ નૈનો તારી રાહા જોતાં બેનુંર થયાં.
જુદાઇના જખમોમાં નાસુર થયાં.
એ નાસુરથી સઉ કોઇ આતુર થયાં.
કે રહેશે મારી જીંદગી સલામત કે નહી.

હવે તો હું મરૂ છુ જરા હસી બોલ યાર.
લગાડી ગલે મને ના માર કટાર.
શુ લહુમા મારા હાથ ધોવાનો છે તુજ વીચાર
કે મરવાની જુવે છે તુ મારી રાહા.

એવી રીતે મારી મને બરબાદ ના કર.
કતલ કરી મુજને તુ ફરીઆદ ના કર.
મરતી વખત મુજને તુ નાશાદ ના કર.
ખુદા ખાતર હવે જરા મલી મને જા.

કેનેથનો આ રૂકો વાંચી ઇવલીન તરફના તેના પ્યાર વીશે જયાફ્રે દીલમાં અજબ થવા લાગો, અને દાસી અરસુલા પાસે રૂકો અને મોહોડનો પેગામ કહેવડાવવાની કબુલાત આપી રવાના થયો. જવાન કેનેથ આવતી કાલની આતુરતાથી રાહા જોવા લાગો. કેવો અધીરો-કેવો બેસબર બનોઓ. દરએક પલ એક એક કલાક જેટલી અને દરએક કલાક એક એક દીવસ જેટલો લાંમબો તેને મનથી લાગો



# પ્રકરણ અઢારમું.

## ખુનનું તોહુમત.

એક આતુર દીલથી-ધપકતી છાતીથી-અને ખુશાલીના ખ્યાલથી છુપાતો શખ્સ સહવારના દસને સુમારે એલનડેલથી થોડે દુર જમની બાજુપર આવેલી ગીચ ઝાડી આગલ ફરતો આપણી નજરે પડે છે. કબીતો તે પાછલ-કબીતો તે આગલ-અને કબીતો દુર-તે પોતાની નજર ફેકતો હતો, અને કોઇના આવવાની ઇનતેજારીથી રાહા જોતો હતો. એવી અનદેશા ભરી હાલતમાં અરધો કલાક સુધી હેરાન થયા પછી તેને નીરાસ થાઇ એક પથ્થરપર બેસી વીચારમાં પોતાનુ સર નીચુ નાખીયુ, તેવામા કોઇના નરમ પણ રૂપેરી હાત તેની પીઠપર પડીઆ. તેના હાતનો સ્પર્શ થતાંજ તેના દીલમાં નવો જીવ આયો. તે હાતનો સ્પર્શ થતાજ તે ચમકીને ઉઠોએ.

વાંચનાર એ બંનેને ઓલખે છે. એ આપણો જવાન કેનેથ અને ખુબસુરત ઇવલીન છે. એકમેકને જોતાંજ તેઓના કરમાયલા દીલ તેજ વખત ખીલી નીકલયા.

ઇવલીન બોલી "કેનેથ દાસી અરસુલાથી જેવો મને તારો પેગામ મલીઓ તેવીજ મે આવવાની તૈયારી કીધો, પણ તુ જાણે છે મારા વાહાલ કે મારા બાપ અને ભાઇના જુલમ આગલ હું બીલકુલ લાચાર છુ. બડી મેહનતે હું તેમની નજર ચોરાવી મારી વીસવાસુ અરસુલા સાથે તારી મુલાકાતે નીકલી પડી છું."

ખરૂ છે મારા જીગરના આધાર. "કેનેથે જવાબ દીધો" પણ ઇવલીન આપણને વાત કરવાને બીલકુલ વખત નથી. તુને બોલાવવાની મારી મતલબ શું છે તે હું તુને કહું. એકજ સવાલમાં તુ મને કહે કે તુ મારી થશે ઇયા નહી?"

કેનેથ વહાલા કેનેથ "આંખમાં પાણી લાવી તે બોલી" તારા આ સવાલનો જવાબ હું શું આપું તે મને બીલકુલ સમજ પડતી નથી. હુ કહી નહી શકતી કે મારી હાલત હવે પછી શું અને કેવી થશે. આ કીલ્લામાં બનતા વીચીન બનાવો અને તહરેવાર અફવા સાંભલતા મારૂ મગજ બેમગજ થાઇ ગયું છે, એટલુંજ નહી પણ—

તે વોચીન બનાવો ખરા છે કે બોટા છે તે સાબેત કરવા આપણ નથી હીંયાં મલીઆ મારી વહાલી ઇવલીન. "કેનેથ વચમાં બોલી ઉઠીઓ." મને સરવે ખબર જયાફરેથી મલી છે. હું તે જાણું છું. મને કોઇ છુપી ગેબી બશારતથી સનતોશ પેદા થાય છે. આ કીલ્લામાં બનતા ભેદી બનાવો મારી જીંદગી સાથે કાઇબી તાલુકો રાખે છે એમ માનવાને મને કારણ છે. તે કારણ હું જાણતો હોઉ એમ મને લાગે છે—તે હું સમજતા હોઉ એમ મને ભાસે છે, પણ તે શું છે તે મને કેહતા આવડતું નથી. તે કહેવાને માટે કેઇ જબાન લાઉ તે મને ખબર નથી. વખત આપરા હાતમાં બીલકુલ નથી નહી તો હું તુને ખુલાસેવાર કહેત. તારી

દાસી પેલા ઝાડને ઓથે ઉભી રહી ખોટી થાય છે. તુને જો હીયાં વધારે વાર લાગશે તો મહેલમાંથી કોઇ મબાદા હીયાં આવી લાગશે. મારે એટલુંજ જાણવું છે કે તુ મારી થવા જો વચન આપે તો તેમ, નહી તો આ મકાન હું છોડી જાઉ. જાઉં–હું સદાનો જાઉ–મબાદા તુને દુનીઆમાં ફરીથી નહી મલવાને માટેજ જાઉ.

એમ ના બોલ મારા મીઠા કેનેથ. "ઇવલીન રડી પડી બોલી." તારા બોલોનો હું શું જવાબ આપું. ફકત પાંચ દીવસ બાકી રહેયા છે. તે વખત પછી અમીર સાથે મારા નેકા કરવાનું મારા જુલમગાર બાપે નક્કી કીધું છે. હું જો ના કહું તો તે મારીપર જબરી કરશે.

"હું એમ નહી કહેતો કે તું તારા બાપને ના ફરમાન થા." કેનેથે ઉતાવલમા કહેયુ." પણ મને કોઇ ગેબી બશારત ઉસકેરેછે કે જો તું મારી થવાનિ સારૂં વચન આપે તો તું મારી થશેજ.

જો તેમ કીધાથી તારી ખાતરી હોય કે હું તારી થવસ "રડતી આંખે ઇવ-લીન બોલી" તો હું વગર આનાકાની કરવે વચન આપું છું–તારા પ્યારને ખાતર–તારી ચાહાને ખાતર વચંન આપું છું કે હું તારીજ થઇશ. પણ તુએ મોકલેલો પેલો રસીલો રૂકો—

"આમીન. આમીન. ખુદા તમારા દીલની મુરાદ બર લાવે." ઇવલીન આગલ બોલે તેટલાં પડોસની ઝાડીમાંથી એક ગેબી અવાજ નીકર્લાઓ, ઇવલીને ફરી તે તરફ નજર કીધી તો પેલી જંગલ માહેલી ડાકણ તેની નજરે પડી.

આ બાનુ ઉપર તુ પરસંન થાઇછે? "કેનેથે તેણીને પુછીયુ" તારૂં કહેવું હરેક ખરૂં પડેછે. થોડા વખતની વાત ઉપર તુંએ પેલી બે ખાલી ખુરસી વીશે આગાહી કીધી હતી તે ગઇ કાલે ખરી પડીછે.

તુ જવાન ખુબસુરત અને લાયકી વાલો છે. "પેલી ડાકણ બોલી" નકીનો તું સાહેબછે, અને ધીરજ તારા ચહેરાપર રાજ કરવા બેઠીછે. તારાપર મારી અનંત ચહાછે. તારૂ નામ શું?

મારૂં નામ કેનેથ "આપણા જવાને જવાબ દીધો"

કેનેથ તારી ફતેહ થાઓ "પેલીએ આશીસ દીધા" ગશનગીરાની બેટી, કેનેથને તારો પ્યાર આપજે. ખુદા તમારો નીગાહબાંન થાજો અને તમો લોકને ખુશી અને સુખી કરજો. "અને તુરતજ ઝાડીમાં દોડી તે ગુમ થાઇ ગઇ," પણ તેણીને ગુમ થતા વાર લાગી નહીં તેટલાંજ કોઇ બીજા આદમીનો અવાજ પાછલથી તેઓએ સાંભ-લીઓ. ઇવલીન ગભરાટમાં પડી, અને કેનેથ વીચારમાં પડીઓ. આ નવો આવ-નાર કોઇ નહી પણ માલકમ હતો.

નીચ ચંડાલ તારા કરતુકની પુરેપુરી સજા શું તુને નથી મલી કે હજી એ બાંનુની મુલાકાત તું લીએછે? ઇવલીન નાફરમાન બહેન કહાંછે તારી દાસી અરસુલા? શરમછે તારી આવી ચાલ ઉપર કે એક નીચ હલકા વગર માબાપના છોકરાંની સંગતમાં તું ફરેછે.

આ અપમાન અને ગાલ ગલોચી ભરેલા સખુનો સાંભલી કેનેથના ગુસ્સાનો પાર રહેયો નહી. તુરતજ તેને પોતાની તલવારપર હાત નાખીઓ પણ બીજીજ પલે તેણે પોતાનો હાત ખેંચી લીધો અને બોલીઓ " અમીર માલકમ મારો વીચાર તારી સાથ લડાઇમાં ઉતરવાનો નથી."

લડાઇ " માલકમ ધીક્કારથી બોલીઓ" મારી સાથે ? તારા જેવા એક હલકા કુતરા સાથ વાત કરવામાં પણ હું ધીક્કાર સમજુછું.

માલકમ-ભાઇ " ઇવલીન તેને વલગી પડી બોલી " એમના બોલ. જેને તું ભાઇ તરીકે ચાહતો હતો તેને આવા સખુનો ના બોલ.

તું શું એને માટે મારી અને મારા ગુસ્સા વચે પડવાની હીમત કરેછે ? નીકલ, તારી દાસી સાથે. તારી રાહ અમીર કેસલમાં જુવેછે.

કેનેથ " ઇવલીન જતાં જતાં દુરથી કાલાવાલા કરી બોલી" ખુદા ખાતર તારા ગુસ્સાને ઠેકાણે રાખજે.

બાનુ ઇવલીન " કેનેથે તેણીને જવાબ દીધો" ગલેનગીલના નામ તરફ હું હમેશાં પ્યાર અને માનભરી નજરથી જોતો આવેલોછું અને જોવશ.

* * * * * *

બે કલાક વહી ગયા. અને કેનેથ એલનડેલ કેસલમાં દાખલ થયો. પણ તે કેવી હાલતમાં. તેના કપડાં તમામ લોહીથી ભીંગાયલા હતા—તેની તલવાર મ્યાનમાંથી જતી રહી હતી—અને તે તમામ થાકી ગયો હતો. આવતાંને વાર તેને કારભારાને પુછીયું " અમીર માલકમ આવ્યોછે કે ?"

નહી હજી નથી આયો "કારભારીએ જવાબ દીધો" પણ કેનેથ તારા આ કેવા હાલ ?

કાંઇ નહીં "કેનેથે જવાબ દીધો" પણ શું અમીર માલકમ હજી નથી આયો? અને બાનુ ઇવલીન તથા અરસુલા ?

કારભારી—તેઓ બંને કયારના આવ્યાં. પણ કેનેથ તારી તલવાર કયાંછે ? તારાં કપડાં ફાટી ગયાંછે ? લોહીથી ભીંગાઇ ગયાંછે ! એ લોહી સાથી ?

કેનેથે તેના સવાલનો કાંઇપણ જવાબ આપ્યો નહી અને પોતાના દીવાનખાના તરફ ગીઓ. તેને ગયાને ઘણો વખત નહીં થયો તેટલાં એક ખેડુત પોતાના હાતમાં એક તલવારની ભાંગેલી મુઠ લઇ દાખલ થયો અને કારભારીની આગલ મુકી બોલીઓ "જંગલમાંથી મને આ તલવારની મુઠ મલીછે."

કારભારી—અરે એતો કેનેથની તલવારની મુઠછે ? હું એ તલવારને ઓલખુંછું !

ખેડુત—જે જગા પરથી મને એ મલીછે તે જગાપર માણસના પગલાં પડેલાં મેં જોયાછે. મને લાગેછે કે બેશક તે જગા ઉપર કાંઇ ઝગડો થવો જોઇએ.

કારભારી—અમીર માલકમ મલે નહીં તેથી બેશક કાંઇ બનાવ બનવો જોઇએ.

"આ વાતચીત ચાલતી હતી તેટલાં ગલેનગીલ એલનડેલ અને બીજા બે ત્રણ અમીરો ત્યાં આવી લાગ્યા અને કારભારીના છેલ્લા સખુનો સાંભળી ગલેનગીલે પુછીયું" મારા બેટા વીશે શું છે ?

કારભારીએ કેનેથની હાલત તેની તલવાર અને કપડાં વીશે તેમજ માલકમની ગેરહાજરી અને પેલા ખેડુતની વાત અમીરને કહી સંભલાવી. અમીર ગલેનગીલ આ વાત સાંભલી ગભરાટમાં પડીઓ અને વધુ તલાશ કરવા લાગો તેટલા એક બીજો ખેડુત અમીર માલકમની ટોપી અને રૂમાલ પાંણીથી ભીંઆયલો પોતાના હાતમાં લઇ દોડતો આયો, અને અમીરની સાંમે જમીન પર મુકયો.

ખુન—મારા બેટાનું ખુન થયું છે. "ગલેનગીલ પુકારી ઉઠીઓ" અને તે ખુન કરનાર કોઇ નહીં પણ પેલો જવાન કેનેથછે. પકડો-પકડો-બસ એકદંમ પકડો તેને કહાંછે તે ?



# પ્રકરણ ઓગણીસમું.

## સંકટની સરૂઆત—કેનેથની તપાસ.

કેનેથ કહાં છે ? મહેલમાં ગરબડ મચી રહી. માલકમના ગુમ થવા વીશે ચકચાર ઉઠી અને મોટા દીવાનખાંનામાં ઉમરાવોની બેઠક મલી તથા કેનેથની તે વીશે તપાસ ચાલી. પહેલી જબાંની દાસી અરસુલાની લેવાઇ.

"ગલેનગીલે તેણીને પુછયું" ઓરત જો તું સાચેસાચુ કહી દેશે તો હું તુંને ખાતરીથી કહુ છું કે તારો ગુનાહ માફ કરશ. બોલ ઇવલીન આજે કેનેથને મલી હતી ?

અરસુલા—હા નામવર અમીર. પણ તે મુલાકાત અચાનક થાઇ હતી. અમીર માલકમનું તે વખતે ત્યાં આવવું થયું અને તેજ વખતે બાનુ ઇવલીન અને હું, માલકમ અને કેનેથને તે જગા એખલા મુકી કેસલ તરફ પાછાં ફરીઆં. માલકમે કેનેથને ઘણાજ તાંનાજાની ભરીઆ સખુનો કહયા. કેનેથે પોતાનો ગુસ્સો ખોઇ પોતાની તલવારપર હાત નાખીઓ પણ તુરતજ પોતાનો હાત પાછો ખેંચી બોલીઓ, "અમીર માલકમ તારી સાથે લડાઇમાં ઉતરવા હું માંગતો નથી.

ત્યારે તલવારપર તેણે હાત નાખ્યો ખરો " ગલેનગીલ નાસીપાસ થાઇ ઇનસાફ કરવા બેઠેલા અમીરોને કહેવા લાગો" અમીરો તમો સાંભલો કે તેને મારા બેટાપર તલવાર ખેચવાનો વીચાર કીધો હતો. બુલાવ કેનેથને.

કેનેથ તુરતજ દીવાનખાંનામાં દાખલ થયો. તે જાણતોબી નહીં હતો કે તેને શા માટે દીવાનખાંનામાં બુલાવેછે. ભોલા દીલથી તે અમીર ગલેનગીલ હજુર નમી ઉભો રહેયો, પણ અમીરને બોલતાં સાંભલી તે ગભરાટમાં પડીઓ.

"છોકરા, આખરે તે મારૂં નીમખહરાંમ કીધું છે. મારી મહેનતનો બદલો આવી રીતે આપી મારા ખાનદાનની ખરાબી કરી તારૂં વેર તુએ લીધું. નીચ કુતરા, તારી આંખો ફાડી જો કે તારા પાલનહારનું તું એ કેવી રીતે નખોદ વાળીયું છે."

કેનેથ—હું કાંઇ સમજતો નથી સાહેબ કે તમો આટલું બધું શા માટે બોલોછો !

ગલેનગીલ—શા માટે બોલું છું ? ચંડાલ મારા બેટાનું ખુન કરી તે છુપાવવાની કોશીસ કરવામા તુ ફાવીઓ નહીં તારે એવા ઢોંગ કરેછે ? તારી આંખો ફાડી જો કે આ તારીજ તલવાર કેવી ગવાહી પુરે છે. બેડુતોને જે જગાપરથી મારા બેટાની ટોપી અને રૂમાલ મલીઓ છે તેજ જગાપરથી તારી તલવાર પણ તેમને મલી છે. વલી બંને બેડુતોની જબાની એકજ રીતે મલતી આવી છે, કે તેજ જગાપર કોઇએ ઝગડો કીધેલો છે, અને તેથી માણસોના પગલાંની નીશાંનો ત્યાં પડી છે. વધુ સાંભલ ચંડાલ, કે દાસી અરસુલાની હાજરીમાં તુએ મારા બેટા તરફ કપટ દેખાડીઓ હતો અને તારી તલવાર તુએ તે વખતે ખેચવાનો ઇરાદો કીધો હતો.

કેનેથ—ઓ ખુદા !! શું તમો નામદાર ખરેખર અમીર માલકમનુ ખુન થાએલું સમજો છો ? અને જો તેમજ હોય તો ખુદા શાએદ છે કે હું બેગુનાહ છું. અમીર માલકમ તરફ મારા દીલમાં કાઇપણ કપટ નથી. પણ નામદાર મુરબી હુ હજી તેના ખુનની વાત માનતો નથી.

અમીર—ચંડાલ તારો આવો ભાગો તુટો બચાવ તારી તરફેનમાં બોલતો નથી અને તેથી તુ આ તોહમતમાથી બચી જાય એમ નથી. વધુ ખબર મલવા પરમાણે જે જગાપરથી તારી તલવાર મલી છે તેજ જગાપર લોહીના પણ ડાઘ પડેલા છે. મારો બેટો ! ઓ મારૂ એકપુત્ર ફરજંદ!! મારા ખાનદાનની આબરૂ અને કીરતીના છુરજની ધુલધાની કરનાર ચંડાલ, ખુનનો બદલો હુ ખુનથીજ લઇશ. લોહીને બદલે લોહીજ હુ રેડીશ. તું તેનો ખુની છે તો તારો હાલ પણ તેના જેવોજ થવો જોઇએ.

કેનેથ—શુ તારે અમીર માલકમનું ખરેખર ખુન થયું ? ઓ એ હુ શુ સાંભલુ છું ! અને હુ તેનો ખુની ? હુ એવો પાપી બનુ ? મારીપર આવું બોતાન ?

માલકમના ખુન વીશે કેનેથની ખાતરી થાઇ, અને તેની સુધ ઠેકાણે રહી નહી. પોતા ઉપર મુકાયલું તોહમત—માલકમનું થાએલું ખુંન—અમીરની નજરમાં તેનું ગુનેહગાર ઠડવું એ સરવે બનાવ તેને ઇયાદ આવવાથી તેને ચક્કર આવવા લાગાં, તેનીઆંખે અંધારાં આવાં અને એક જબરી ચીસ પાડી બેહોશ થાઇ તે જમીન ઉપર પડીઓ.

* * * * * * * *

જ્યારે તે જાગરૂત થયો ત્યારે પોતાને એક અનધારી જગામા જમીનપર ઘાંસની અંદર પડેલો જોયો. બેહોશીની નીંદમાથી બીદાર થાઇ તે જુવેછે તો પોતાના

હાત અને પગ લોખંડની ભારી જંજીરથી જકડાયલા અને પોતાની કંમર મજબુત સાંકલથી બંધાએલી. તેને માલંમ પડી. આવા સીહા ગારમાં પોતાને આવી હાલતમા જોઇ તેની ખાતરી થાઇ કે તેને બંદીખાને નાખીઓ છે.

---

# પ્રકરણ વીસમું

## તુફાંન.

વીજલીના ચમકારા—વરસાદના ઝપાટા—પવનના સપાટા અને વાદલના ગગડાટ વચ્ચે આ પહાડી પરગણું મધરાતને સમે ગાજી રહેયું હતું. એક તરફ દુરથી પાહાડોની ટેકડી ઉપરથી ઉંડી ખીનમાં પડતા પાણીના ધોતના અવાજે જંગલ માહેલાં બુલંદ દરખતોના થડને જમીન અંદર ધ્રુજાવાતા, તો બીજી તરફથી વીજલીના શરારાઓ આંખના પલકારામા ગંજાવર ઝાડને પોતાની અગનથી બાલી ભસમ કરતા હતા. એક તરફથી વાદલનો ગગડાટ પાહાડના ભીતરમાં ઘરકરી બેઠેલા બુલંદ પથ્થરના પેટ ધ્રુજાવતો, તો બીજી તરફથી પવનના સપાટા પોતાના રાક્ષસી બલથી મસ્ત ઝાડોને જમીનમાથી બુંનબેખથી ઉખાડી લહુજામા જમીનદોસ્ત કરતા હતા. સીહની ગરજના—વાઘોની બરાડ અને બીજાં જંગલી જાંનવરોના અવાજ સાથે પવનના સપાટા વીજલીના ચમકારા અને આકાશના ગગડાટથી જંગલ જયારે હલમલી રહેયું હતું ત્યારે તેવે સમે બુલંદ પાહાડની ઉંડી ખીનોની પાર ઉપર એક આદમી આવી મધરાતે પોતાની મુસાફરી ઘણીજ ઝડપથી કરતું હતું.

આવી ભયંકાર રાતે મુસાફરી કરનાર એક ઓરત હતી. પવનના સપાટા અને વરસાદના ઝપાટા વચ્ચે ઉંડી ખીનોની પાર અને જંગલની ગીચ ઝાડી પસાર કરી સેવટે તે ઓરત તહાડમા થડથડતી અને પાણીથી ભીંગાયલી પેલા સંગેમરમરના મીનારા આગલ આવી પોતાના સરને નીચું નમાવી જમીનપર વીચારમા બેઠી.

એજ—એજ તે જગા. "પેલી ઓરત ધ્રુજતે અવાજે થડથડતી બોલી" એજ જગાપર તેમનુ ખુન થયું હતું. હા! એજ જંગલમાં તેઓએ પોતાનો પ્રાણ ખોયો હતો.

વરસાદ જરા નરમ પડીઓ. ગગડાટે ગરજવું કમતી કીધું અને દુરથી જનાવરોના ભુકવાનો અવાજ ફકત તેણીને કાને પડવા લાગો. આવી હાલતમાં નજદીક દસ મીનીટ સુધી તે સર નમાવી પડી રહી, પણ તેવામાં વીજલીનો એક ચમકારો પડીઓ, અને તેની રોશની વચ્ચે પોતાની પડોશમાંજ એક શખસને તેણીએ ગુઠનપર પડેલો દીઠો. આંખના પલકારા વચે બંને જને એકમેકને દીઠાં.

"શું તુ? ઓ જખુન કામના કરનાર પાપી. આખરે તુ આ જગાપર આવી ડરામની રાતે"? પેલીએ સવાલ કીધો.

"કોણ આવી ડરામની રાતે મને સવાલ કરે છે?" પેલો શખ્સ થડથડતે અવાજે બોલીઓ.

શું ? તેં મને નહી ઓલખી? "પેલીએ જવાબ દીધો."

નહી "પેલો શખ્સ બોલીઓ" વીજલીના પ્રકાશ વચ્ચે જો કે મે તારો ચહેરો જોયો છે, પણ તુને હુ ઓલખુ છું એમ કહેતો નથી.

"કંગાલ" પેલી દાંત કચકચાવી બોલી. "શું તુ મને બીલકુલ ઓલખતો નથી ?"

"નહી." પેલાએ અજાએબીથી જવાબ દીધો. "બીલકુલ નહી. પણ તું કોણ છે ? "

હુ કોણ છું ? તે તું હાલ જાણી શકવાનો નથી. "પેલી બોલી" વખત જયારે આવશે ત્યારે તુ જાણશે કે હુ કોણ છું, પણ તું કોણ છે તે હુ જાણુ છું. હા, હુ તુને બરોબર ઓલખુ છું સાંભલ.

પેલી ઓરતે પોતાના હાથ લાંબા કરી પેલા શખ્સને પોતા તરફ ઘસડી તેના કાનમાં કાંઇ કહેયુ—**તેનું પોતાનુ નામ કહયું**—અને કાંઇ ઇધાની આપી. તેજ વખતે એક ગરજના કરતો ગંભીર પણ ધીમો ગેબી અવાજ પેલા સંગેમરમરના મીનારાની અંદરથી નીકલીઓ. પેલો શખ્સ પેલી ઓરતના સખુનો અને આ ગેબી અવાજ સાંભલી સ્તબ્ધ થાઇ ગયો. પોતાના જબુન કાંમથી તે છુપો રહેયો નથી એવું જયારે તેણે જાણીયું ત્યારે તેના ગભરાટનો સુમાર રહેયો નહી. પોતે અંતે ઓલખાયો, અને પોતાંના કરતુકનો આ નવો સાખસી ધરતી પરના કોઇ ભાગપર આવી ચમતકારીક શકતી સાથ જીવે છે, એમ જાણી તે તુરતજ પોતાના હાતે છાતી કુટી બોલીઓ "એ સાહેબ મારા પાપી કાંમોના છુપા સાખસીઓ તુએ શું મારી સજાને માટે પેદા કીધા છે ? હા તારા કીનાથી છુટવા હું કહાં છુપાઇ બસુ ?" આંખના પલકારામાં પેલો શખ્સ આવી હાય મારી પેલી ઓરત આગલથી નહાસી ગીયો, અને પેલી ઓરત પેલા મીનારાની આગલ પોતાનું સર ઝુકાવી જીગરથી બંદગી કરવા લાગી.

પણ તેણીની બંદગીમાં એકાએક ખલલ પડી. આવી ડરામની રાતના તેણીએ ઘોડાના પગલાંના અવાજ સાંભલીઆ. તે તુરતજ પોતાની બંદગી કરતી બંધ પડી અને પાછલ ફરી જેવા લાગી, તેટલાં પેલા ઘોડાએ તેણીની નજર સનમુખ એક જબરી ઠોકર ખાધી અને પોતાની પીઠપર બેઠેલા સવારને જમીનપર ફેકી નાહાસી ગયો. દુઃખભરી એક ધીમી ચીસ પેલી ઓરતે પેલા સવારને મોહડેથી નીકલતી સાંભલી મદદ આપવા દોડી. વીજલીના ચમકારાની રોશની વચ્ચે તેણીએ ઇનદલ્ફ એકઆલપીનને જમીનપર બેહોશ પડેલો દીઠો. ઇનદલ્ફના ખીસામાંથી તેણીએ એક નહાંની દારૂની શીસી સોધી કહાડી અને તેવડે તેને હુશીઆર કીધો. ઇનદલ્ફે જયારે પોતાને હુશીઆર થાએલો દીઠો, અને પોત્તાની સનમુખ એક ઓરતને પોતાના બચાવનાર તરીકે ઉભેલી જોઇ ત્યારે તેની અજાએબીનો પાર રેહો નહી.

તારી વખતસર મદદને માટે અએ ઓરત હું તારો ઘણોજ આભારી થાઇ પડી આછું. "ઇનદલ્ફ બોલીઓ" તુ જો નહી હતેતો રાતની ઠંડી વચ્ચે આવાં જંગલમાં હુ અકડી જતે. વખતે જંગલી જાનવરોનો શીકાર થઇ પડતે. તારો મારીપર મોટો ઉપકાર થયો છે."

હા. મારો એ બીજો ઉપકાર તારી ઉપર થયો છે. "પેલી ઓરત બોલી"

"બીજો ઉપકાર?" ઇનદલ્ફે પુછીયું. "ત્યારેતો હું તુને ઓલખતો હોઇશ."

"હા, તુ મને ઓલખશે" તે બોલી. "પણ રાતની સીહાઇનાં તું મને શું જાણે!"

મેજ પેલી છોકરીની સલામતીના સમાચાર તે દીવસે તમુ લોકને જંગલમાં જણાવી તારી અને તારા આદમીઓની વધારે ખરાબી થતી અટકાવી હતી.

શું તે ઓરત તુ છે?" ઇનદલ્ફ બોલીઓ" તારી તે ખબર વખતસર અને ખરેખરી હતી. પણ આવી અંધારી રાતે આ ઠેકાણે તુ કેમ?

પણ ઇનદલ્ફ "પેલી ઓરત બોલી" તુજ મને જણાવ કે આવી મોડી રાતે એખલો વગર સાથીએ તુ આ ઠેકાણે કેમ આવી લાગો.?

એક અતલગના મીત્રની મુલાકાત લેવા તુફાંનની સરૂઆત પહેલે હુ ગયો હતો અને ત્યાંથી પાછો ફરતાં મારા ઘોડાની આડી ચાલથી હુ જમીનપર પટકાઇ પડીઓ. તારો મારીપર મોટો ઉપકાર થયો છે. મને હુશીઆર જો તુ નહી કરતે તો ખચીત હું મરી જતે. દારૂ જો કે મારી પાસે હતો, પણ તે વાપડવાની મારામાં હોશ બીલકુલ હતીજ નહી. તુને તેનો બદલો મલવો જોઇએ. ચાલ મારા મકાનપર મારા મકાનને તુ તારૂ મકાન સમજી તારી મરજી પડે ત્યાં સુધી તુ ત્યાં રેહજે.

એટલું કહી પોતાની કંમરે લટકતું એક બ્યુગલ ઇનદલ્ફે જોરથી ફુંકવા માંડીયું. બ્યુગલના અવાજથી એકાંત રાતને સમે જંગલ ગાજી રહેયુ અને થોડી પલમાં ઇનદલ્ફનો ઘોડો તેની પાસે આવી ઉભો. ઇનદલ્ફ તેપર સવાર થયો અને પેલી ઓરત (કે જેને વાંચનાર જંગલ માહેલાં ડાકણ તરીકે પંછાણે છે તે) ને પોતાની આગલ બેસાડી મેકઆલપીન કેસલ તરફ ઘોડાને ડપટાવીઓ.



# પ્રકરણ એકવીસમું.

## વીચારોનો વલંન.

માલકમના ગુમ થવાથી અમીર ગલેનગીલનું દીલ ભાંગીને ચુરો થાઇ ગયુ. રમત ગમત તેને મનથી કડવી જહેર જેવી લાગી. એશ આરામને તે પોતાનો હડહડતો દુશમન સમજવા લાગો, અને ખુશાલીતો તેના દીલમાંજ મરણ પાંમી હતી. સરૂઆતમાં થાએલા અપશુકનોને તે હવે ફલેલા સમજવા લાગો, અને ત્યાર પછી બનેલા બીજા બનાવોની દહાશતથી તે વધારે ગભરાવા લાગો. પોતાના અતી વહાલા

બેટા માલકમનુ આવી રીતે ખુંન થયા પછી ઇવલીન તરફ તે વધારે પ્યાર ભરી નજરથી જોવા લાગો, અને બેટાની જુદાઇના જલાપામાં તે ઇવલીનને વધારે ને વધારે ચાહી તેણીનુ દીલ બનતાં સુધી રીજવવા અને ખુશ રાખવાના પક્કા ઠેડાવ પર તે આયો. જે અપસુકન તેને સરૂઆતમાં મલીયા હતા તેથી હવે તેનુ દીલ કચવાવા લાગીયું અને રખે હવે બધુ આફતમા તે આવી પડે તેવા વીચારથી તેને પોતાની બેટી ઇવલનીના નેકા અમીર એલનડેલ. સાથે કરવાને માટે સાફ ના પાડી. પોતાના આવા વાચારો તને પોતાની બેટીને જણાવીયા નહી. પણ તેણીને ધીરજ આપી કહેયું કે, " બેટી, મારી વાહાલી ઇવલીન, તારા સુખમાં હું મારૂ પણ સુખ સમજુ છું. તું વધુ દુઃખી ના થા. મારો એક પુરો બેતા-મારા બેતાબનો વારસ-મારી આબરૂનો માલેક-મારો બાજુનુ જોર આવી રીતે કવખતે નાબુદ થશે એમ કોણ જાણતુ હતુ. પણ બનવાના જે બનાવો તે બનીઆ વગર રહેતા નથી. તોપણ હવે મારો દીકરોબી તું જ અને દીકરોબી તુંજછે. તુંને હું રંજીદા કરવા માંગતો નથી. અમીર એલનડેલ સાથના તારા નેકાથી તું જો રાજી નથી તો હું તારી મરજી પર તે સોંપુછુ. જેમ તારે ગમે તેમ કર. હું અમીર એલનડેલને સાફ ના કહી સુકોછુ. પણ તે વીરો તારી સાથે તે કાંઇ વાત કરવા માંગેછે. બેટી તારા સુખને સારૂ-તુને રાજી રાખવા તારી મરજી પ્રમાણે મેં અમીર એલનડેલને ના પાડીછે.

મુરબી મારા મેહરબાન બાપ તમારા ઉપકારનો બદલો તે કેમ મારાથી વલાશે. " ઇવલીન આ ખુશ ખબરથી પોતાના બાપનો હાત પકડી બોલી." જીવતી રહી સદા સુખ અને એશ આરામમાં આ સોનેરી દોજખમાં મારી જીંદગીના દીવસ પુરી કરૂં, તેના કરતાં કંગાલ બહેસતના એકાંત ખુનામાં પડી રહેવા હું વધારે રાજી છું. અમીર એલનડેલ સાથ નેકાના પયેવંદથી જોડાવા કરતાં હું મોત સાથ જોડાવાનું વધારે પસંદ કરૂં છું. પણ તમો નામવરનો મરજીને તાબે થવામાં હું મારી ફરજ—

ઇવલીન આગલ બોલતી હતી તેટલાં એલનડેલને દાખલ થતો જોઇ ચુપ રહી ગઇ. ગલેનગીલે અમીર એલનડેલને પોતાની દીકરી હજુર દીઠો તેવોજ તે બોલીયો "અમીર એલનડેલ જે બાબદમાં મે મારી નાખુશી દેખાડીછે તેજ બાબદમાં જો મારી બેટી પોતાની મરજી તુંને દેખાડે તો મારે કોઇબી રીતનો વાંધો નથી." ગલેનગીલ એલનડેલને ઇવલીનના દીવાનખાનામાં એખલો મુકી જતો રહેયો, અને આ પુરાણા કીલ્લાના સોનેરી દીવાનખાંનામાં નવજુવાન ઇવલીન એક અધોર ઉમરના અમીર સાથ પોતાના નેકા સંબંધી વાત કરવામાં મશગુલ થાઇ.

ગલેનગીલ વીચારમાં ભમતો કીલ્લાના ચોગાનમાં ફરવા લાગો. પોતાના બેટા માલકમના ખુન અને કેનેથની બેવફાઇ ઉપર વીચાર કરતાં તે લગભગ બે કલાક ભમીઓ પણ તેવામાં તેણે પોતાની બેટી ઇવલીન અને અમીર એલનડેલને સાંમનેથી આવતાં જોઇ તુરતજ પુછીયું. " કેમ નામવર ? "

ગલેનગીલ કાંઇપણ આગલ બોલે તેટલાં એલનડેલ વચ્ચે બોલી ઉઠીઓ "દોસત ગલેનગીલ બાંનું ઇવલીન મારી સાથે નેકાના પયેવંદથી જોડાવા બીલકુલ રાજીછે.

આ નવા સખુનો સાંભલી ગલેનગીલ ફીકકો પડી ગયો. તોપણ તેને જરા જોરથી કહયું "તેથી શું થયું. હું પોતે તેણીને મોહોડેથી તેણીના વીચારો સાંભલવા માગુંછું."

એલનડેલે ઇવલીન તરફ નજર કરી કહયું "બાંનુ તારા વીચાર તારો નામવર બાપ જાંણવા માંગેછે."

ઇવલીને પોતીકા બાપ તરફ નીઘાહ બીલકુલ કીધી નહી, પણ નીચી નજર રાખી જવાબ દીધો "હા હું પરણવા રાજીછું."

કેવો અજાએબ ફેરફાર! ઇવલીનને પોતાના વીચાર આવી રીતે એકાએક ફેરવવાનું શું કારણ હશે? એલનડેલને તો તે ધીકકારતી હતી! આ તે વીચારની કેવી વલંન!



# પ્રકરણ બાવીસમું.

## કેનેથ.

કેવું સીહા બંદીખાનું! દોજખની સીહાઇને ભુલાવે એવું હેબતનાક! એલનડેલ કેસલ માહેલાં તેવાં એક બંદીખાનામાં લોખંડની જંજીરથી જકડી જવાન કેનેથને ખુનના વાંક માટે કેદ કીધોછે. અને તેજ બંદીખાનામાં પથ્થરની જમીન ઉપર પાંથરેલા ઘાસપર હાલ તે પડેલોછે. પણ તેની કેવી બુરી હાલત. કંમરમાં બાંધેલી લોખંડની જંજીરથી તે નહી તો હીલી શકતો કે નહી તો ઉઠી શકતો. હાત પગમાં નાખેલી બેડીથી તે બીલકુલ કમકુવત બની ગયો હતો. આવી તેની હાલતમાં તે દુઃખી હતો તેટલાં સુમારે રાતના અગીઆર વાગાને અમલે પોતાના બંદીખાંનાના દરવાજા કોઇ ઉઘાડતું હોય એવો ખડખડાટ તેને સંભલાયો. થોડીપલમાં દરવાજા ધીમેધીમે ઉઘડી ગયા, અને અમીર એલનડેલને પોતાના હાથમાં એક સલગેલું ફાંનસ લઇ દાખલ થતાં જોયો. અમીર એલનડેલ કેનેથ તરફ જોઇ ધીમે અવાજે બોલીઓ "કેનેથ તારે માટે હું કાંઇ સમાચાર લઇ આયોછુ. બાંનુ ઇવલીને મને તારી પાસે મોકલીઓ છે. વખત મારા હાતમાં બીલકુલ રહયો નથી. સાંભલ જે કાંઇ કરવુંછે તે ફકત આજની રાતમાંજ થવું જોઇએ.

કેનેથ—પણ શું બાંનુ ઇવલીન હું નીરદોશછુ એમ માનેછે? બોલ નામવર અમીર એટલુંજ કહે કે તે મને નીરદોશ માનેછે?

એલનડેલ—તે તારૂં હજીબી ભલું થાએ એમ ઇચ્છે છે. તું કદાચ મારૂં બોલવું માનતો નહી હશે. પણ આ જો તેણીએ તારી ઉપર કાગજ મોકલાવીયુંછે.

કેનેથના હાતમાં એલનડેલે ઇવલીનનું કાગજ આપીયું અને કેનેથ તે બતીના ઉજાસ વચ્ચે વાંચવા લાગો.

કેનેથ

આસમાનનું ચકકર તારી ઉપર ઉલટુંજ ફરેછે. આપણા ધારેલાં સુખના દીવસોનો અંત આ ઘડીયેજ સરૂ થાયછે. તોપણ તારી તરફ મારી લાગણી હાલના જેવીજ રહેશે. મેં સરવે વાત ને સામટો પણ સમપુરણ વીચાર કીધેછે, અને અમીર એલનડેલને મારો હાત નેકામા આપવા માટે કબુલાત આપીછે. પણ તેટલાં વાસતે હું કદીપણ તુને સંકટમાં રહેવા દઇશ નહી. તારી જીંદગીની સલામતી મને સદા પ્યારી રહેશે. અમીર એલનડેલ મારી તરફથી તુંને જેબી સારી સલાહ આપે તે પરમાણે તું જો મને ચાહાતો હોયતો ચાલજે. અમીર જેબી કહે તે મેં કહયું એમ સમજજે અને આ કાગજને જો તું મને ચાહાતો હોયતો મારા જેટલુંજ માન આપજે. જીંદગીના અરસામાં હવે પછી જયાં સુધી પાછાં મલીએ નહી ત્યાં સુધી કેનેથ તુંને છેલ્લી સલામ.

લા૦ ઇવલીન.

"અરે ખુદા" કેનેથ હાય મારી બોલયો. "તે મને ગુનેહગાર સમજે છે. અમીર એલનડેલ હું તેને જરા મલું-હું તેણીના પગપર પડી મારૂ નીરદોશપણું જાહેર કરૂં-હું એ બોલ તેણીને તારી રૂબરૂ કહું એવું કાંઇ કર?

એલનડેલ—તુ દીવાનો છે. એમ બનેજ કેમ? જો તેનો વીચાર તારી સાથ વાત કરવાનો હતે તો તે કાગજ શા માટે મોકલતે. કેનથ, વખત બીલકુલ રહયો નથી. મારી સલાહા પરમાણે ચાલવાને તુ નારાજ હોયતો હું તુને છોડી જવા ખોટી થાઉ છું.

કેનેથ—બોલ બોલ. ઇવલીનના પ્યારને ખાતર તેના રૂકાને માન આપી તારી સલાહ હું કબુલ કરશ. હવે મારી જેબી હાલત થાય તેની મને દરકાર નથી. જેને માટે જીવવું હતું—જેબી આસા હતી-તેજ જયારે નહી મલે તો આ નીરાસીને માટે ઠરી બેસવા દુન્યામા કોઇ ઠાંમ નથી. તેના પ્યારની હુફવાલી ગોદમાં બેસી રીજનાર હું કંગાલ પાપીને માટે જયારે તેણીનો પ્યારજ નથી, ત્યારે જીવીને તેણીને પ્યાર કરવા કરતાં મોત વધારે ભલું છે.

એલનડેલ—જો તુ ઇવલીનનેચાહતો હોયતો આ સીતમ ભરીઆ આજાબમાંથી નીકલી તુ આજ રાતના આ કીલ્લો છોડી નહાસી જા. જલદી કર. નહાસીને તુ ઇગલંડ તરફ જા. ધારાની સુંગાલમાંથી બચવા-એદીનબર્ગની અદાલત તારા વાંક માટે તુને ગરદન મારવાની સજા કરે—તારી જવાંન ઉમરમાં તું કમોતે મરે તે આગમજ નહાસ. ઇવલીન એટલાજ માટે તુને નહાસવા કહે છે.

કેનેથ ઘણાંજ ગુસ્સાથી બોલીઓ "શું નહાસીને એક ગુનહાગારમાં ઠડું! નહી અમીર એલનડેલ ખુનીના નામનો સીહા કલંક મારા નાંમને હું લાગવા દેનાર નથી.

એલનડેલ—તારે હું જાંઉછું? હું તેણીને કહીશ કે તું નહાસવા ના પાડેછે.

"સબર. સબર? હું કબુલછું." તે નીરાસ થઇ બોલીઆ "ઓ ખુ!! શું આવી રીતે મારૂં સેવટ આવવાનું હતું? પણ હું નીરદોશછું. તે ખુદા જાણે છે.

આસમાનનાં સીતારાઓ અને આકાશી ફીરેશતાઓ તમો સાખશી રહેજો કે હું ન-હાસુ છું પણ હું બેગુનાહ છું. મે ખુન કીધું નથી, પણ પ્યાર-મારા પ્યારને માટે નહાસુ છું.

આ ભયંકાર બંદીખાંનામાંથી અમીર એલનડેલ જવાન કેનેથને જંજીરમાંથી છુટો કરી કીલ્લાની બહાર દુર એક ઝાડ આગલ લઇ ગયો. થોડીવારમાં કારભારી વીનટન પોતાના માલેક એલનડેલના હુકમથી આગમજથી કરી રાખેલી ગોઠવણ પરમાણે તન તઇઆર કરેલા ઘોડા લઇ બે લડાએક સવારો સાથ ત્યાં આવી ઉભો. કેનેથ ઘોડેસવાર થયો અને પેલા બે સવારો તઇઆર કરેલા ઘોડાપર તેજ વખતે સવાર થઇ બેઠા. અમીર એલનડેલે ઘણીજ નમનતાઇથી કેનેથને કહયું. " કેનેથ આ બે સરદારોને તું તારા સાથી અને ભોમીઆ તરીકે સાથે રાખ. હીઆંથી તારે ઇંગલંડ જવું. લે આ સુંનાની મોહોરથી ભરેલી ડલી. ઇંગલંડમાં તુંને એનું જરૂર કામ પડશે.

નહીં અમીર એલનડેલ " કેનેથ ધીક્કારથી બોલીઓ" હું સુંનાની મોહોરોને માટે નથી નહાસતો–હું મોતથી ડરીને નથી નહાસતો-પણ હું મારા પ્યારને માન આપવા નહાસુ છું. હું ઇવલીનને ખાતર નહાસુંછું. એ સુંનુ મને નથી જોઇતું. પણ અમીર એને બદલે તારી કમરપર લટકતી પેલી તલવાર મને જોઇએછે. તે મને આપ. મને તેનું કાંમ પડશે. હું એને મારી બાજુપર લટકાવીશ.

અમીરે તુરતજ તે તલવાર કેનેથને આપી. કેનેથ તે તલવાર પોતાની કમરે બાંધવા લાગો, તેટલાં અમીરે પેલા બે સરદારોને કાંઇ છુપી ઇશારત આંખના પલકારા મારી કીધી.

" છેલ્લી સલામ અમીર એલનડેલ" કેનેથ જતી વખતે બોલીઓ " ઇવલીનને મારી સલાંમ કહેજે. ખુદા તેની પર મહેરબાંન થાઓ, અને તું જેનો અમીર તેનો ખાવીંદ થવાથી તેણીના સુખમાં વધારો થાઓ." એટલું કહી તેને પોતાના ઘોડાને આગલ દપટાવાઓ, અને પેલા સાથીઓ પણ તેની આસપાસ ફરી વલી પોતાના ઘોડાને દપટાવવા લાગા. તેમના નીકલી ગયા પછી અમીર અલનડેલ મનમાં બોલોઓ " હા ચંડાલ, તું કદીબી એમ ના ધારતો કે આવતી કાલનો રોશન રોજ તું જોવા પાંમશે. તે આગમજતો મારા આએ જાસુસો તારો જાન તારા પેદા કરનારને સવાધીન કરશે."

ગરીબ બીચારો કેનેથ- તે થોડુંજ જાણેછે કે તેની સાથે આપેલા ભોમીઆઓ દરપલે તેનું સર કાપી નાખવાની આગલ પાછલથી તક સોધતા હતા.

# પ્રકરણ તેવીસમું

## ઈવલીનના લુટારા.

મુસાફરી આગલ વધી. એલનડેલના જાસુસો ખરેખર કેનેથને પીઠ પાછલથી ઠાર કરવાની દરએક પલે તક સોધતા હતા નીરદોશ કેનેથ! તેને તેમના કરતુકનો કાંઇ પણ ખ્યાલ હતો નહી. પણ તેમની મુસાફરી એકાએક અટકી પડી, અને તુરતજ મેકઆલપીન કેસલના માલેકો ઇનદલ્ફ અને એથ પોતાના એક ડજન લડાએક આદમીઓ સમેત ઘોડેસવાર તેમની સામને આવી ઉભાં ચાંદની રોશની વચે કેનેથના પેલા બે સાથીઓએ મેકઆલપીનોને ઓલખીઆ, તેમજ રેનાલ્ડે કેનેથને ઓલખી બુમ પાડી " કેનેથ—પેલો જવાન કેનેથ".

કેનેથના નામનો પુકાર સાંભલી ઇનદલ્ફ અજબ થાઇ બોલીઓ "કેનેથ! જેને અમારૂં બેમુલ્ય ઇનામ મારા આદમીના હાથમાંથી છીનવું લીધું હતું તે? કાહાંછે તે ચંડાલ? આજે તે જીવતો જનાર નહી.

કેનેથે ઇનદલ્ફના પુકારની કાંઇપણ પરવા કરવા વગર પોતાના ઘોડાને આગલ દપટાવીઆ પણ તેવામાં એથ તેનો હાત મજબુતીથી પકડી બોલીઓ " એમ કાંઇ તરાથી જવાસે નહી જવાન છોકરા? ઇવલીનને બચાવવાનો તુંને આજે હું સવાદ ચખાડુંછું.

અને તેવીજ રીતનો સવાદ તારાં તે નીચ કામને માટે હું પણ આજે તુંને ચખાડુંછું. " ગુસ્સાથી કેનેથે કહેયું" બુલંદ તારાં નસીબના ચાલ હતી કે તુંને તે દીવસે હું મલીઓ નહી.

આવા સખુન નીચ છોકરા? "ઇનદલ્ફે પુકારીયું." અને પોતાની તલવાર ખેંચી કેનેથના આંગપર ધસીઓ. કેનેથ પોતાની હુશીઆરીમાંજ હતો. ઇનદલ્ફની શમશીરનો જરબ તેને હુશીઆરીથી રદ કીધો.

મેકઆલપીનો જુવોછો શું? લડો? " એથે પોતાના આદમીઓ તરફ ફરી પોકાર કીધો."

અને તુરતજ અરધી રાતને સમે આ એકાંત જંગલમાં એક જબરી લડાઇ ઉઠી. કોઇ ગેબી શક્તીથી જવાન કેનેથ ઉશ્કેરાઇ ગયો. તેના આંગમાં જોર મસતી કરવા લાગું, અને જોરેનંદ મેકઆલપીનોને તે અબખે હાતે હંફાવતો ગીઓ. ઇનદલ્ફ એક લહેજામાં ઘોડાપરથી પટકાઇ જમીનપર પડી બેભાન થયો, અને એથનો જમનો હાત જખમી થયો. કેનેથના પેલા બે સાગાઓ (અમાર એલનડેલના બેદુઓ) આ ખુનખાર લડાઇમાં કતલ થયા. મેકઆલપીનોની હાર થવા લાગી. એથ બીલકુલ સુસ્ત થાઇ ગયો, અને એવો મામલો જોઇ કેનેથ તે જગા છોડી આગલ નીકલી ગયો. ઇનદલ્ફ તેટલા હુશીઆરીમાં આવી બોલીઓ. "દોડો. પકડો એ પલીતને અને જેર કરો." પણ એથ બુમ પાડી પોતાના આદમીઓને મના કરી કહેવા લાગો.

**"ખબરદાર તે ઉપર આવેલોછે, તે ખરોજ બહાદુરછે. તે જેર થનાર નથી. તેને જવા દો. આપણને હજી ઘણું કાંમછે.**

• • • • • •

અને હાલ ફતેહમંદ કેનેથ પેલા સંગેમરમરના મીનારા આગલ પોતાના ઘોડા-ને ઉભો રાખી પોતે જરા આરામએસ લેતો હતો. તેટલાં તેની નજરે કાંઇ પડીયું. તેને હવામાં પેલા બે આકારોને એકાએક પેદા થતા જોયા. તેઓ આસતે આસતે તે-ની સાંમને આવી ઉભા, અને પોતાના જમણા હાત એવનડેલ કેસલ તરફ લંબાવી તેઓએ તે તરફ તેને પાછો જવાની ઇસારત કીધી. આ બે આકારોને આવી ઇસારતા કરતા જોઇ કેનેથ તેમના ફરમાનને તુરતજ તાબે થાઇ ગયો, અને એવનડેલ કેસલ તરફ પેલા આકારોની પાછલ પાછલ પોતાના ઘોડાને ધીમે ધીમે ચલાવવા લાગો. પેલા આકારો તેને એવનડેલ કેસલની પાછલી બાજુના ભાગ તરફ લઇ જઇ તુરતજ હવામાં ગુમ થઇ ગયા. કેનેથે પોતાને આવી રીતે પાછો એવનડેલ કેસલ આગલ ઘસડાઇ આવેલો જોઇ કીલ્લા તરફ નજર કરી જોવા લાગો, તો તેનો અજાએબીનો પાર રહેયો નહીં. કીલ્લાની પાછલી બાજુ તરફના ગંજાવર દરવાજા આવી મોડી રાતે ખુલ્લા પડેલા તેને દીઠાં. તેને વધારે તપાસ કીધી તો તે દરવાજા ભાંગેલા માલુમ પડીઆ. આવો મામલો જોઇ તે અજાએબ થવા લાગો તેટલાં કીલ્લામાંથી નીકલતાં કોઇ ઘોડેસવારોનાં પગલાં તેને સાંભલાઆં. કોઇ નવી આફતમાં ફસવા અથવા તો કોઇ નવી બહાદુરી કરવાનો વખત નજદીક આવેલો તેને જોયો, અને તુરતજ પોતાની શમશેર મીઆંનથી કહાડી પેલા સવારોના આગલ ધસી ગયો. પણ તે આગલ ગયો નહી તેટલામાં કેનેથના નામનો એક જબરો ખુનના મતીલબ્થી એવનડેલ કેસલના પાછલની ખુલ્લી જગા ગાજી રહી. કેનેથના ગુસ્સાનો પાર રહેયો નહીં. તે અરધો દીવાનો થાઇ ગયો. તેને જે કાંઇ જોયું તેથી તે પોતાને ભુલી ગયો અને જીવ કહાડી લડવા તે તઇઆર થયો. પણ તેને શું જોયું ? તેને નામનો પુકાર પાડનાર કોણ હતું ?

કેનેથ નજદીક ગયો તો તેની નજર ઇનહલ્ફ ઉપર પડી, અને તેના હાતમાં ઇવલીનને બેહોશ પડેલી તેને દીઠી. ઇનહલ્ફ કેનેથને આ જગા પર એકાએક જોઇ અજાએબ થવા લાગો, પણ મરવું કે મારવું એવા વીચારથી તે પુકારી બોલીઓ. "કેનેથ કદીપણ તું બે વખત મારા ઉપર ફાવી જનાર નથી."

ઇવલીનને આવી રીતે જબરજસતીથી એવનડેલ કેસલમાંથી ચોરી જ-નાર આ નીચ ચંડાલ મેકઆલપીનોને સજા કરવા તથા પોતાની એક વખ-તની વહાલી ઇવલીનને આવા રીતે નીચ લુટારાઓને હાથ ઘસડાઇ જતી જોઇ તે ગુસ્સાથી બેનગર થાઇ ગયો. પાછી એક જબરી લડાઇ ઉઠી. પણ ફતેહ આપણા જવાન કેનેથની થાઇ. ઇનહલ્ફ કેનેથના જરબથી બેહોશ થઇ બાજી મરતબે જમીનપર પડીઓ. ઇવલીનને ચંડાલ ઇનહલ્ફના હાતમાંથી તેને છોડવી

તેણીના કાનમાં દીલાસાના નરમ સખુનો રેડતો હતો તેટલાં એલનડેલ કેસલ-ના આદમીઓ એથની સાથ લડતાં દરવાજામાંથી બહાર નીકળીઆં. ગડબડના ઘોંગાટથી એલનડેલ કેસલની પાછલનું મેદાન લરજવા લાગ્યુ. એથને જોતાંવારજ કેનેથ પુકારી ઉઠીઓ " ચોર-ખુની-લુટારા. ખોદાર થાઓ. ચોર- એલનડેલ કેસલમાં. ચોર. ખીદાર થાઓ અને પકડો આ ચોરોને અને બચાવો એક અનમુલ ગોહર.' 'કેનેથનો આ અવાજ એથે તુરતજ પીછાનીઓ, અને તેજ વખત તેને એક વીજલીનાં જેવો ઝટકો લાગો. તેને પોતાના ઘોડાને તે તરફ દોડાવીઓ, અને જુવે છે તો સુંદર ઇવલીનને પોતાના ભાઇ ઇનદલ્ફના હાતમાં જોવાને બદલે કેનેથના હાતમાં દીઠી. તુરતજ તે પુકારી બોલીઓ " કેનેથ સમાલ મારો જરબ. આજની રાતને તાર. ઉપર હું માહેતમ કરવા બેસાડું છું.

એથનો આવતો હુમલો તપાસવા કેનેથે પોતાની તલવાર મ્યાંનથી ખેંચી અને નાજુક બદન ઇવલીનને પોતાની ગોદમાં મજબુત પકડી પોતાના બચાવમાં તઇઆર થયો. પણ આએ વખતે જવાન કેનેથને તેના નસીબે ઇયારી આપી નહીં. એથની શંમશીરના એકજ જરબે કેનેથની તલવારના બે ટુકડા થાઇ ગયા. પોતાના બહાદુર બચાવનારની આવી તંગ હાલત જોઇ ખુબસુરત ઇવલીને પોતાની ધીરજ ખોઇ દીધી અને એક બારીક ચીસ મદદને માટે પાડી, તેવામાં એથના બીજા જરબથી જવાન કેનેથ જખમી થયો. તેની આંખે અંધારા આવવા લાગાં-તેનું મગજ ફરવા લાગું-અને બેહોશ થાઇ ઘોડાની પીઠ ઉપરથી ઇવલીનને પોતાના હાતમાં લઇ જમીનપર પટકાઇ પડીઓ.

* * * * * *

જયારે તે હુશીઆર થયો ત્યારે તેને એલનડેલ કેસલના એક દીવાનખાંના મધે નરમ બીછાંના પર પોતાને પડેલો જોયો.



## પ્રકરણ ચોવીસમું.

### એલનડેલનું પ્રપંચ.

એલનડેલ કેસલમાં કેનેથને પાછો આવેલો જોઇ અમીર એલનડેલ પાછો નવું પ્રપંચ રચવાના વીચારમાં પડીઓ. ઇવલીન કેનેથને ચાહેછે એમ જયારે તેની ખાતરી થાઇ ત્યારે કોઇબી રીતે કેનેથને એલનડેલ કેસલમાંથી દુર કરવો—ઇવલીનની નજરમાં તેને હલકો પાડવો—તથા ગલેનગીલને તેની તરફ બેહદ કોપાયમાંન કરવો એવી યુકતી કરવા લાગો. પણ તેથી શું વલે ? તેની મુખ્ય મતલબ તો કેનેથને કોઇબી રીતે જાંનથી બેજાંન કરાવવાની હતી. સબબ તે એમ સમજતો હતો કે જયાંસુધી કેનેથ જીવતા રહેશે ત્યાં સુધી ઇવલીન તેને ચાહાતી રહેશે. એવા વીચારથી ઇવલીનને તેને સમજાવી કે અગરજો કેનેથ એલનડેલ કેસલમાંથી નહાસી નહી જશે તો

માલકમના ખુનની તપાસમાં તે ગુનેહગાર થશે, અને બેશક વડી અદાલતના ન્યાયધીસો તેને મોતની સજા કરશે.

ગરીબ બીચારી ઇવલીન. કેનેથને તે ખરાં દીલથી ચહાતી હતી. તેણીએ એલનડેલને કાલાવાલા કરી કેનેથને બચાવવા અરજ કીધી. ઇવલીનની આવી હાલત જોઇ એલનડેલે પોતા સાથ પરણવાનો ઇવલીન પાસ વચન લઇ કેનેથને બંદીખાંનામાંથી નહસાડવાનું કાંમ તેને માથે લીધુ, અને ઇવલીન પાસે કેનેથપર એક રૂકકો લખાવી પોતે કેનેથ આગલ અરધી રાતે બંદીખાનામાં જઇ તેને નહસાડીઓ અને પોતાના બે ભેદુઓને ભોમીઆ તરીકે આપી રહામાં કેનેથને કતલ કરવાની ગોઠવણ કીધી. આ છેલ્લી ગોઠવણથી ઇવલીન બીલકુલ બેખબર હતી.

પણ કેસલની પાછલથી તેજ રાતે શોર અને પુકારના અવાજ સાંભલી અમીર એલનડેલ ઝપકી ઉઠીઓ. દાસી અરસુલાથી મહેલમાં ખબર પડી કે બાનુ ઇવલીનને મેકઆલપીનો જબરીથી ચોરી ગયાછે. એવો મામલો જોઇ મહેલમાંથી અમીર ગલેનગીલ અને એલનડેલ પોતાના લડવઇઆઓ સાથ ચોગાંન તરફ ધસીઆ., તેવીજ તેમની નજર ઇનદલ્ફ અને એથ ઉપર પડી. સંખ્યાબંધ આદમીઓને આવતાં જોઇ મેકઆલપીનો પોતાના જખમી સરદારો સમેત નહાસી ગયા, અને તેજ વખતે જમીન ઉપર ઇવલીનને કેનેથના હાતમાં બેહોશ પડેલી એલનડેલ અને ગલેનગીલે જોઇ.

એ રીતે કેનેથ—ઇવલીનના બચાવનારને પાછો એલનડેલ કેસલમાં બેહોશ હાલતમાં લાવવામાં આવીઓ. એલનડેલ સમજી નહીં શકીયો કે કેનેથનું કેવી રીતે પાછું તે તરફ આવવું થયું, અને પોતાના ભેદુઓનું શું થયું. કેનેથને એલનડેલ કે-કેસલમાં પાછો આવેલો જોઇ અમીર એલનડેલ નવાં પ્રપંચ રચવા લાગો. તેને છુપી રીતે પાછી કેનેથની મુલાકાત લીધી. તેને ફરીથી એકવાર કેસલમાંથી નહાસવાને કહેયું, અને જો તે નહી નહાસે તો નવા ગજબના આજાબમાં અને ફરેબના ફાંસામાં ફસાવવાની તેને ધમકી આપી, પણ બાહદુર કેનેથે તે ધમકીઓની કાંઇપણ પરવા કીધી નહીં. એ ધમકી—અને ફરેબ શું હતાં તે આપણ આગલ ચાલતાં જોઇશું.



# પ્રકરણ પચીસમું.

## કેનેથની તપાસ—ત્રણ તોહોમત.

આજે એલનડેલમાં ગરબડ મચી રહી હતી. એડીનબર્ગથી વડી અદાલતના ન્યાયધીસો કેનેથ ઉપર મુકાયેલાં ખુનનાં તોહમતની તપાસ કરવા માટે આવી પુગા હતા. મોટાં દીવાંનખાનામાં ન્યાયધીસોએ પોતાની બેઠક કરી અને તપાસનું કામ બપોર પહેલાં સરૂ થયું.

અમીર એલનડેલે ન્યાયધીસનો હુકમ થતાંજ સાખસીઓને રજુ કીધા. હુક-

દમામાં કારભારી વીનટન, બે બેડુતો અને બીજા બે અમીરો (અલબતાં એલનડેલે ઉભાં કીધેલા જુઠા) સાખસીઓ તરીકે હતા. કેનેથને દીવાનખાંનામાં દાખલ કીધે અને એલનડેલ તથા ગલેનગીલે ન્યાયધીસ પાસે પોતાની બેઠક લીધી. સાખસીઓને સોગન આપ્યા અને મુકદમો આગલ ચાલીઓ. રાજવકીલે મુકદમાંની કેફીયત ન્યાયધીસો હજુર વાંચવા માંડી. "અદલ ન્યાયનાં કરનાર સાહેબો, કેનેથના ઉપર મુકાયલા ખુનના વાંકની કેફીયત તમો આગલ હું રજુ કરૂં છું. બંદીવાન કેનેથ જે તમો સામને ઉભોછે, તે અમીર ગલેનગીલના નીમખનો બચપણથી મોતાજછે. આજે ત્રન માસની વાત ઉપર રાજ પરધાનોની ગેરમહેરબાંનીથી અમીર ગલેનગીલ પોતાના બેટા માલકમ બેટી ઇવલીન અને કેનેથ તથા બીજા નોકરો સાથ એલનડેલ કેસલમાં આવી રહેયો. વખતના અરસામાં અમીર ગલેનગીલને ખબર મલી કે કેનેથ ઇવલીનપર આશક પડીઓ છે. આવી ખબર મલતાંજ અમીરે એવો હુકમ કીધો કે ફરીથી કેનેથે બાંનુ ઇવલીનની મુલાકાત લેવી નહીં, અને પોતાનું ખાવા પીવાનું તેને પોતાના દીવાનખાંનામાંજ લેવું. થોડા અઠવાડીઆની વાત ઉપર નામવર અમીર એલનડેલ, અમીર ગલેનગીલની એક પુરી બેટી સાથ પરણવા આ કેસલમાં એડીનબરગથી આવી પુગો. એજ વખતમાં પડોસમાં વસતા સરદારો ઇનદલ્ક અને એથ સાથ કાંઇ અનબનાવ બનેલો હોવાથી બાંનુ ઇવલીનને તેઓ કીલ્લાના ચોગાંનમાંથી બલાતકારે ઉઠાવી ગયા. ટુકમાં કેનેથે તે બાંનુને તેમના હાતમાંથી છોડવી, અને તેથી બાંનું ઇવલીનના પ્યાર ઉપર તેને વધારે મજબુત કબજો મેલવાઓ. હવે અદલ ન્યાયના કરનાર સાહેબો આ મુકદમાના એક જાણવાજોગ બનાવ ઉપર હું આવુંછુ. એક દીવસ આ કેસલની પડોસમાં બાંનુ ઇવલીન અને તેની દાસી અરસુલાનો અચાનક કેનેથ સાથ મીલાપ થયો. ઉમરાવ માલકમનું તે તરફ અચાનક આવવું થયું. માલકમે પોતાની બહેનને કેસલ તરફ જવા ફરમાવીયું અને તેણે કેનેથને કેટલાક સખત સખુનો કહી સંભલાવીઆ. બંદીવાંન કેનેથે તુરતજ પોતાની તલવાર ઉપર હાત નાખીઓ, પણ તેજ વખત ગુસ્સાને દાબી પોતાનો હાત પાછો ખેંચી લડાઇ ઉઠાવવા ના પાડી. માલકમ અને કેનેથને તેજ જગાપર મુકી બાંનુ ઇવલીન પોતાની દાસી સાથ કેસલ તરફ ફરી. બે કલાક પછી કેનેથે લોહું લુહાંન પોશાક અને મ્યાંનમાંથી ખોવાયલી તલવાર તથા કાદવથી ખરડાએલાં કપડાં સમેત કેસલમાં આવી માલકમ વીશે તલાશ કીધી. કારભારી તેની આવી હાલત જોઇ શકમાં પડીઓ. અમીર ગલેનગીલ અને એલનડેલને એ વીશે ખબર પડી, પણ તેટલાં એક ખેડુત કેનેથની તલવારની ભાગેલી મુઠ લઇ કેસલમા દોડતો આયો. તુરતજ એક બીજો ખેડુત અમીર માલકમની ટોપી અને રૂમાલ લઇ આયો અને તેને કહયુ કે નદી કીનારે કોઇના લોહીને પડેલું તેને દીઠું હતું. ભાગેલી મુઠ તે બંદીવાંન કેનેથની હતી એમ માલમ પડીયું, પણ તેનો બાકોનો ભાગ મલીઓ નથી જેથી એવું ધારવાને કારણ છે કે માલકમ સાથની લડાઇનાં બ દીવાનની તલવાર ભાગી જવી જોઇએ. વલી દાસી અરસુલાની જબાની લેતાં એવું માલમ પડયું હતુ કે થોડા કલાક અગાઉ કેનેથ અને ઇવલીન અચાનક રીતે પડોસમાં મ-

લીઆં હતાં અને ત્યાં માલકમનું એકાએક જવુ થવાથી બંને જન વચે ખટપટ થાઇ હતી. પાછલથી ઇવલીન પોતાની દાસી સાથ બંદીવાંનને માલકમ સાથ તેજ જગાપર મુકી કેસલ તરફ પાછી ફરી હતી. બેહુતો અને દાસી અરસુલાની સામટી જબાંની ઉપરથી બંદીવાનને માલકમના ગુમ થવા વીશે સવાલ કીધો હતો પણ તેનો કાંઇ-પણ પાધરો જવાબ આપવાને બદલે તે બેહોશ થાઇ પડીઓ હતો. ત્યાર પછી અમીર ગલેનગીલે તેને કેદ કરી, મુકદમાની તમામ કેફીયત એદીનબરગ મોકલાવી હતી.

રાજવકીલે આગલ ચલાવીયું. "બીજે દીવસે રાતના એલનડેલ કેસલના કારભારી વીનટનને માલમ પડીયું કે બંદીવાંન કેનેથ કેદખાનામાંથી નહાસી ગયોછે. તેની પુઠે પકડી લાવવા વીનટને એલનડેલના બે સરદારોને દોડાવીઆ. તેજ રાતના પેલા મેકઆલપીનો બાંનુ ઇવલીનના દીવાનખાંનામાં છુપી રીતે દાખલ થઇ બીજીવાર તેણીને જબરીથી ઉઠાવી જતા હતા બંદીવાન કેનેથને શાબાશી ઘટેછે કે મેકઆલપીનોના હાતમાંથી બહાદુરીથી લડી ઇવલીનને બચાવી, પણ સમજ નથી પડતી કે બદીવાંન કેનેથનું પાછું એલનડેલ કેસલ તરફ કેમ આવવું થયું. શોર અને પુકારોના અવાજથી એલનડેલ કેસલ જાગી ઉઠીઓ અને દાસી અરસુલાથી ઇવલીનના ગુમ થવા વીશે ખબર પડતાંજ સરવે મદદે દોડીઆં. બંદીવાનને કેસલના ચોગાનની બહાર બાંનુ ઇવલીન સમેત બેહોશ જમીનપર પડેલો દીઠો. એલનડેલ કેસલમાં બંદીવાનને પાછો લાવી તેની મહાવજત કરી હુશીઆર કીધો. બીજે દીવસે કીલ્લાની પડોસમાંથી બંદીવાનની પુઠે ગયલા પેલા બે સરદારોની લાસ અમીર એલનડેલના આદમીઓને મલવાથી તેઓ કેસલમાં લઇ આવીયાં. આ ખબર બંદીવાનને પડતાંજ કારભારી વીનટન પાસ અમીર એલનડેલને બુલાવી સરવે પોતાના વાંક અને ગુનાહ કબુલ કરી મોતની સજામાંથી પોતાને બચાવવાની અરજ કીધી. તેને કબુલ કીધું કે નદી કીનારે અમીર માલકમનું ખુંન તેનાથી થયુંછે—નદી કીનારે જમીનપર જે લો હતું તે અમીર માલકમનુંજ હતું—અને પોતાની બાંગી ગયેલી શમશીર તેને નદીનાં ઉંડાં પાણીમાં ફેંકી દીધી હતી. વલી તે સાથ તેને બંદીખાંનામાંથી નહાસવાની કોશેસ કરી હતી. અને અમીરના બે સરદારો પણ તેનેજ હાતે કતલ થયા હતા." અમીર ગલેનગીલ તરફની પોતાની નીમખહરામી માટે બેહદ પસાતાવો તેને કીધો અને બાંનુ ઇવલીનના ઉપર પ્યાર કરવા વીશે તે પોતાને ઠપકો આપવા લાગો.

"તમો અદલ ન્યાયના કરનાર સાહેબો હું કહેવાની રજા લઊછું કે આ કેફીયત ઉપરથી કેનેથ ઉપર ત્રન વાંક સાબેત થાઇ ચુકાંછે, અને રાજના ધારા પરમાણે તે સજાને લાયક થાઇ ચુકોછે. અમીર માલકમને કતલ કરનાર બંદીવાન કેનેથછે, એ પહેલો અપરાધછે. ધારાની સુંગાલમાંથી બચી જવા માટે બંદીખાનામાંથી નહાસી ગયો એ બીજો અપરાધછે, અને એની પુઠે ગએલા સરદારોને એને કતલ કીધા એ ત્રીજો અપરાધ છે. સાહેબો મુકદમાની કેફીયત અતરે પુરી થાયછે."

રાજવકીલે પોતાની બેઠક લીધી અને વડા ન્યાયધીશે જબાની લેવાનું કાંમ સરૂ કીધું.

પહેલી જબાંની કારભારી વીનટને સોગંદ લઇ મુકદમાંની કેફીયતને મલતી આપી. તેને કહેયું કે બંદીખાંનાના દરવાજા ઉઘાડા હતા-તેને બંદીવાનની પાછલ બે સવારોને દોડાવીયા અને તેઓની લાસને એલનડેલના આદમીઓ જંગલમાંથી બીજે દીવસે સોધી લાયા હતા. બંદીવાને અમીર એલનડેલને મલવાની પોતાની ઇચ્છા તેની આગલ જણાવવાથી તે અમીર એલનડેલને બુલાવી લાયો હતો, અને અમીર એલનડેલ આગલ કેનેથને પેલા બે સવારો અને ઉમરાવ માલકમનું ખુન કબુલ કરતાં તેને સાંભલીયો હતો.

બીજી જબાંની અમીર એલનડેલે આપી. તેને સોગંદ લઇ કહયું કે બંદીવાને કબુલ્યું હતું કે માલકમનું ખુન તેને હાતે થયું હતુ. મોતની ધાસતીથી ડરીને અરધી રાતનાં તે બંદીખાનામાંથી નહાસી ગયો હતો અને પેલા બે સવારો તેને પકડી પાછી એલનડેલ કેસલ તરફ પાછો ફરવા સમજાવતા હતા તેટલાં બંદીવાને પોતાની તલવારથી તેમને કાપી નાખીયા હતા.

ત્રીજી જબાંની પેલા ખેડુતોની, અને ત્યાર પછી પેલા બે અમીરોની લીધા બાદ બંદીવાન કેનેથને પોતાનો બચાવ કરવાની તક આપી.



## પ્રકરણ છવીસમું.

### તપાસનું સેવટ.

આ સરવે ઉભી કરેલી ખોટી જબાનીઓ તેને ઘણી ધીરજથી સાંભલી લીધી. અવલથી તેને ચુપ રહેવાનો ઠરાવ કીધો હતો, પણ હવે મુકદમાંની કેફીયત પુરી થતાંજ તેને પોતાના બચાવમાં બોલવા માંડીયુ.—

"અમીરો ઉમરાવો-અદલ ન્યાયના કરનાર ન્યાયધીસો અને જે હીયાં હાજર છે, જેઓના વીચારો ઉપર મારી જીંદગીનો આધાર છે તેમની હજુર હું મારો બચાવ કરૂં છુ. મારી ઉપર જે ત્રન તોહમતો મુકાયાંછે તે એવી રીતે મુકવામાં આવેલાંછે કે તેનો બચાવ કરવો મને મુશકીલ પડેછે. મારા બચાવને હું કેવી રીતે રજુ કરૂં તે મને સમજ પડતી નથી. તોપણ અમીર માલકમનું ખુન મેં નથી કીધું એમ કહેવાની હું હીમત કરૂંછુ. ખરૂં છે કે અમીર ગલેનગીલના નીમખનો હું મોહતાજ છઉં. ખરૂં છે કે તેને મને પાલીપોશી મોટો કીધો અને ખરૂં છે કે તેને પોતીકા ફરજંદ સમ મને ચહાયોછે. પણ શું એમ બની શકે ? કે તે ઉપકારનો બદલો આવી રીતે હું આપુ. મારા કીસમતના ભોગે બનેલા બનાવો માલકમના ખુનના તોહમતને ટેકો આપેતો શું થયું? પણ મેં આજેજ જાણીયુંછે કે રૂપેરી બદનનાં ચલકતાં અને સાફ દીલના આદમીઓના દીલ ભીતર ફરેબ અને ફેસાદ કરતા જીગરો પ્રપંચ અને કપટની જાલ બીછાવેછે. ખરૂં છે કે હું બાંનુ ઇવલીનને ચાહુ છું પણ તેથી હું કાઇ ખુની ઠરતાં નથી

તેઓને ચહાવામાં મે કાંઇ ગુનાહ કીધો નથી. નદી કીનારે માલકમનું ખુન મેં કીધું નથી. મારી તલવાર એક ભુનનો શીકાર કરતાં ભાગી ગઇ છે અને તે ભાગેલી તલવાર તે ભુનના બગરમાંજ રહી ગઇછે. શીકારની વખતે અમીર માલકમ મારી પાસેજ હતો પણ હું ભુન પાછલ લાગો તેટલી વારમાં તે ગુમ થઇ ગયો. હું તેની શોધમાં ફરીઓ તેટલાં મારો શીકાર કોઇ ચોરી ગયું હતું. એ ડુતોની જબાંની ખરીછે. નદી કીનારે લોહી પડેલું હતું, પણ તે કાંઇ માલકમનું નહીં હતું; તેતો મારા શીકારનું લોહી હતું. બીજું તોહમત મારી ઉપર બંદીખાનામાંથી નહાસી જવાનું છે, પણ હું તેનો ઇનકાર કરૂંછું, અને તેને સાબેત કરવા હું ના પાડુછું. ન્યાયધીસ અમીરો, તમો કદાચ અજબ થશો કે હું શા માટે સાબેત કરવા ના પાડુ છું. પણ તેનું કારણ એ છે કે એ પુરાવામાં બાનુ ઇવલીનનું નામ નાહક બદનામ થાયછે, જેની આબરૂ મારા મોતના કીનતે હું બચાવવા રાજી છું. ત્રીજું તોહમત અમીર એલનડલ પોતાના બે સવારોના ખુનનું મુકીયુંછે. પણ ખુદા શાએદ છે, કે તેઓ મારે હાતે ખુન થયા નથી. તેઓ પોતાના બચાવમાં મેકઆલપીનોને હાતે કતલ થયા હતા. મે વીનટન પાસે કદીપણ અમીર એલનડલને તેડાવીઓ નથી. તેને પોતેજ મારી મુલાકાત લીધી હતી અને મને ઘણી ઓહોસ કરી કહયું કે અગરજો હું પાછો નહીં નહાસી જઇશ તો તે મને વધારે હેરાન કરવાને ચુકશે નહીં. એજ મારો બચાવ છે. તે સાહેબ જેને તમુને અને મને પેદા કીધાછે તેની રૂબરૂ હું પોતાને સમજી મારી જબાની આપી મારો બચાવ કરી ચુકો છું. હવે મારા બાબમાં જેબી કાંઇ તમો ફરમાવશો તેને હું તાબે થઇશ.

કેનેથે પોતાનો બચાવ પુરો કીધો, અને વડો ન્યાયધીસ ચુકાદો આપવા તૈયાર થયો.

"અમીરો-ઉમરાવો-નોકરો અને નફરો જેઓબી અતરે હાજર હોય તેઓ સાંભળો. બંદીવાન કેનેથનો બચાવ તમોએ સાંભળી લીધો છે. એના બચાવમાં એ કોઇપણ સાખસી આપી શકતો નથી, તેથી તે માંનવાને હું સાફ ના પાડુછું. અગરજો એની જબાની ખરી પડતો અમીર એલનડલ અને કારભારી વીનટન ઉપર ખોટા સોગંદ લઇ જબાંની આપવાનો વાંક લાગુ પડે, અને તેથી કાયદા પરમાણે બંને જણ મોટી સજાને લાયક થાય. પણ તેવી રીતની કોઇ જબાંની બંદીવાન રજુ કરી શકતો નથી તે ઉપરથી મારૂં મત હું એવું બાંધુછું કે બંદીવાન કેનેથ ઉપર મુકાયલું તોહમત ખરૂં છે, અને તેથી એ અપરાધી ઠડી ચુકોછે."

"ઓ સાહેબ" કેનેથ એક ઠંડી હાય મારી પોતાના હાત જોડી બોલીઓ, "તુ જાણેછે કે હુ નીરદોશ છું."

"બંદીવાન કેનેથ" ન્યાયધીસે કહયું. "અમીર માલકમના ખુનનો અપરાધ તારી ઉપર સાબેત થયોછે, તેથી બીજા બે અપરાધો વીશે હું કાંઇ બોલતો નથી. ઇનસાફની નજરમાં તું ખુની ઠડી ચુકોછે, અને તેથી કાયદા પરમાણે મારે માથે તું-

ને સજા કરવાની એક દુઃખ ભરી ફરજ આવી પડી છે. આજથી તરણ દીવસ પછ મધરાતે બરાબર બાર વાગે જે જગા ઉપર તેં અમીર માલકમનું ખુન કીધું હતું તે જગા ઉપર તુંને ગરદન મારવી.*

* * * * * * * *

## પ્રકરણ સતાવીસમું.

### મેકઆલપીનમા કેદીઓ.

મેકઆલપીન કેસલના માલેકો જોકે કેનેથને હાતે બેવાર લડાઇમાં હારી ગયા હતા તોપણ હજી સુંદર ઇવલીનનો દીલરૂબા ચીતાર તેમની નજર આગલથી ખીસતો નહીં હતો. આવી પોતાની બતંગ હાલતમાં કોઇબી રીતે તેઓ પાછી ઇવલીનને પોતાને હાલ કરવાની તરેહવાર યુકતી સોધવામાં પડીઆ હતા, તેવામાં એક જાસુસ તેમના દીવાનખાંનામાં ધસારાબંધ દાખલ થયો. તેને જોતાંજ એથ બોલીઓ "કેમ મારા વફાદાર જાસુસ, એલનડેલ તરફના કેવા સમાચાર?"

"ઘણાજ સારા સમાચાર" પેલા જાસુસે જવાબ દીધો. "કેનેથ અપરાધી ઠરી ચુકોછે, અને આવતી પરમદીને મધરાતના તેને ગરદન મારવાનો હુકમ વડા ન્યાયધીસે કીધોછે. વડા ન્યાયધીસે પોતાનો ચુકાદો આપતાં જણાવીયું કે અગરજો કેનેથ પોતાનો બચાવ કરવામાં ખરો પડે તો અમીર એલનડેલ અને વીનટનની જબાંની ખોટી પડે અને તેથી તેઓ બંને મોટી સજાને લાયક ઠરે."

"ખરેખર." ઇનદલફ બોલી ઉઠયો. "કેનેથને મોતની સજા ઠરી ચુકી? અને અમીર એલનડેલની જબાની વીશે કાંઇપણ શક હવે બાંકી રહયો નથી?"

"કાંઇજ" નહીં "જાસુસ બોલીયો." આ ખબર મને પેલા ખેડુતે કહી કે જેને અમીર માલકમની તોપી અને રૂમાલ વીશે પોતાની જબાંની આપી હતી. પણ નામવર સરદાર એક નવી ખબર મને પેલા ખેડુતે કહી. તેને કેહુ કે આજ કેટલાંક વરસ થયા પેલા સંગેમરમરના મીનારાની આગલ મધરાતને સમે કારભારી વીનટન ભટકતો ફરેછે. કેટલીક વખત તો પેલા ખેડુતે તેને પોતાની નજરે દીઠો છે, પણ તે શા માટે ભટકેછે તે માલમ પડતું નથી.

"ખરેખર આ ઘણુંજ નવાઇ જેવુંછે." એથ બોલીઓ "પણ કેનેથને ગરદન મારવાનો વખત પરમદીને રાતનાછે. જો એમજ છે બીરાદર ઇનદલફ તો આપણને વખત ખોવો નહીં જોઇએ. આપણી ધારેલી ગોઠવણ પરમાણે અમીર એલ

---

* Block System,—"બલોક સીસતમ" અસલના વખતમાં પતી ગુનેહગારોને મોતની સજા. લાકડાંનાં એક ઠીમરાં ઉપર અપરાધીનું માથું મુકાવી કોહાડાના જરબથી સર છુદું કરતા હતા.

નડેલ ઉપર તુરતજ પેગામ મોકલાવવો જોઇએ. અને તે પેગાંમ તેના કારભારી વીનટન પાસેજ તેના માલેક ઊપર મોકલાવવો કે જેથી તે બંને જનની ખાતરી થાય. આપણા જાસુસે આપેલી ખબર પરમાણે વીનટન પેલા સંગેમરમરના મીનારા આગલ જરૂર આજ રાતે આવવો જોઇએ. હું સરદારોને હુકમ કરૂંછું કે તેને પકડી આપણી આગલ લાવે.

ઇનદલ્ફને તેના ભાઇની ગોઠવણ ઘણીજ પસંદ પડી અને એથે તુરતજ પોતાના અરધી ડજન આદમીઓને તે મીનારાની આસપાસ છુપાઇ રહેવા અને વીનટનને ત્યાંથી પકડી લાવવાનો ખાસ હુકમ કીધો.

સમો રાતનો હતો, અને મેકઆલપીન કેસલમાંથી અરધી ડજન સવારોની ઘોડેસવાર ટુકડી વીનટનની સોધમાં જવા એથના હુકમથી નીકલી. થોડાવારમાં તેઓ પેલા મીનારા આગલ જઇ પુગા, અને ઝાડની ઘટામાં છુપાઇ પોતાનાં શીકારની રાહ જોતા ઉભા. મધ્યાંન રાતને વખતે તેઓએ દુરથી કોઇ આદમીને હાતમાં એક ફાનસ લઇ પોતા તરફ આવતું જોયું. તે આદમી આસતે આસતે પેલા મીનારા આગલ આવી ગુઠણ પર પડીયું. "તેજ, એ તેજ છે." ઘણા ધીમાં અવાજે પેલા જાસુસ બોલીઓ.

ત્રન સવારો ઘણીજ ધીમે કદમે તેની પીઠ પાછલ જઇ ઉભા અને તે નહાસી નહીં જાએ તેટલા માટે બીજા બે જને તેને આસપાસથી ઘેરી લીધો, અને એકજન તેના મોહડાં સાંમને જઇ ઉભો. પણ તેને જોતાંજ તેની ખાતરી થાઇ કે તે પોતાની હોશમાં નહીં હતો. તે પોતાની *ભર ઉંઘમાં ચાલતો અને બોલતો હતો. જેણી તે કરતો તેનું કાંઇપણ તેને ધ્યાંન હતું નહી. પેલા જાસુસે તેની હાવી હાલત જોઇ તેના ખભાં ઉપર હાથ નાખી તેને જોરથી હીલવી બોલીઓ "ઉઠ બીદાર થા. હીયાં તું શું કરેછે."

તુરતજ તે જાગી ઉઠીઓ. પોતાને અરધી રાતના આવી દહેશતનાક જગા ઉપર પેલા મીનારા આગલ જોઇ ધાસતીથી તે અધમુવો થાઇ ગયો અને પોતાની આસપાસ મેકઆલપીનોના આદમીને જોઇ એક ઠંડી હાય મારી બેહોશ થાઇ જમીનપર ટુટી પડીઓ, તેજ વખતે પેલા સવારો તેને ઉઠાવી મેકઆલપીન કેસલ તરફ લઇ ગયા.

વીનટન પોતાની હુશીઆર હાલતમાં ઇનદલ્ફ અને એથની હજુર પોતાને જોઇ બોલીઓ "હું જાણવા માગુ છું કે મારી ઉપર આવી અલાપ લેવાની શું મતલબ છે. મારા માલેકનો પણ તમોને ડર નથી કે આવી રીતની હલકી હીંમત કરવાની તમોએ તજવીજ કીધી.

---

*ઉંઘમાં બોલનાર તથા ચાલનારના રમુજી હેવાલો ખરેખર વાંચવા લાયક છે. એવી રીતે ચાલનાર તથા બોલનાર Somniloquist, અને Somnambulist ને નામે અંગરેજીમાં ઓલખાયછે.

"વીનટન, એલનડેલના કારભારી" ઇનદલ્ફ બોલીઓ. "તારી સાથે હું કાંઇપણ તકરાર કરતો નથી. ઉદાર અને મોટા દીલના આદમી પોતાથી હલકી પદવી અને અવકાદના માનસોને પોતાના ધીકકારને પણ લાયક ગણતા નથી. એટલુંજ નહીં પણ તેના સવાલનો જવાબ આપવાને, તેમના વાંકની સજા કરવાને તથા તેમના જબુન કામની સજા તરીકે ભારીમાં ભારી કે હલકામાં હલકી શીક્ષા વટીક કરવામાં તેઓ પોતાને હલકા સમજેછે. હવે સાંભલ. મારો વીચાર અમીર ગસેનગીલની બેટી ઇવલીનને મારી મોહોરદાર કરવાનો છે. અને હું ઇચ્છુંછું કે એ મારો પેગામ હું તારી પાસે તારા માલેક એલનડેલ ઉપર મોકલાવું."

"મારી પાસ." વીનટન બોલીઓ. "બહાદુર સાહેબ, હું એ પેગામ કેમ લઇ જઇ શકું. મારો માલેક પોતે તે બાંનુ સાથ પરણવાની તઇઆરીમાં છે."

"હું તે જાણુંછું" ઇનદલ્ફ બોલીઓ." અને તેથીજ મારા પેગામચી તરીકે મેં તુંને પસંદ કીધો છે. સાંભલ વીનટન, કોઇબી રીતે એવું થવું જોઇએ કે અમીર એલનડેલ કાલ સાંજ સુધીમાં ગસેનગીલની બેટી ઇવલીનને મારે સવાધીન કરે, અને હું તેની સાથે નેકા કરૂં".

"મને કાંઇપણ સમજ પડતી નથી કે એ શું બનાવછે". વીનટને ધ્રુજતે અવાજે કહ્યું."

"સાંભલ" ઇનફ્લ્ફ બોલીઓ. "વડા ન્યાયધીસ આગલ તેં કેનેથના બાબમાં એવી જબાંની આપી, કે કેનેથે અમીર એલનડેલ આગલ પેલા બે સવારો અને ઉમરાવ માલકમનું ખુન કબુલ કીધું. તારા માલેકે પણ એવીજ કીસમની જબાંની આપી કહ્યું, કે કેનેથે પોતાપર મુકાયલાં તોહમતો કબુલ કીધાં હતાં. પણ હવે જો તું અને તારો માલેક એલનડેલ ખોટી જબાંની આપવાના વાંકમાં આવે, તો પછી વીનટન, વડા ન્યાયધીસના સખુનો તું ભુલી તો નહીં ગયો હશે કે "અગરજો કેનેથ પોતાનો બચાવ કરવામાં ખરો પડે તો તમો બંને જંણ મોટી સજાને લાયક ઠરો. પણ સબર હું તુંને કાંઇ દેખાડુંછું. તું મારી પાછલ આવ.

ઇનદલ્ફ વીનટનને પોતાની સાથ લઇ દીવાનખાનાંથી બહાર ગયો અને પોતાના હાતમાં એક ફાનસ લઇ જમણી બાજુના ઓરડામાંથી એક ભોયરાનાં ઉતરવા માંડીયું. ઇનદલ્ફ તેને છેક ભોયરાંની હેઠલ લઇ ગયો, અને એક ખુનામાં લઇ જઇ બોલીઓ "વીનટન જો તારી નજરે. આવા સીહા ગારમાં કોણ કેદ પડેલુ છે?"

વીનટને ફાનસની બતીના ઉજાસ વચે જંગલ માહેલી પેલી ડાકણને આવા સીહા ગારમાં જંઝીરથી જકડાયલી દીઠી.

"એ નીમખહરામ" ઇનદલ્ફ બોલીઓ. "મારી આસાની ધુલધાની કરતે. જંગલમાંથી હું એને મારા મકાનમાં આસરો આપવા લાગ્યો તેના બદલામાં મારા એકબીજા કેદીને એ નહસાડતા પકડાઇ અને તેથી એના પણ તેનાજ જેવા બુરા હાલ મે કીધાછે. તું એને ઓલખે છે?"

"એ મને ઓલખતો નથી." પેલી ડાકણ બોલી "પણ હું એને બરાબેર ઓલખું છું. પેલી તુફાની રાતે-પેલા સંગેમરમરના મીનારા આગલ મેં એનું નામ એના કાંનમાં કહયું હતું."

"ચાલ" ઇનદલ્ફ બોલીઓ, "વખત બહુ થોડો છે."

ઇનદલ્ફ વીનટનને ત્યાથી બીજા ખુંનામા લઇ જઇ બોલીઓ "જો આ ગારમાં લોખંડની જંજીરથી જકડાયલો બીજો બંદીવાન, જેને પેલી ડાકણ આ બંદીખાનામાંથી નહસાડતાં પકડાઇ હતી."

"કોણ વીનટન"? પેલો બંદીવાન એક ચીસ પાડી બોલીઓ. "બચાવ—મને બચાવ" એવી રીતે બુમ પાડી તે બેહોશ થાઇ જમીનપર પડીઓ.

"ઓ બાપ! વલ્યું નબોદા! હું શું જોઉછું? ઓ ખુદા-તેજ-તે—જ!" એવી રીતે હાયથી ભરીઓ એક ઊંડો પુકાર કરી પેલા બંદીવાંનને જોતાજ હેબતથી વીનટન બેહોશ થાઇ જમીનપર પડીઓ. ઇનદલ્ફે તેને આસાનીથી ઉઠાવી પોતાના દીવાંનખાનામાં લઇ જઇ હુશીઆર કીધો.

"વીનટન" ઇનદલ્ફ બોલીઓ. "મારાં આદમીઓ હવે તુંને તારા મુકામપર સલાંમત પોહોંચતો કરશે. તારા માલેક એલનડેલને મારો પેગામ કહેજે, કે અગરજો તે બાંનુ ઇવલીનને આજથી એકવીસ દીવસમાં મારે સવાધીન કરવાને લખતથી નહીં બંધાશે, તો વીનટન તું અને તારો માલેક એલનડેલ બંને વડા ન્યાયધીસના સુકાદા પરમાણે મોટી સજાને લાયક ઠરશો. આવતી કાલે સાંજનાં તે લખત એલનડેલની મોહોર સાથ મને કોઇબી રીતે મલવું જોઇએ. પરનદીને કેનેથને ગરદન મારે તે આગમજ અગરજો મને તે લખત નહીં મલશે તો ખાતરીથી જાણજે કે તમો બંને પોતાની આબરૂ હોરમત અને જીંદગીની ધુલધાની અને ખાનાખરાબી કરશો. કાલ સાંજ પડે તે આગમજ મારૂં આદમી તે લખત લેવા આવશે એજ મારો પેગામ છે."

અને હવે ઇનદલ્ફના આદમીઓ વીનટનને સહીસલાંમત એલનડેલ કેસલ તરફ મુકવા ચાલીઆં.

* * * * * *

---

## પ્રકરણ અઠાવીશમું.

### પલંગ પાછલનો જાસુસ.

કેટલો ફેરફાર! એક રાતનાં અરસામાં વીનટન એટલોતો બદલાઇ ગયો કે જયાફ્રે (કેનેથની ખીદમતમાં રહેલો પેલો જવાન નોકર) તેના ચહેરાપરથી અતીશય શકમંદ થયો. મેકઆલપીન કેસલમાંથી પાછો ફરતાંજ તે ધાસતીથી એટલોતો બીમાર પડીઓ કે તેનામાં ઉઠવાની શકતી વટીક રહી નહીં. તેને જયાફ્રેને પોતા પાસ બોલાવી અમીર એલનડેલને નમનતાઇ સાથ તેડી લાવવા ફરમાવીયું.

વીનટનની આવી રીતની ચાલચલણ જોઇ જયાફરે અજબ થવા લાગો. તુરતજ વીનટનનો પેગાંમ અમીરને પોહોચાડ. તે પાછો ફરીઓ, અને અમીર એલનડેલ વીનટનના દીવાનખાનામાં દાખલ થાએ તે આગમજ છુપીરીતે કોઇ નહીં જુવે તેમ વીનટનના દીવાનખાનામાં ધીમે કદમે જયાફરે દાખલ થાઇ અમીર અને વીનટન વચેની વાત સાંભલવા બીછાનાની ઝાલર પછવાડે છુપાઇ બેઠો. અને હવે અમીર એલનડેલ વીનટન આગલ આવી ઉભો. એલનડેલ આગલ વીનટને સરવે બીના સરૂઆતથી કહી સંભલાવી. પોતે ઉંઘમાં ચાલનાર તથા બોલનારછે એવું તેને પોતે ગઇ કાલેજ જાણીયું. તે સંગેમરમરના મીનારા આગલ પોતાની તેવી હાલતમાં ગયો-ત્યાંથી મેકઆલપીનોના આદમી તેને તેમના કેસલમાં લઇ ગયાં—ઇનદલ્ફ તેને જમની બાજુના ઓરડામાંથી ભોયરામાં લઇ ગયો-ત્યાં તેને બે કેદીઓને દીઠા અને ઇનદલ્ફના કહેવા પરમાણે જો અમીર એલનડેલ ઇવલીનને ઇનદલ્ફને સવાધીન જો નહીં કરે તો તેઓ બંને જણના કેવા બુરા હાલ થાય તે સરવે કહી સંભલાવીયું.

"નબોદ." અમીર દાંત કચકચાવી બોલીઓ" તેં શું કામ કીધું. અરે એ આએ શું બનાવ ? શું બુદ બુદા રૂઠવા માંગેછે ? પણ વીનટન તું હીમત રાખ."

"અમીર" વીનટન બોલ્યો, "મારી કાંઇ કસુર નથી. પેલી ઓરત-પેલી બંદીવાન ઓરતે પેલા મીનારા આગલ એક રાતનાં મને પીછાની મારૂં નામ, નીશાન સાથ મારા કાનમાં કહયું. ઓ તે સાંભલતાંજ મારા આંગમાં ફરતું લોહી બંધ થાઇ ગયું. અમીર પેલો આકાર—પેલો—

"ચુપચુપ"અમીરે ધીરજ આપી." પણ તે ઓરત કોણછે ? મેં તેને બેજ વખત જોઇછે. જે દીવસે હું પહેલો હીઆં આયો ત્યારે તે રસતાપર મને મલી હતી. ફરીથી તેણીએ જંગલમાં બાંનુ ઇવલીનની સલામતીના સમાચાર આપીયા હતા.

અમીર. "વીનટન ધ્રુજતાં બોલીઓ." ધીરજ નકામી છે. ઇનદલ્ફે કસમ લીધા છે કે ઇવલીન તેની માશુક થવી જોઇએ.

"શું" અમીર બોલીઓ. "ઇવલીનને હું મારે હાતે તેની મોહરદાર બનાઉં."

"બીજો કાંઇ ઇલાજ નથી." વીનટને કહયું. "તેમજ થવું જોઇએ. જો તું નામવર ના પાડશે તો ઇનદલ્ફ તુરતજ જાહેર કરશે કે કેનેથ ઉપર મુકાયલાં તોહમત વીશે તેં ખોટી જબાંની આપી છે. તેને મારી પાસે આવા સખુનો કહેવડાવીયા છે. અમીર એલનડેલને કહેજે કે આજથી એકવીસ દીવસની અંદર કોઇબી રીતે બાનું ઇવલીનને મારા નેકામાં આપવાના બંધાન સંબંધી પોતાની સહી સાથનું એક લખત અગરજો કાલ સાંજ સુધીમાં મને નહીં મલશે તો"—

"બસ બસ." અમીર ધ્રુજતે અવાજે બોલીઓ. "વીનટન ધીમે બોલ. કોઇ સાંભલશે. પણ અગરજો હું તેમ નહીં કરૂં તો."?

વીનટન—કેનેથ નીરદોશ ઠરશે. એડીનબરગની અદાલત તારી અને મારીપર

ખોટી જંબાની આપવાનો વાંક મુકશે. તારી મીલકત જપત થશે, અને આપણ મોટી સજાને લાયક ઠડશું. અગરજો તું તેની અરજ કબુલ કરશે તો કેનેથ કાલ રાતે જખે થશે. તેની સાથ પેલો કેદી અને પેલી ઓરત પણ બેજાન થશે.

"બેશક. વખતે પોતાની ચલણ બદલી છે" અમીર બોલીઓ. "ઇવલીનને હાતથી જવા દેવી એ મુશકીલછે, પણ કોઇબી રીતે આ નવા સંકટમાંથી છુટવું જોઇએ. પણ વીનટન તે ખત લઇ જનાર કોણ છે?

વીનટન—તેનું પોતાનું એક આદમી તારી પાસે આવશે.

અમીર—લાચાર. બીજો કાંઇ ઇલાજ નથી. કોઇબી રીત તેની મતલબ પરમાણે લખત લખી આપીયા વગર છુટકો નથી

એલનડેલ વીનટન આગલથી ભાંગેલે દીલે અને બેધ્યાંન મગજે ચાલી ગયો, અને વીનટન પોતાના ભારી મગજથી બેમગજ થાઇ વીચારમાં પડીઓ, તેવામાં પલંગની ઝાલર પાછલથી આસતે કદમે કોઇ વીનટનની નજર ચોરાવી નીકલી ગયું.

એ કોણ હતું? જવાંન જયાકૂરે. આ પાપીઓનાં કરતુકથી તે જાણીતો થયો હતો. તેમની મસલત તેને પુરેપુરી સાભલી લીધી હતી. વાંચનાર જાણેછે કે તે સરૂઆતથીજ પલંગ પાછલ છુપાયો હતો, પણ આ બે પાપીઓ તેથી બોલકુલ બેખબર હતા.

---

# પ્રકરણ ઓગણતીસમુ.

## બે ગવઇઆઓ.

ભલાં અને નરમ દીલનો જયાકૂરે પોતાના દીલોજાન રફીક કેનેથને બચાવવા માટે તરેહવાર વીચારમાં પડીઓ. તેને એ વાત પોતાના એક અતલગના બુજરૈગ મીત્ર મારમર જે મહેલમાં એક ગવઇઆનું કામ કરતો હતો અને જે કેનેથને ખરા દીલથી ચહાતો હતો તેની આગલ કહી. આ નવી ખબર મારમરને કાંને પડતાંજ કેનેથને બચાવવા તેને કમર બાંધી, અને બંને જણ ગવઇઆઓનો પોસાક લઇ પોતાના વાજીંત્રો સાથ બીજે દીને મેકઆલપીન કેસલ તરફ નીકલી ગયા.

સેજ વારમાં તેઓ મેકઆલપીન કેસલ તરફ જઇ પુગા, અને અંદર વસતાં આદમીઓનું ધ્યાંન ખેચવા કીલ્લાના ચેગાનમાં ઉભા રહી ગાયણ કરવા લાગા. તેમની સુંદર ગાયણ કલાથી મેકઆલપીનોનું ધયાંન ખેચાંયુ.

અને હાલ તેઓ ઇનદલ્ફ અને એથને પોતાના ગાયણથી રીજવવા લાગા. ગાયણની મોજ ષોકમાં બંને ભાઇઓ મશગુલ હતા તેવામાં એક સરદારે આવી તેમના હાથમાં એક રૂકકો આપીઓ. ઇનદલ્ફ તે રૂકો વાંચવામાં રોકાયો, તેટલાં જયાકૂરે મારમરના કાંનમાં ધીમે અવાજે બોલીઓ "બેશક મેં તુંને કહયું તેમ બાનું ઇવલીનવીશે એલનડેલે મોકલાવેલું આ લખતછે".

ઇનદલ્ફ આ રૂકો વાંચી ખુશ થયો, અને પોતાની પાસે પડેલી ટેબલ ઉપર પેલું લખત નાખી બીજું ગાયણ ગાવા મારમરને ફરમાવ્યું. પેલો સરદાર નમીને પાછો ગયો અને ગવઇઆએ પોતાનું ગાયણ સરૂ કીધું. શરાબનો દોર ચાલીઓ. મારમરના ગાયણની અસર અને શરાબની લહેરથી ઇનદલ્ફ અને એથ પુર નીંદની કેફમાં પડીઆ. મારમરે આવી હાલત જોઇ જયાફરેને કહયું "આપરી ધારેલી મતલબમાં આપણ પાર પડીઆ છઇએ. આ નીંદની કેફમાંથી મારા વીચાર પરમાણે બે કલાક સુધી એઓ હુશીઆર થનાર નથી.

"વીનટનના કહેવા પરમાણે" જયાફરે બોલીઓ. "જમણી બાજુનાં ઓરડામાંથી ભોયરાંમાં જવાયછે. માટે હવે વખત ખોવો નહીં જોઇએ. રાત અંધારીછે. લગભગ દસનો અમલ થયોછે. મારી પાછલ ધીમે કદમે ચાલ. પણ પહેલાં પેલું લખત લઇ લે.

મારમરે પેલું લખત ટેબલપરથી લઇને જોયું તો તે ઉપર એલનડેલની મોહોર અને સહી જોઇ.તુરતજ તે લખત તેને પોતાંનાં ખીસામાં મુકીયું અને હવે તેઓ પાસેના ઓરડામાંથી નીચે ઉતરવાનો દરવાજો સોધી કહાડી ભોયરામાં દાખલ થવા ચાલીઆ. સેજવારમાં તેઓ ભોયરામાં જઇ પુગા. જયાફરેએ વીનટનને મોહોડેથી સાંભલેલી હકીકત પરમાણે પેલી જંગલ માંહેલી દાકણ તેમજ પેલા બંદીવાનને જંજીરથી જકડાયેલા જોયા.

"જલદી કરો" મારમરે ઉતાવલથી પેલાં બંને બંદીવાનોને કહયું" વખત ખોવાની જરૂર નથી. બે કલાકમાં કેનેય જબે થશે. જેબી કરવું છે તે તેટલાજ વખતમાં થવું જોઇએ કેનેયને બચાવવા આ જોખમ હમોએ માથે લીધો છે."

બંને જણે આ બે કેદીઓને જંજીરથી મોકલા કીધા અને કીલ્લાના ચોગાનમાંથી કીસમતના જોગે સહીસલામત નીકલી જંગલ તરફ દોડીઆ.

પણ શું તેઓ સલામત નીકલી ગયાં ? જરા સબર.

અમીર એલનડેલે ઇનદલ્ફ સાથ લખત કીધું હતુ કે એકત્રીસ દીવસમાં કોઇબી રીતે ઇવલીનને ઇનદલ્ફને સવાધીન કરવી. આ તેની સરતમાં ફરક નહી પડે એવી રીતની કબુલાત વાલું લખત પેલો સરદાર લઇ આવ્યો હતો તે વાંચનારે જોયુછે.

મારમર અને જયાફરે પેલા બંદીવાનને લઇ દુર નીકલી ગયાને ઘણો વખત થયો નહી તેટલાં ઇનદલ્ફ અને એથની નીંદમાં એકાએક કોઇ સવારના આવવાથી ખલલ પડી, અને ટેબલ ઉપર નજર કરતાંજ પેલું લખત ગુમ થાએલું જોઇ તેઓ અજબ થવા લાગા. ખબર કહાડતાં ગવઇઆઓ મહેલમાં નહીં હોવાથી ઇનદલ્ફ થકમંદ થયો.

"બંદીવાન? બંદીવાનોને તપાસો " એથ પુકારી ઉઠીયો " દગો થયોછે. પેલા ગવઇઆઓ કોઇ જાસુસ છે."

દોડ ફરી વલી. સવારોએ આવી ખબર કીધી કે બંદીવાનોથી બંદીખાનું ખાલીછે, અને ગવઇઆઓ મહેલમાંથી ગુમ થયાછે.

આંખના પલકારામાં પચાસ સવારોને ઘોડેસવાર થવાનો ઇનદલ્ફે હુકમ કીધો. પચાસ સવારોની ટુકડીને ચાર ભાગમાં તેને વહેંચી નાખી. ચારો દસા તરફ ચાર ટુકડીઓના સવારોને દોડાવીઆ અને પોતે એલનડેલ કેસલ તરફ સવારોની ટુકડી સાથ ઘોડાને દપટાવીઓ. પા કલાકની દોડમાં ઇનદલ્ફને ચાર આદમીઓ જંગલમાં દોડતાં દુરથી અનધારી રાતના સેતારાઓની ઝલક વચ્ચે દેખાયાં, તેવોજ તે પુકારી બોલીઓ " દોડો—દોડો. પકડો. બંદીવાનો એજ તરફ નહાસે છે.

" અફસોસ ! અફસોસ ! ! નીરદોશ કેનેથ. " રડતી આંખે જયાફ્રે બોલી ઓ. "આખરે દુશમનો ફાવીઆ."

" પકડો" ઇનદલ્ફે હુકમ કીધો અને સવારો ચારો જણની આસપાસ ફરી વળીઆ.

" તમો ખુન અને લોહીના પ્યાસા ખુનીઓ. " પેલી ઓરત (ડાંકણ) બોલી " તમારો અંત ખુદા જલ્દી લાવે. "

પણ તેવામાં એક સવારે તલવારની મુઠ જોરથી તેણીના માંથાંપર મારી તેવીજ તે ધુમરી ખાઇ જમીનપર પડી.

લઇ ચાલો એમને મેકઆલપીન કેસલ તરફ અને તુરતજ એઓને જબે કરો. આપણી માંગણી અમીર એલનડેલે કબુલ કીધીછે, માટે એઓ જીવતાં રહેલાં જોખમ ભરેલાંછે.

પેલી ઓરત જે ધુમરી ખાઇ જમીનપર પડેલી હતી તેને મુવેલી સમજી ત્યાંજ પડતી નાખી મેકઆલપીનના સવારો મારમર જયાફ્રે અને પેલા બંદીવાનને કેદ કરી પાછા કેસલ તરફ લઇ ચાલીઆ.



# પ્રકરણ તીસમું.

## કેનેથને સજા—આકાસી મદદ.

ગરીબ બીચારો કેનેથ. આજની રાત તેને ગરદન મારવાની હતી. આજે રાતના બાર વાગે તેને ગરદન મારવાની સરવે તઇઆરી થાઇ ચુકીછે. જે વખતે જયાફ્રે અને મારમર તેને બચાવવાની વેતરન કરતા પાછા પકડાયા તેજ વખતે નીરદોશ કેનેથને ગરદન મારવા નદી કીનારે (અમીર માલકમનું જયાં ખુન થયું હતું ત્યાં) લઇ જતા હતા.

વાંચનારે જરા અટકલ કીધી હશે કે મેકઆલપીન કેસલના સીહાગારમાં કેદ પડેલો પેલો બંદીવાંન કોણ હતો, કે જેના છુટકારા ઉપર નીરદોશ કેનેથનો બચાવ લટકતો હતો, અને જેને છોડવવા કાજ જવાન જયાફ્રે અને મારમરે આવી જોખમ ભરી હીમત કરી હતી. પણ એ ભેદ અતરે ખોલવાની જરૂર નથી. જરા સબર.

રાતના અગીઆરને સમે એલનડેલ કેસલમાંથી કેનેથને બહાર કહાડવામાં આવો.

બાર પાદરીઓ પોતાના હાતમાં સલગાવેલી મીનબતી લઇ બબેની એકેકી હારમા આ-મલ આગલ ચાલવા લાગા. તેમની પાછલ નીરદોશ કેનેથ ધીમે કદમે સર નમાવી ચાલતો હતો. પાછલ તેની એલનડેલના સરદારો હાતમાં નાગી તલવાર લઇ શોકના પોશાકમાં ચાલતા હતા. સરવેથી પાછલ એક જલ્લાદ પોતાના હાતમાં ચલકતો તેજ કોહાડો લઇ ચાલતો હતો. સરવેની નજર આ જલ્લાદપર ઠરી રહી હતી.

અરેરે નીરદોશ કેનેથ તારી કેવી દુરદશા ! ! તારી સલામતીની હવે તો કાંઇજ આસા રહી નથી. જયાફ્રરે અને મારમર પણ પાછા દુશમનને હાત પકડાયા છે.

અને હવે સવારી ગરદન મારવાની જગા ઉપર આવી લાગી. આવી મોડી રાત-ના એક નીરદોશ જવાન—એક ફીરેસતાઇ ખસલતના—સોહામની શીકલનાં—બલ-વંત બહાદુરની ગરદન કાપનાર કોણ બેકદર જલ્લાદ હશે ?

ધરમગુરૂએ સવાલ કીધો " બેટા તારી છેલ્લી ઘડી વખતે તુને કાંઇપણ કહેવું હોયતો બેશક કહે. તે સાહેબ તુંને તારા પાપની માફી બખશસે."

કેનેથે બહુ ધીમે અવાજે જવાબ દીધો " માંનવંત બાપ મારે એટલુંજ કહે-વું છે કે હું નીરદોશ છું."

"ખુદા તારીપર મહેરબાંન થાજો." વડા ધરમગુરૂ બોલીઓ. "કમબખત કેનેથ, હમો માનીએછ કે તું નીરદોશછે પણ હમારો કાંઇ ઇલાજ નથી."

ગરદન મારવાની જગા આગલ પડોસના ગાંમડાંઓમાં વસતાં હજારો લોક મ-સાલ અને બતીઓ લઇ કેનેથને જોવા મારે ત્યાં મોડી રાતે આવી ઉભાં હતાં. ગરદન મારવાનો વખત થયો. બરાબર બારમાં પાંચ મીનીટ બાકી હતી, અને કેને-થને તૈયાર રહેવા ફરમાવીયું.

ખલકત કેનેથનો રૂડો-રૂપાલો અને સોહામનો નીરદોશ ચહેરો જોઇ એક અવા-જે હાય મારી વીલાપ કરવા લાગી, અને કેનેથ હવે મરવા તૈયાર થયો.

પેલો જલ્લાદ પોતાનો તેજ કોહાડો લઇ કેનેથ આગલ આવી ઉભો તેટલો કેનેથ ધીમે અવાજે બોલવા લાગો.

"તમો જવાંનો અને બુજોરગો, તમો બાંનુઓ અને ગ્રહસ્થો, નહાના અને મોટાંઓ મારી અરજ સાંભલો. હું મરવાને રાજીછું, પણ મુવા પછી મારા નામ ને ખુદા ખાતર કોઇ ખુનીના એલકાબથી ઓલખતાં ના. હું ખુની નથી. મેં અમીર માલકમનું ખુન કીધું નથી. એદીનબરગની સરકારે મારા બાબમાં પુરતી તપાસ કી-ધી નથી. હું બેગુનાહ છું અને નાહક મારીઓ જાઉછું. ઓ સાહેબ હું તારો ગુના-હગાર છું. મારી ખતા માફ કરજે, અને મારા જીવને તું તારી સંભાલમાં લેજે. જ-લ્લાદ હું તૈયાર છું."

એટલું બોલી તેને પોતાનું સર પેલાં ઢીમરાં ઉપર મુકીયું, અને જલ્લાદે પોતા-નો ખુની કોહાડો ઉંચકીઓ, અને જેવો તે કેનેથની ગરદન ઉપર મારવા જતો હતો

તેવાજ " સબર—સબર"ના પુકારો ખલકતના ટોલા વચેથી નીકલીઆ. જલ્લાદે પોતાનો હાત ખેચીઓ અને તુરતજ અમીર માલકમ ટોલાંમાંથી ધસારાબંધ નીકલી આવી કેનેથને ગલે વલગી પડીઓ.

તેજ ? હા તે તેજ હતો. તે અમીર માલકમ પોતે હતો અને તેની સાથે ગવઇ આના પોશાકમાં જયાફરે અને બુજરોગ મારમર હતા.

---

# પ્રકરણ એકતીસમું.

## ભેદોનો ઇનતેખાબ.

આપણી વારતાને નાહાના અને નજીવા બનાવોથી લંબાવી વાંચનારની ઇનતેજારી વધારસુ નહી. ટુકમાંજ ખુલાસો કરી આગલ ચાલસું, અને તેનું સાધારણ સેવટ વાંચનારની મુનસફી ઉપર સોંપીસું.

માલકમ જયાફરે અને મારમરના છુટકારા વીશે વાંચનારને જણાવવું અગતનું છે. મેકઆલપીનનાં આદમીઓ તેમને કેદ કરી કેસલ તરફ લઇ જતાં હતાં તેટલા હવામાંથી એકાએક પેલો લડાએક હવાઇ આકાર પ્રગટી નીકલીઓ. ઇનદલ્ફ અને તેના સવારો આવી રીતનો કરામાતથી ભરેલો ચમતકાર જોઇ હેબતથી ગભરાઇને સ્તબ્ધ થાઇ ગયા અને એવી રીતનો માંમલો જોઇ માલકમ જયાફરે અને મારમર સરદારોના હાતમાંથી છુટી નહાસી ગયા અને કેનેથને બચાવવા માટે વખતસર આવી પુગા.

કેનેથનો આવો અચાનક રીતે થાયલો બચાવ જોઇ ખલકતે ખુશાલીના પુકારથી જંગલને ગજાવી મેલીયુ. પણ. સરવેની ખુશાલી ફકત એકજ જણને અકારી હતી. તે કોણ ? અમીર એલંનડેલ.

મેકઆલપીનના આદમીઓ જંગલ માહેલી પેલી ડાકણને મુવેલી સમજી તીઆંજ નાખી ગયાં. પણ થોડા વખતમા તે હોશમાં આવી પોતાની આસપાસ જોઇ બોલી "બચીત તેઓ પાછા પકડાયા. હવે બસ. થાઇ ચુકું. નીરહોશ કેનેથ આખર તારૂ સેવટ એવીજ રીતે આવયું ? " એવી રીતે તે વીચારમાં હતી તેવામાં દુરથી તેને કાંને કોઇના પગલાં સમજાયાં. દોસત હોય યા દુશમન તેની કાંઇપણ પરવા કરવા વીના રખે મેકઆલપીનના આદમીને હાત પાછી પકડાય એવા વીચારથી તે ગીચ ઝાડીમાં ભરાઇ ગુમ થાઇ ગઇ. પણ અગરજો તે જાણતે કે જેના પગલાં તે સાંભલી નહાસી ગઇ તે કોઇ નહી પણ માલકમ અને તેના સાથી હતા તો ખરેજ તેઓની મદદ તેણીને ઘણીજ કીમતી થાઇ પડતે.

કેનેથનો બચાવ થાઇ ચુકો. સરકારી અમલદાર જે તે વખતે ત્યાં હાજર હતો, તે માલકમને જીવતો જોઇ બોલીઓ. " બહાદુર કેનેથ તુ સાચો છે. તુ ખરેખર નીર-

દોશ છે. તું નીરદોશ ઠડી ચુકેછે, અને તેથી હવે હું તુંને છુટો કરૂછું. તારી ઉપર મુકાયલું તોહમત ઉડી ગયુંછે. અગરજો એદીનબરગની સરકાર મને અમીર એલનડેલને કેદ કરવાનો હુકમ આપેતો હું ખચીત તેમ કરવાને જરાપણ વીલંબ લગાડું નહી. નીરદોશ પણ બહાદુર કેનેથ તું મારો બંદીવાન હવે નથી. તારો જીવ ચાહે તીયાં જવાની તુને છુટ છે.

માલકમ હવે કેનેથને ખરા દીલથી ચાહવા લાગો. પોતાને ખાતર તેનો ઉપર કેવી કેવી રીતના તોહમતો અમીર એલનડલે મુકયા અને તેથી તે કેવી રીતના ગજબમાં આવી પડીયો હતો તે રહાના દરમ્યાનમાં ખુજરોગ મારમરથી જયારે તેને જાણીયું ત્યારે તે ખરેખર કેનેથ ઉપર દયા કરવા લાગો, અને તેને ગોદમાં દાબી બોલીઓ "મારા હેતવંતા બીરાદર, મને માફ કરજે. આજથી હું તુંને મારો ખરો બીરાદર ગનુછ. ચાલ હવે તું મારી સાથ. તું ખરેખર નીરદોશછે. હા ખરેખર પેલી આકાશી મદદ જો તારે ખાતર આસમાનપરથી ઉતરતે નહી તો બેશક તું નાહક અરદન મરાતે—અને તેવીજ રીતે હમો પણ ત્યાં બેજાન થતે."

"બીરાદર માલકમ" કેનેથ નમનતાઇથી બોલીઓ. "હું એલનડલ કેસલમાં આજની રાત રહી અમીર ગલેનગીલની મુલાકાત લઇ આવતી કાલે એદીનબરગ જનારછું."

અને એવી રીતે એલનડેલ કેસલ તરફ સવારી પાછી ચાલી. ભેગી મલેલી ખલકત ખુશાલીનાં અવાજ સાથ કેનેથને મુબારકબાદીથી વધાવી લેવા લાગી. કેનેથના આ અચાનક છુટકારાની ખબર તેજ વખત અમીર એલનડલને કાંને પડી અને તે બેહોશ થાઇ પોતાના બીછાનાપર પડીઓ.

અમીર ગલેનગીલ જે કેસલમાંજ હતો તે આ ખબર સાંભલતાંજ ખુશાલીથી અરધો દીવાનો થયો અને હરખનો મારીઓ પોતાના વહાલા બેટા માલકમને મલવા દોડીઓ.

કેવી આનંદથી ભરી ભેટ! માલકમને જોતાંજ એક હરખભરી ચીસ બુઢ્ઢા અમીર ગલેનગીલને મોહોડેથી નીકલી. નીરદોશ કેનેથને સુલીની સજામાથી બચેલો જોઇ તે એટલોતો ખુશી થાયો કે પોતાની ખુશાલી તે વખતે કેવી રીતે એકદમ દેખાડવી તે તેને સમજ પડી નહીં.

સહવાર પડે તે આગમજ આ ખબર પડોસમાં વસતા અમીરો વચ્ચે વીજલીની ઝડપથી ફેલાઇ ગઇ, અને એલનડેલના આવાં નીચ તરકટથી બેહદ ગુસ્સે થાઇ તેઓ સરવે અમીર ગલેનગીલને તેની આવી દેશનીકાલ હાલતમાં મદદ આપવા તઇઆર થયા. સહવાર પડતાંજ લીનદસે કેસલના માલેક તરફથી ગલેનગીલને ખાસ ઇજનની ખબર મલી કે જયાં સુધી રાજ્યપરધાનનો કોપ તેની ઉપરથી ઉતરે નહીં ત્યાં સુધી તે ને લીનદસે કેસલમાં પોતાનું મુકાંમ કરવાની મહેરબાંની કરવી. ગલેનગીલ આ ખબરથી ઘણોજ ખુશ થયો. એલનડલ કેસલમાં હવે તેનાથી રહેવાય એમતો હતુજ નહી.

પોતાની બેટીનો હાત નેકામાં મેલવવા માટે એલનડેલે કીધેલાં આ સારૂં ફરેબ અને તરકટો તે સમજી ગયો. જયાફ્રેની જબાંનીથી તેની ખાતરી થાઇ કે માલકમ મેકઆલપીન કેસલમાં કેદ પડેલો હતો એવું જાણવા છતાં ચંડાલ એલનડેલે બેરહેમીથી માલકમને કતલ કરાવવાનું મેકઆલપીનો સાથ સાટું કીધું હતું. વલી ઇવલીનને એકવીસ દીવસમાં ઇનદલ્ફને સવાધીન કરવાનું નીચ લખત કીધેલું તેને પોતાંની નજરે જોયું. એવી રીતનો માંમલો જોઇ તેને લીનદઝે કેસલનો આસરો કબુલ કીધો, અને પોતાના બેટા માલકમ અને કેનેથ સાથ ખોલાસાવાર હકીકતમાં પાછો રોકાયો.

કદરદાંન બાપ "માલકમે સરૂ કીધું" કેનેથ ખરેખર નીરદોશ હતો. નદી કીનારે એક ભુનનો શીકાર કરતાં કેનેથની તલવાર ભાગી ગઇ હતી તે વાત ખરીછે. હું ફુર ફરતો હતો તેટલાં ઇનદલ્ફ તે જગાપર આવી લાગો. મારા બચાવમાં હું એખલો કાંઇ કરી શકીઓ નહીં. તેના આદમીઓથી મારી હાલત બતંગ થાઇ ગઇ, અને તેઓ કેનથના શીકાર સાથ મને કેદ કરી મેકઆલપીન કેસલમાં લઇ ગયા. પેલી ભલી ઓરત જેને હું જંગલ માહેલી દાકણ સમજતો હતો તે મારો અવાજ સાંભલી મને છોડવવાના ઇરાદાથી ભોયરાંમાં દાખલ થાઇ હતી પણ તેટલાં મારા કમનસીબે તે ફસી પડી અને તેને પણ મારી પડોસમાંજ કેદ કીધી. ગઇ પરમ દીને અમીર એલનડેલના કારભારી વીનટનને મધરાતે મારા બંદીખાનામાં લાવવામાં આવ્યો હતો, તેને મને પીછાનીઓ. મેં પણ તેને પીછાનીઓ. મારા બચાવમાં તે કાંઇ કરી શકયો નહીં, પણ સેવટે મારમર અને જયાફ્રે મારો બચાવ કરવામાં ફતેહમંદ થયા. નસીબના કોઇ બુરા જોગે હમો પાછા પકડાયા, પણ તે વખત જો પેલી આકાશી મદદ નહીં મલી હતે તો બેશક તેજ રાતના હમો ત્રણે જન જબે થાઇ ગયા હતે.

મારમર બોલીઓ "નામવર અમીર હું તારો સદાનો તાબેદાર થાઇ રહેવા તઇયાર છું. મેકઆલપીન કેસલમાંથી અમીર માલકમ અને પેલી ઓરતનો છુટકો કરી હમો જેવાં બહાર નીકલતાં હતાં તેવો આ ભાગેલી તલવારનો એક કટકો હમોને બાવરચીખાનાની બહાર પડેલો દેખાયો. જયાફ્રેની નજર પડતાંજ તેને તે ઉચકી લીધો, અને કહેવા લાગો કે બેશક તે કેનેથની તલવારનો કટકો છે. મેં તે છુપાવી મારી પાસેજ રાખીઓછે. આ રહેયો તે."

"એજ. એજ. મારી શમશીરનો કટકો" કેનેથ ખુશી થાઇ બોલીઓ." મારે હાતે મારી તલવાર ભુંનના પેટમાં ભાંગી ગઇ હતી."

જયાફ્રે અને મારમર "ગલેનગીલ સરવે સાંભલી બોલીઓ". તમોએ મારા બેટાની નહી પણ મારી જીંદગી બચાવીછે. તમોએ એક નહીં પણ ચાર ચાર જીવ બચાવીઆછે. તમારો એ ઉપકારનો બદલો કેમ ફેરવવો તે હું કહી શકતો નથી. આજથી તમો મારા નકૂર નહીં, પણ રફીક તરીકે રહેશો. તમોએ મારીજ સાથ તમારૂં ખાવા પીવાનું રાખવું. મારી જીંદગી બાદ તમોને હું મારા વારસ તરીકે ગનવાને ભુલનાર નથી. બહાદુર કેનેથ હુંને હું ખરાં દીલથી ચાહાઉં છુ. આ બનતા બનાવો

થી હું તારે વીશે કાંઇ ધારૂંછું, પણ તે શું છે તે હું કાંઇ કહી શકતો નથી. તારે એક-દંમ કાલને કાલ એદીનબરગ તરફ નીકલી જવું, અને આ સરવે કેફયત એદીનબરગની વડી સરકારને જાહેર કરી અમીર એલનડેલ તથા ઇનદલ્ફ ઉપર સરવે વાંકોના તોહમત મુકી તેમની તપાસ ચલાવવી.

"હું તેમ કરવાને વગર ઢીલે તઇયાર છું" કેનેથ બોલીઓ. "મારા શાહાબર બોમીઆ તરીકે જયાફ્રે અને મારમરને હું લઇ જવા ધારૂંછું."

તે સાહેબ તારી મુરાદ બર લાવે "ગલેનગીલ બોલીઓ." ફતેહમંદી સાથ તું પાછો ફરજે. તારો કીસમતની તખતીપર લખાયલા લેખ જો કે તું વાંચતો નથી, તોપણ હું તે વાંચી ચુકોછું. તું જા. તારી ફતેહછે. અને જયારેથી તું પાછો આવસે તારે કેનેથ ઇવલીન. તારીજછે, અને તે તારીજ થસે.

ગલેનગીલને મોહોડેથી આ સખુનો સાંભલી કેનેથ ખુશીથી એટલો તો ફુલી ગયો કે તે પોતીકાં કપડાંમાં વટીક સમાઇ શકીયો નહી.

---

# પ્રકરણ બતરીસમું.

## કોલકરાર—કમબખતીની પીછાન.

પણ અમીર એલનડેલનું શું થયુ ? માલકમ કોઇ અચાનક રીતે મેકઆલપીનોના હાતથી છુટી આવયોછે, તેને બીછાવેલી ફીતનાનો જાલ તુટી ગઇછે, અને કેનેથ નીરદોશ ઠડી ચુકોછે, એવી રીતનો મામલો જોઇ તે નવા ગભરાટમાં પડીઓ. તેને કોઇબી રીતે પોતાનો બચાવ કરવાની ફરજ પડી, અને તેમ જો તે નહીં કરે તો જે વખત જાયછે તેમાં એદીનબરગની સરકાર કેનેથની ફરમાસથી તેની ઉપર ખોટી જબાંની આપવાનું તોહમત મુકી ન્યાયની અદાલતમાં ઘસડી મોટી સજા કરશે. એટલુંજ નહીં પણ તેની સાથે તેના નોકર વીનટનના પણ તેવાજ બુરા હાલ થાય. અમીર ગલેનગીલ તથા તેના બેટા માલકમ અને કેનેથનો તે હવે હડહડતો દુશમન થાઇ લાગો, અને કોઇબી રીતે તેમને નવી આફતમાં ફસાવવાની વેતરણ કરવા લાગો. આસપાસ વસતા બીજા પડોસી અમીર અને ઉમરાવો એલનડેલની આવી નીચ અને તરકટ ભરી ફરેબી ચાલથી તેના દુશમન થાઇ બેઠા, અને એલનડેલ તેથી એખલો પડી ગયો. આવા પોતાના બારીક વખતમાં તેને મેકઆલપીન કેસલના માલેકો ઇનદલ્ફ અને એથની સાથે એકસંપ થવાનો વીચાર કીધો. પણ ઇનદલ્ફ અને એથ પોતે ધાસતીમાં હતા. માલકમના છટકી જવાથી તેમની હાલત પણ તેવીજ થઇ હતી. સબબ અમીર માલકમને તેઓએ વગર વાંકે પકડી. લગભગ બે અઠવાડીઆ કેદ કીધો હતો એટલુંજ નહી પણ અમીર એલનડેલ સાથે બાંનુ ઇવલીનના બાબમાં જે નીચ અને કપટથી ભરેલું ફરેબી લખત તેઓએ કીધું હતું તે તેમના દુશમનના હાથમાં જઇ પડયું હતું. માલકમની ફરમાસથી એદીનબરગની સરકાર તેઓને ન્યાયની અદાલતમાં ઘ-

સડી સજા કરે અને તેમની મીલકત જપત કરે તેથી આ વખતે અમીર એલનડેલ સાથ મલી જવાનો વીચાર તેમને ઘણો નેક લાગો.

ઠેડાવ પરમાણે અરધી રાતને સમે મેકઆલપીન અને એલનડેલ કેસલ વચે જંગલ મધે ઇનદલ્ફ અને એથ અમીર એલનડેલને જઇ મલીઆ.

અમીર ઇનદલ્ફ "એલનડેલ બોલીઓ." મારી ખાએશ એવીછે કે આંપણ બંને જંને એકમેકના બંચાવમાં હમેશાં ઉસતવાર રહેવું. તું નામવરની ગફ-લતથી માલકમ કેદમાંથી છુટી ગયો અને તેથી આપણી સરવે ધારેલી આસાનો નાશ થાઇ ગયો, અને આપણ બંને જંણ એકસરખી રીતે આફતમાં આવી પડીઆ છઇએ.

અમીર એલનડેલ "એથ બોલીઓ" આપણ બંને જણને એકજ સરખું નુ-કસાંન થયું છે. જેવી તારી તેવીજ હમારી હાલત થઇછે. અને તેથી હમો કાંઇ થોડા દલગીર નથી. એદીનબરગની સરકાર બેશક આપણ બંને જાણપર તોહમતો મુકી અદાલતમાં ઘસડશે, અને તેટલાજ વાસતે આગલો કીનો દુર કરી હું મારો હાત દો-સતીના તરીકાથી તુંને આપવા બંધાઉંછું તે તું લે, અને આજથી આપણ બંને જ-ન એકસંપથી એકમેકના બચાવમાં હંમેશાં ઉસતવાર રહીશુ. એ મારો વચન હું આપું તે આગમજ તું ફરીથી એકવાર મને કોલ આપ કે અગરજો હવે પછીબી ન-સીબ જોગે ખાંનુ ઇવલીન તારા હાતમાં આવે તો તેણીનો હાત મારા ભાઇ ઇનદલ્ફના હાતમાં આપવો.

"અમીર એથ" એલનડેલે કહયુ. "હું કોલ આપુંછું કે તમો બંને જો મા-રી સાથે ખરી વફાદારીથી રહો તો ઇવલીન અગરજો મારે હાત આવે તો તેને હું જ-રૂર અમીર ઇનદલ્ફના સવાધીન કરવાના કસમ લઇ કોલ આપુંછુ.

તારી ઉપર મને વીસવાસછે "ઇનદલ્ફે કહયું" હમો આજથી તારા બચાવમાં જીવ આપવા તૈયાર થઇએ છઇએ અને—

આવી એકાંત રાતના આ પાપીઓની ફરેબી ગુફતગોમાં એકાએક ખલલ પડી. પડોસની ઝાડીમાંથી તેઓએ કોઇનો અવાજ નીચે પરમાણે સાંભલીઓ—

"તમો માણસના લોહીનાં તરસીઆં વરૂઓ.-તમો લોખંડી જીગરના બેરહેમ જલ્લાદો, આવી એકાંત રાતે એક નીરદોશ નારની લાજ લુટવાનો—

પણ ઇનદલ્ફે તે અવાજ તુરતજ પીછાણીઓ, અને તે પુકારી બોલીઓ "હા એતો તેજ અવાજ પેલી ચંડાલ ડાકણ જેને મેં કેદ કરી હતી તે?

ઇનદલ્ફના આ સખુનો સાંભલતાંજ એલનડેલે પોતાના ઘોડાને તે તરફ દપ-ટાવીઓ અને તુરતજ મેકઆલપીનોની નજર આગલથી ઝાડી વચે ગુમ થાઇ ગયો.

દસ મીનીટના અરસામાં એલનડેલ પાછો ફરીઓ. પણ તે કેવી હાલતમાં. તે-નો ચહેરો ઉજરો પુની જેવો થાઇ ગયો હતો. તેનું આંગ બરફ મીસાલ ઠંડું થાઇ ગયું હતું, અને તમોમ બંદન પરસેવાથી ભીંગાઇ ગયું હતું. તેનું દીલ અંદરથી ઠર ઠર કાંપતું હતું. પણ તે સાથી? એટલો બધો ફેરફાર એકાએક કેમ થાઇ ગયો.?

અમીર એલનડેલને એવી હાલતમાં જોઇ એથે પુછીયું "કેમ શું થયું?"

"કાંઇજ નહીં" વાતના અખાડા કરી એલનડેલે જવાબ દીધો, "અને હવે આવતી પરમદીને અમીર ઇનદલ્ફ આપણ એદીનબરગ તરફ કુચ કરશું. તીઆં જઇ શું કરવું તેનો ઘાટ પછી ઘડશું."

બંને અમીરો એકમેકને દોસતીના તરીકાથી મલી ભેટી કૌલ કસમથી બંધાઇ છુટા પડીઆ. મેકઆલપીનો પોતાને મકાણે જઇ નીરાંતે બેઠા, પણ એલનડેલની હાલતમાં મોટો ફેરફાર થાઇ ગયો. તેનું મગજ ભમવા લાગુ—તે પોતાની મન શકતીપર કાબુ ચલાવી શકીઓ નહીં—પોતાના અંતકરણના ડંખ હવે તેનાથી ખમાઇ શકાયા નહીં, અને તેથી જેવો તે કેસલમાં જઇ પુગો તેવોજ વીનટનને મલી પોતાનો હાલ જાહેર કરવા તેના દીવાનખાંનામાં ગયો.

કેનેથ બચી ગયો, અને માલકમ કેદમાંથી છુટી ગયો તેથી વીનટન ધાસતીથી અધમુવો થાઇ ગયો હતો. પોતે પોતાના દુઃખના વીચારમાં અટવાતો હતો તેવામાં અમીર એલનડેલને આવતો જોઇ—અને તેની આવી ફેરફારવાલી બુરી હાલત જોઇ ગભરાટમાં પડી બોલ્યો "નામવર અમીર શું છે? કાંઇ નવી આફત".—

આફત! આફતનું વાદલ વીનટન તેવીસ વરસે ગરજવા માંડીયું છે, અને હવે મને શક છે કે તે વાદલ ફાટશે અને ખચીત આપણ તે આફતના વરસાદની રેલમાં તણાઇ જઇશું.

"મને મારી નાંખો" વીનટન રડી પડી બોલ્યો—"મને કોઇ મારી નાખો—હું છસી મરૂં છું."

"ચુપ—ચુપ—હીચકારા" અમીરે તેને હીમત આપી "તારા કરતાં હું વધારે ફસેલો છું. હું તુંને ટુંકમાંજ કહુંછું. પેલી ડાકણ—પેલી જંગલ માહેલી ડાકણ."

શું. હા—તેજ. તે શું જીવેછે.? તું નામવરે તેને જોઇ કે શું! વીનટનને બીનાશ આગલ બનેલો બનાવ ઇયાદ આવવાથી ધ્રુજતાં પુછીયું.

તું જાણેછે કે મેકઆલપીનો આપણી સાથ મલી ગયાછે. "એલનડેલ બોલીઓ" તેમની સાથ હું વાતમાં હતો તેટલા તેણીએ ઝાડીમાંથી પોતાનો દેખાવ દીધો. ઇનદલ્ફે મને ઓલખાવી. તુરતજ હું તેની પાછલ ગયો, અને તેણીને પકડી પાડી. મેં કહ્યું" ચંડાલ ઓરત શા માટે તું એવી રીતે હંમેશાં મારા કામમાં ખલલ કરતી ફરેછે. તું શું મને ખરેખર ઓલખેછે, કે ફકત નામથીજ પીછાણેછે. બોલ તું કોણછે" આ મારા સવાલના જવાબમાં તેણીએ કહયું" હા હું તુને ઓલખુછું, તું ફેરેડોક એલનડેલ છે, પણ તું મને નથી ઓલખતો, સાંભલ હું મારૂં નામ તુંને કહુંછું. એમ કહી તેણીએ મને પોતાનું નામ—વીનટન તેણીનું નામ કેહેયું ઓ! તે નામ મારે કાને પડતાંજ મારી આંખે અંધારા આવવા લાગાં—મારૂં મગજ ફરવા લાગ્યું મારાં આંગમાં ધ્રુજરી પેદા થાઇ-મારા હાત પગ સુસત અને ધીલા થાઇ ગયા, અને તેટલા વારમાં મારી આવી નબલાઇનો લાભ લઇ મારા હાતમાંથી તે છુટી નહાસી ગઇ. વીનટન તે ઓરત જીવેછે. તે મરી નથી ગઇ પણ તે જીવેછે, અને જો

તે વધારે દહાડા જીવતી રહી તો બસ આપણું કામ તમામ થાઇ ચુક્યું. તેણીનું નામજ આપણને ધરતી પરથી નાબુદ કરવા બસ છે. અરે ! ખરેખર આજે મને મારી કમ બખતી સાથ પીછાન થઇ છે.

હું બેમગજ થયેલો છું. પણ અમીર કોઇ નહીં સાંભળે તેવી રીતે મારા કાનમાં તે નામ કહે. ? " વીનટને દબાઇ જતે અવાજે કહયું".

એલનડેલે કોઇ નહી સાંભળે તેથી વીનટનના કાનમાં તે ઓરતનું નામ કહયું. વીનટન તે સાંભળતાંજ એક હાથ મારી કાંઇ બોલવા જતો હતો પણ તેવામાં હવામાં થી એકાએક એક લામબા કાલા જબામાં વીટલાયલો એક સીહા આકાર બંને જણની નજરે પડીઓ. તે આકારે આસતેથી પોતાના મોહડાં ઉપરનો કાલો બુરખો ઉઘાડી નાખીઓ, અને તેનો ચહેરો જોતાંજ અમીર અને તેનો નોકર બેહોશ થાઇ એકમેક ની ગોદમાં તેજ બીછાના ઉપર પડીઆ.



# પ્રકરણ તેતરીસમું.

## નીકાબદાર જલ્લાદ.

બહાદુર કેનેથ પોતા ઉપર પડેલી આફતોનાં કીનાનું વેર લેવા અમીર ગલેન-ગીલની ફરમાસથી એડીનબરગ જવા નીકલી ચુકો છે. અમીર એલનડેલ તથા અ-મીર મેકઆલપીનોને એડીનબરગની અદાલતમાં ઘસડી તેમના વાંક માટે સખત સ-જા કરાવવાના પકકા વીચારથી તેને આ નવી મુસાફરી સરૂ કીધી છે. તેના રાહાબર બોમીયા તરીકે તેની સાથ તેના અતી વહાલા દોસતો જયાફરે અને મારમર છે. જે દીવસે રાતના અમીર એલનડેલે મેકઆલપીનો સાથ એકસંપ કીધો તેની બીજે દહાડે આપણા આ બહાદુર જવાનની મુસાફરી સરૂ થાઇ છે, અને હાલ તેઓ લીનડગે કેસલને પોતાની પાછલ તીસ માઇલના તફાવતે મુકી આગલ ચાલીઆ છે.

સમો સાંજનો હતો. આખા દહાની મુસાફરીની થાકથી તેઓ થાકી ગયા હતા તેથી પોતાના ઘોડાને એક ઝાડ હેઠલ બાંધી આરામ લેવા એક બુલંદ દરખતના છાંયા નીચે બેઠા હતા, તેવામાં દુરથી તેમણી નજર એક કંગાલ સ્ત્રી ઉપર પડી. કે-નેથે તેને જોતાંજ પીછાંની અને દોડતો તેની પાસ જઇ પોતાના હાતનો ટેકો આપી પોતાની બેઠક આગલ લઇ આયો. મારમર તથા જયાફરે તેણીને જોઇ ઘણાજ ખુશ થયા સબબ તે પેલી જંગલ માહેલી ઓરત (હાકણને નામથી જેને વાંચનાર પીછાં-ને છે તે) હતી.

" કેનેથ" પેલી ઓરત બોલી. "તું જીવતો રહે. ખુદા તુંને સલામત રાખે. તે સાહેબ તારી ઉપર મહેરબાંન છે, તોપછી તારે કોણનો ડરછે. બહાદુર કેનેથ-નીરદોશ કેનેથ—તારા નસીબનું ચકકર હવે પાછું સુલટું ફરવા માંડીયુછે."

પણ ઓરત " મારમરે પુછીયું" તે દીવસ પછી–હા જે દીને આપણ સરવે એકજ વખતે કતલ થવાના હતાં-તે દીવસ પછી મેં આજેજ તુંને દીઠી છે. જોકે મેં તુંને તે રાતના બરાબર દીઠી નહી હતી, તોપણ મને કાંઇ એવો ખ્યાલ આવેછે, કે તારી શીકલ મારા દીઠાંમાં કોઇ જગે આવેલી છે.

" મારી પીછાંન આપવાનો અને હું કોણ છું તે જાણવાનો આ વખત નથી. " પેલી દાકણ બોલી." પણ તમોએ કહા જવા ધારીયું છે.

" એદીનબરગ " કેનેથે જવાબ દીધો" તું જાણતી તો હશે ભલી ઓરત કે અમીર એલનડલ અને મેકઆલપીનોને અમીર ગલેનગી । અને હું તેઓએ કરેલાં ઠરકટ અને ફરેબને માટે એદીનબરગની અદાલતમાં ઘસડવા માંગીએ છઇએ.

પણ અમીર ગલેનગીલ હાલ કયાંછે ? " પેલી દાકણે પુછીયું"

તેને પોતાનું મુકામ બાંનું ઇવલીન અને માલકમ સાથ લીનડઝે કેસલમાં કીધું છે. "જયાફરે બોલીઓ."

ઠીક ઠ.ક. "તે બોલી" કેનેથ ખુદા તારૂં ભલું કરે. પણ કેનેથ એદીનબરગમાં તમો તણે જણ કયાં પોતાનું રહેઠાંણ કરશો ?

"અમીર દનબારના મહેલમાં" કેનેથે જવાબ દીધો.

"અમીર દનબાર?" "પેલીએ કહ્યું." અફસોસ અમીર દનબાર તો હાલ સખત કેદમાં ગીરફતાર છે, અને આજે રાતના તેને ગરદન મારવાનો હુકમ રાજ પરધાંનોથી મલી ચુકો છે.

ગરદન મારવાનો હુકમ ! " કેનેથે ઘણીજ અજાએબીથી પુછીયું." ભલી ઓરત તું શું ખરૂં કહેછે ? હા! અમીર દનબાર મારા પાલનહાર ગલેનગીલનો ખાસ દોસત થાયછે, તે મને જીગરથી ચાહેછે. તે ભલો, તે રૂડો અમીર આવે કમોતે મારીઓ જાય? પણ સબર, તેં કેમ જાણયું કે તેને ગરદન મારવાનો હુકમ થયોછે.

"હીયાંથી થોડે દુર સ્તરલીંગ કેસલ આગલ તેને ગરદન મારવાની જગા મુકરર કીધીછે. રાજ પરધાનોની ઇંતરાજીનો તે ભોગ થાઇ પડીઓછે" પેલી દાકણે દલગીર થાઇ જવાબ દીધો. " પોતાના મત ફેરથી તે તેમને સદાનો અલખાંમનો થાઇ પડવાથી તેઓએ તેને સદાનો દુર કરવા માટે આવો ઇલાજ કીધો"?

" હા." કેનેથ ઘણાજ દ્રઢ વીચારથી બોલ્યો" હું સમજીઓ. મારા પાલનહારના પણ બુરા હાલ અને દેસનીકાલ કરનાર આ પરધાન મંડલ હતું. પણ દનબારને હું આવે કમોતે મરવા દેનાર નથી. મારમર અને જયાફરે તમો બંને જણ બનતી ઉતાવલથી એદીનબરગ જઇ પુગો. ચાહાવું ખુદાનું છે તો હું તમુને ત્યાં આવી મલીશ. મારો વીચાર પક્કો થયો છે, અને તે એજ કે અમીર દનબારને આવી રીતે મરતો બચાવવો.

" નાદાંન અને હુલડ છોકરા" પેલી દાકણે ઠપકો આપ્યો." ખરી વાત કહેવાનો તું મને આવો બદલો આપેછે. કેનેથ તું એખલો કરી શું થકશે. ? અલકત દ-

નબારને ચાહેછે, પણ સેંહેકડો સવારો અને સીપાહીના ચોકી પહેરામાંથી તું દનબારને ગરદન મારવાની જગા પરથી કેમ બચાવી શકશે. એ તારો વીચાર હુલડાઇથી ભરેલોછે.

નહીં નહીં " કેનેથે પકકો વીચાર જણાવીઓ" મારો વીચાર ફરનાર નથી. જો દોસતને બચાવવા હું મારી જીંદગી જોખમમાં નાખતો હોઉ તો તેમાં હું કાંઇજ નહી પણ મારી કરજ અદા કરૂંછું. તે કરતાં મારૂં ગમે તે થાઓ- મરવાનો જો હોઇશ તો મરવા વગર રહેનાર નથી, પણ દનબારને બચાવવાનો મારો વીચાર આએ પલ ફરે તો બીજીજ પલે કેનેથનો દંમ તું ખતમ થાએલો જોશે.

અરેરે કેનેથ " પેલી ઓરત રડી પડી બોલી" તારૂ કશું ચાલવાનું નથી. નવી આફત તું તારે સર કાંય બેચી લીએછે. બહાદુર તું ગમે તેવોછે, જોર તારા બદનમાં બેશક બેહદછે, પણ તેનો ઊપીઓગ હંમેશાં દાહાપણ અને ધીરજથી કરવો તુને ઘટેછે. તારે જીવવું જોઇએ. તારો મરવાનો આએ વખત નથી. હજી તારે માટે ઘણું જાણવા જોગ છે. તુંને ઘણું કરવું છે. મારે તુને ઘણું કહેવું છે.

ના ના. " કેનેથે જવાબ દીધો." તારૂં કહેલું પથરપર પાણી સમાનછે. પણ તું કોણછે કે મને એટલી બધી ચાહેછે.? મારે હજી ઘણું શું જાણવાનું છે? અને ઘણું શુ કરવાનુંછે? અને તું મને ઘણું શુ કહેવા માંગેછે? તારા ભેદ ભરીયા બોલવાની મને કાંઇ પણ સમજણ પડતી નથી.

તે ભેદનો ભરમ જાણવાની મોસમ આવેછે " પેલીએ કહયું" પણ ત્યારે તું શું તારા વીચારો બીલકુલ ફેરવતોજ નથી.

નહી "કેનેથે ફરીથી કહયું". હુ વીચાર કરી ચુકોછું. સાંજ પડવા આવી છે, અને હવે મારે સ્તરલીંગ કેસલ તરફ જવું જોઇએ.

એમજ જયારેછે " પેલીએ કહયું" તો મારી સલાહ પરમાણે ચાલ. એ જોખમ ભરી હીમતમાં તું ફાવે એવી મારી તુને દુઆછે. શું કરવું તે હું તુને કહુંછું.

કેનેથના હુકમને માન આપી જયાફરે અને મારમર એદીનબરગ તરફ પોતાના મીલાપનું ઠેકાણું મુકરર કરી નીકલી ગયા અને પેલી દાકણ કેનેથને સ્તરલીંગ કેસલ તરફ લઇ ચાલી.

સાંભલ બહાદુર જવાંન " પેલીએ વાત આગલ ચલાવી" પહેલાં તારે શું કરવું તે હું તુને કહુંછુ. દનબારને બચાવવાની તારી હીંમત ગમે એવી જોખમ ભરી છે, પણ તારા નસીબનું ચકકર તારા ઉપર સુલટું ફરવાથી તું બેશક ફાવશે એમ મને લાગેછે. આ સામેના કંગાલ મકાનમાં દનબારને ગરદન મારનાર જલ્લાદ રહેછે. કોઇબી રીતે એને સમજાવી એની જગા ઉપર જો તું આજ રાતના દનબારની ગરદન મારવા છુપા લીબાસમાં જાય તો બેશક તારી ઉમેદ બર આવે.

તારી મતલબ અને હીકમત હું તમાંમ સમજી ચુકો "કેનેથ ખુશી થાઇ બોલ્યો" પાસેના તબેલામાંથી બે મજબુત બાંધાના ઘોડા હું મેલવી, આ જગાથી થોડે દુર પેલાં બુલંદ ઝાડની સાથે બાંધી જાઉં છું, તેની તું મહેરબાની કરી જરા તપાસ રાખજે. બાકીનુ કાંમ તું મારી ઉપર સોંપ.

કેનેથનો આવો વીચાર અને હીમત જોઇ પેલી દાકણ તેની ઉપર આફરીન કરવા લાગી. તેને બે ઘોડા પડોસના તબેલામાંથી મેલવી જંગલમાં તૈયાર કરી રાખ્યા અને હવે તે પોતાની હીકમતનો છેલ્લો ભાગ બજાવવા ચાલીઓ.

અમીર દનબાર કોણછે તે વીશે વાંચનારને કાંઇ જણાવવાનું કારણ નથી.એટલુંજ તેને વીશે જાણેલુ બસ થશે કે રાજપરધાનોમાંનો તે એક પરધાંન હતો, અને અમીર ગલેનગીલનો તે ઘણોજ માનીતો અને અતલગનો દોસત હતો. કેનેથને તે અસલથીજ ચહાતો હતો અને તેથી કેનેથનો તેની ઉપર બેહદ ચહા હતો. કાંઇએક ચોકસ બનાવ બનવાથી રાજપરધાંનોએ એકમતે અમીર દનબારને ગરદન મારવાનો હુકમ કીધો હતો. એટલો ખુલાશો અમીર દનબાર વીશે પુરતો સમજી આપણી વારતાને આગલ ચલાવીએ.

સમો મધરાતનો હતો, અને અમીર દનબારને ગરદન મારવાની સરવે તઇયારીઓ સમપુરણ થાઇ હતી. દનબારને માચરા ઉપર ઉભો કરવામાં આવ્યો, અને રાજપરધાનોનો હુકમ ધરમગુરૂએ તેને સઉની હજુર વાંચી સંભલાવીઓ.

દંનબાર પોતાની કજાને સરણ થવા ગુપચુપ ઉભો રહેયો. પણ હવે ખોટી સાની? ખોટી ફકત જલ્લાદની હતી. પણ જલાદ કહાંછે.? અરધો કલાક થાઇ ગયો, તોપણ જલ્લાદ મલે નહી. હવે કરવું કેમ? અમીર દંનબારને જેબી ઘણી ગરદન મારે તેને એક મોટું ઇનામ આપવા રાજપરધાનોએ આગમજથી જાહેર કીધેલું હોવા છતાં કોઇબી શખ્સ દનબારની ગરદન મારવા બહાર આયું નહીં તેથી હવે સરવે વીચારમાં પડીઆ. સરવે કોઇ વીચારમાં હતા તેવામાં લોકોના ટોલાં વચેથી એક લામબા જભામાં વીટલાએલો શખસ પોતાના હાતમાં એક ચલકતો કોહાડો લઇ બહાર ધસી આવ્યો. તેને પોતાનો ચહેરો કાલા બુરખામાં ઢાંકેલો હતો તેથી તે શખ્સ કોણ હતો તે કોઇ પીછાંની શકીયું નહીં. તે ધીમે કદમે સુલીની જગા તરફ જઇ સરકારી અમલદાર આગલ બોલવા લાગો "આ જરની મોટી લાલચ જે રાજ પરધાંનોએ અમીર દંનબારની ગરદન મારવા વીશે જાહેર કીધીછે તેથી હું અતરે હાજર થયો નથી. પણ મારો વીચાર અમીર દંનબાર ઉપર વેર લેવાનોછે. એની ગરદન મારવા જો કોઇ તઇઆર નહીં હોય તો હું એક સરતે એ કાંમ બજાવવા કબુલ થાઉ છું.

આવી રીતના સખુનો અમલદારે સાંભલી જવાબ દીધો "તારી સરત શું છે."

હું કહેવા તઇઆર છુ. "પેલો નીકાબદાર બોલીઓ" અમીર દંનબાર મને ઓલખે છે, અને આ ભેગી મલેલી ખલકત મને સારી રવેસે પીછાને છે, તેથી આવું રીચ અને હલકું કામ તેમની સનમુખ કરવા હું ચાહાતો નથી, અને તેથી મારી સનત એ છે કે અમીર દનબારને હું મારો ચહેરો છુપાવી ગરદન મારૂં.

એમ કીધાથી અમીર દનબાર મરતી વખતે મને પીછાનસે નહીં, અને તેથી મારૂં આગલું વેર હું આસાનીથી તેની ઉપર લઇ શકસ. વલી સરવે જણ દનબારને ચાહે છે, તેથી જો તેઓ મારો ચહેરો જોએ તો મને પીછાને, અને તેથી તેઓ મારા દુશમન થાય. મારી ઇજત અને હોરમતને બતો લાગે, અને મારૂં નાંમ એક જલ્લાદમાં ખપે.

આ વાજબી અને ના નહીં પાડી શકાય એવી દલીલોથી આ નીકાબદાર જલ્લાદની સરત કબુલ રહી, અને અમીર દનબારને જબે કરવા આ નીકાબદારને સરકારી અમલદારે ફરમાવીયું. આ નીકાબદાર જલ્લાદ પોતાનો તેજ કોહાડો લઇ દનબાર પાસે જઇ ઉભો, અને દનબાર તેને જોઇ બોલીઓ "નીકાબદાર, તેં હમણાં કહયું કે તુંને મારી ઉપર કાંઇ વેર લેવું છે, અને તેથી તું મારી ગરદન મારવા તારો ચહેરો છુપાવી આયો છે જો એ વાત ખરી હોય, અને તુ મારો દુશમન હોય તો મહેરબાંની કરી મારા કાનમાં તું તારૂ નામ કહે; હું તુંને સોગન ખાઇ કહું છું કે હું મરતી વખતે તારૂં નામ સાંભલીનેજ મરસ. મેં કોઇને દુખ દીધું હોય—કોઇનું બુરૂ કીધુ હોય—કોઇ મારો દુશમન હોય એવું મને બીલકુલ ખબર નથી. પણ હું અજબ થાઉંછું, કે તું કોણ મારો દુશમનછે જે આવી વખતે મારો ઉપર વેર લેવા નોકલીયો છે. જો તું મને તારૂં નાંમ કહેશે તો હું મરતી વખતે તારો મોટો ઉપકાર માંની મરસ. જો તું મને તારૂં નામ કહે તો હું તારી પાસ માફ માંગી મરસ.

તારે સાંભલ. મારૂં નામ સાંભલીને તુ મરવા તઇઆર થા. "પેલો નીકાબદાર દનબારના કાંનમાં ઘણેજ ધીમે અવાજે બોલીઓ." નામવર અમીર દનબાર, હું તારો દુશમન નહીં પણ દોસત છું. હુ તારી ગરદન મારવા નહીં પણ ગરદન બચાવવા આયોછુ. હું કેનેથ છું. મારા જભાની નીચે મારૂં બખતરછે. આ કોહાડો તું ઉઠાવ, અને મારી તલવાર મારી પાસછે. જીદગીને માટે છેલ્લી કોશેસ.

તુરતજ આંખના એક પલકારામાં પેલા નીકાબદારે પોતાના જભા નીચેથી એક તેજ શમશીર ખેંચી કહાડી. અમીર દનબાર કેનેથનું નામ સાંભલી અજબ થયો ખરો પણ તેને પોતાની અજાએબી તેજ વખતે દાબી દીધી અને તુરતજ પેલો તેજ કોહાડો પોતાના હાતમાં ઉઠાવી લોકોની ભીડ અને અમલદારોની ચોકી વચેથી તલવારના હાત ફેરવતા બંને જણ આસાનીથી નીકલી ગયા. આ બનાવ એટલોતો સફાઇ અને ઝડપથી બનીઓ કે અમલદારો સ્તબ્ધ થાઇ ગયા, અને લોકો આવો મામલો જોઇ દનબારને નહસાડવાને માટે ખામખા અમલદારોની આસપાસ ફરી વલી તેમને ઘેરી લીધા કે દનબાર અને તેનો બચાવનાર સલામત દુર નીકલી જાય. પણ તેટલાં દુરથી બુમ પડી, કે કેનેથ—કેનેથ—દનબારને બચાવનાર કેનેથ હતો. પેલો નીકાબદાર જલ્લાદ કેનેથ હતો.

કેનેથના ચહેરા પરથી પેલો બુરખો ગરબડમાં નીકલી જવાથી કોઇએ તેને પીછાનીઓ, અને દનબારના બહાદુર બચાવનારનું નામ જાહેર થયું.

દૂર તેઓએ સપાટા બંધ દોડવા માંડીયું, અને ખુદાની મહેરથી પેલા તઇયાર રાખેલા ઘોડાઓપર સવાર થાઇ સલામત આગલ નીકલી ગયા.

* * * * * * * *

રાજપરધાનોને આ ખબર પડતાંજ કેનેથ અને દનબારને પકડી લાવવાનું તેઓએ હુકમનામું જાહેર કીધું, અને જેબી શખસ તેમને મુવા યા જીવતા પકડી લાવે તેને મોટું ઇનામ આપવાની મનાદી ફેરવી.

અફસોસ ! ! ગરીબ બીચારો કેનેથ ! ! ! હજીતો એક આફતમાંથી બચતાં તેને વખત લાગો નથી તેટલાંજ આ બીજી નવી આફતે તેને ઘેરો લીધો. પણ હવે કેનેથને આ ઠેકાણે રાખી આપણ અમીર એલનડેલ તરફ જરા નજર કરીએ.

---

## પ્રકરણ ચોતરીસમું.

### ફરેબની જાલ.

અમીર એલનડેલ હાલ પોતાના એકસંપી રફીક ઇનદલ્ફ સાથ એદીનબરગ ખાતે કાંઇ નવો ફરેબ અને ફીતુર કરવા આવી પુગોછે. અમીર ગલેનગીલ તેનો હડહડતો દુશમન થાઇ લાગોછે એમ જયારે તેની ખાતરી થાઇ ત્યારે તે પોતાના બચાવમાં કોઇબી રીતે ફરેબથી ગલેનગીલ તથા માલકમ અને કેનેથને ફસાવવાની વેતરણ કરવા લાગો. એદીનબરગમાં આવતાંને વાર તેને એક નવી ખબર મલી, અને તે એ કે કેનેથને જેબી કોઇ મુવો યા જીવતો પકડી લાવે તેને મોટું ઇનામ આપવા રાજપરધાંનોએ જાહેર મનાદી ફેરવીછે. આ તકનો લાભ લઇ તેનાં ફરેબી મગજમાં ફીતુરનો કીડો ચવરી ઉઠીઓ, અને શું કરવું તે તેને તુરતજ નકકી કીધું.

આ નવો ફરેબ સરૂ કરવા તે રાજ પરધાંનોની મુલાકાતે ગયો. રાજપરધાનો સાથ તેને સારી ઓલખાંન હોવાથી તેને જોઇતી રીતનો ઘટતો આવકાર મલીઓ, અને અમીર એલનડેલે પોતાની ફરેબી વાત શરૂ કીધી.

અમીર એલનડેલ. "વડા પરધાંન બોલીઓ". તુને જોઇ હમો સરવે ખુશ છઇએ.

"હું પોતે ઘણા અગતના કામ સર તમો સરવેની મુલાકાતે આયોછુ." એલનડેલે તુરતજ વાત ચલાવી" વધુ દીબાચા વગર સાંભલો મહેરબાંનો, તમે સરવે સાહેબો જાણોછો કે હુ એક મોટી મીલકત અને દોલતનો માલેક છેઉ. એવા એક અમીરની નોકરીથી તમો રાજ પરધાંનોને કાંઇ ફાયદો થતો હોય, તો મારી નોકરી ચોકસ સરતે હુ તમો નામવરોને વેચવા તઇયાર છું. તે સાથ મારા પડોસી અમીર મેકઆલપીનો

જેમની હીમત અને દોલતની જાબજા તારીફ થાઇ રહીછે, અને જેમનાં નામથી અને હીમતથી પહાડી દેશના સરવે અમીરો ધ્રુજેછે, તે પણ પોતાની નોકરી મારી નોકરી સાથ તમોને આપવા માંગેછે.

ખચીત "બીજો પરધાંન બોલીઓ" એ બંને અમીરોની નોકરી રાજપરધાંનો-ને ઘણીજ કીમતી થાઇ પડશે. પણ અમીર તારી સરત શું છે તે કેમ કહેતા નથી?

મારી સરતની વાત ઉપર હું હવે આવું છુ. "એલનડેલ બોલીઓ" સાંભલો પરધાંનો, આજ થોડા દીવસની વાત ઉપર એલનડેલ કેસલમાં ગલેનગીલના બેટા માલકમના ગુમ થવાથી જવાન કેનેથના બાબમાં મેં અને મારા નોકર વીનટને જે જબાંની વડી અદાલતના ન્યાયધીસ હજુર આપી હતી તે ખોટી પડવાના સમાચાર તમો સાહેબોને મલીયા હશે. ?

હા. ત્યાંના અમલદારે એ બાબદ ખબર મોકલીછે ખરી. "એક પરધાંન બો-લીયો" પણ હજી તે ઉપર કાંઇ ખાસ વીચાર હમોએ કીધો નથી.

તેમજ "એલનડેલે પાછુ બોલવા માંડીયુ." મેકઆલપીનોએ કાંઇ ચોકસ કા-રણ સર માલકમને કેદ કરી રાખ્યો હતો, અને મેં તેઓને ગલેનગીલની બેટી ઇવ-લીનના બાબમાં એક લખત કરી આપ્યું હતું, તેથી તેઓ બંને જન હમો બંને જન ઉપર ઇનસાફની રૂએ કામ ચલાવવા માંગેછે. હવે એ તોહમતોમાંથી કોઇબી રીતે રા-જપરધાંનો મને તથા મારા એકસંપી મીત્ર અમીર મેકઆલપીનોને મોકલા કરે, અને ગલેનગીલ અને માલકમ તથા કેનેથને હમો ઉપર કાંમ ચલાવવાનો હુકમ નહી આપે, તો હમો હમારી સરવે દોલત અને મીલકત તન અને મન રાજપરધાંનોની નોકરીમાં આપવા તઇયાર છઇએ.

ખચીત "એક પરધાન બોલીઓ" અમીર મેકઆલપીનો અને એલનડેલની મદદ આપણને ઘણીજ કીમતી થઇ પડે ખરી.

તે સાથ "એલનડેલે આગલ ચલાવીયું" અમીર ગલેનગીલ અને માલકમને કેદ કરવા માટે મને આજને આજ રાજની મોહોર સાથનો પરવાનો તમોએ આપ-વો. હું તેમને કેદ કરી તમો હજુર લાવી ઉભા કરૂં. કેનેથને માટે પરવાનાની કાંઇ ગરજ નથી, સબબ તમો નામવરે પોતે તેને ગરદન મારવાનું હુકમનામું જાહેર કીધુ છે, તેથી તેની સોધમાં હું મારા આદમીઓને દોડાવીશ.

"કેનેથને જેબી પકડી લાવે તેને ઇનામ મલશે, અને હમો તે જવાનને ગરદ-ન મારશું. સબબ તે રાજપરધાંનોના એક દુશમનને સુલી પરથી બચાવી લઇ ગયો છે" બીજો પરધાન બોલીઓ. "પણ અમીર એલનડેલ તુ ગલેનગીલ અને માલકમ ને શું વાંકમાં લાવી કેદ કરવા માંગેછે."

બલવાખોર. શું તે બલવાખોર નથી. ? "એલનડેલ બોલીઓ." શું તેને ત-મો રાજ પરધાંનો ઉપર શકની નજર દેખાડી નથી. ? શું તેને નવું પરધાંન મંડલ ગોઠવવાની કોસીસ કીધી નથી ? તેને શું તમો રાજ પરધાંનોની દરેક નેમની વીરૂધ

લોકોને ઉસકેરી’યા નથી ? એ તેના વાંકો શું તેને પકડી કેદ કરવા પુરતા નથી? જે-વો તે, તેવો તેનો બેટો. બાપના વાંકમાં બેટો પણ સામેલ કહેવાય. જ્યારે તમો રાજ-પરધાંનોજ થયા તારે ડરોછો શુ કરવા. તમારાં કામો ઉપર કોણ મુનાચરાં કરનાર-છે, અને ઘડી ભર કરેબી તો તેની દરકાર શુ.? પરધાંન મંડલને પુછનાર કોણછે?

પણ તે પોતાના જુના વાંકોને ખાતર દેશનીકાલ થાઇ ચુકોછે. “વડા પરધાંને જવાબ દીધો.” પણ બીજા કીયા નવા વાંકો તું તેની ઉપર લાગુ પાડછે?

જે તેના જુના વાંકો હતા તેજ. “એલનડેલ બોલ્યો” તેની દેશનીકાલ હાલતમાં પણ તે તેવાંજ ફીતુર કરેછે. તેના દસતાવેજો—

“હમો સમજ્યા “વડા પરધાંને બીજાઓના વીચાર સાથ એકમત થાઇ કહયું” તુ શું કરવા માંગેછે તે હમો સમજ્યા.

પણ જરા સબર “એલનડેલે કહયુ” અગરજો ગલેનગીલ અને માલકંમ તથા કેનેથને હું પકડી લાવું, અને તમને જો રુલીની સજા થાયતો ગલેનગીલની બેટી ઇવલીનને તમો નામવરોએ મારે સવાધીન કરવી.

કબુલછે. “વડો પરધાંન બોલીઓ”, અને તેના બદલામાં અમીર એલનડેલ તારી અને અમીર ઇનદલ્ફ અને એથની દોલત માલ મીલકત અને બીજી સરવે રીત ની મદદ રાજપરધાંનોને અગતણી વખતે મલવી જોઇયે.

રાજ પરધાનોએ અમીર એલનડેલ સાથ અરસપરસ સરતો કબુલ કીધી તથા ગલેનગીલ અને માલકમને કેદ કરવાનો પરવાનો રાજાની મોહર કરી તેઓએ એલ-નડેલને સવાધીન કીધો.



## પ્રકરણ પાંતરીસમું.

### રૂકાનુ ચોરાવું—એકજ ફટકો

દનબારને બચાવી બાપનો બહાદુર મુસાફર એદીનબરગ આવી પુગો. તેને ગીલબરત નાંમનાં પોતાના એક પુરાંના રફીકને ત્યાં ઉતારો કીધો કે જ્યાં મારમર અને જયાફરે આગમજથી કરેલી ગોઠવણ પરમાણે ઉતરીઆ હતા.

મારમર અને ગીલબર્ત કેનેથને મોહોડેથી દનબારના બચાવની વાત સાં-ભલી કેનેથની હીમત ઉપર આફરીન કરવા લાગા તેવામાં જયાફરે દાખલ થયો.

જયાફરે—ઠીક થયુ કે હુ આજે બહાર ફરવા ગયો. કેનેથ આપણ સરવેને માટે હુ બુરા સમાચાર લઇ આયો છુ.

કેનેથ—બોલ, બોલ જલદી બોલ. જેબી હોયતે જલદી કહે. સારી ખબરની તો આપણ આસા રાખતાજ નથી, પણ બુરી ખબર કઇ કીસમની છે તેટલુજ જણવુ છે.

જયાફ્રે—ઇનદહ્ફ અને એલનડેલને મે છુપા લીબાસમા એદીનબરગમા આવેલા દુરથી જોયા. રાજ પરધાનોની સભામાથી પાછો ફરતાં મે એલનડેલને જોયો. હુ તુરતજ પાછો ફરતો હતો પણ ઇનદહ્ફે મને પીછાનીઓ. બહુજ બુરૂ થયુ. આપણ સરવેના જીવ ખાસતીમા છે. કાંઇબી ઉપાય કરવો જોઇએ.

કેનેથ—તેનો કાઇ ફીકર નથી. ગીલબર્ત મને એક કાગજ અને કલમ આપ. એલનડેલ અને ઇનદહ્ફના અતરે આવવાની ખબર ગલેનગીલને કરવી જોઇએ. સબબ પરધાંનો સાથ કાઇપણ મસલત કરવાના ઇરાદાથીજ તેઓ હી યાં આવા હશે. જયારે જયાફ્રેપર ઇનદહ્ફની નજર પડી ત્યારે જરૂર મારા વીશે પણ તેને શક ગયો હશે.

ગીલબર્તે તુરતજ કાગજ અને કલમ કેનેથને આપ્યુ અને કેનેથે અમીર ગલેનગીલપર એક કાગજ લખી જયાફ્રેને સવાધીન કરી બનતી ઉતાવલથી લીન-ડક્રે કેસલ તરફ જઇ અમીર ગલેનગીલને આપવા તાકીદ કીધી. જયાફ્રેએ પોતાના અતી વહાલા મીત્ર કેનેથના કહેવા પરમાણે તુરતજ ઘોડેસવાર થાઇ ગલેનગીલને પેગાંમ પોહોચાડવા લીનડક્રે કેસલ તરફનો રસતો લીધો.

પવનની ઝડપથી સની સાંજને વખતે સાતને સુમારે જવાન જયાફ્રેએ પોતાની મુસાફરી સરૂ કીધી. વસતીથી ભરપુર એદીનબરગ શાહેરની બુલંદ ઇમારતોને પોતાની પાછલ મુકી સરહદપર તે જઇ પુગો, અને હવે એકાંત જગલની ગીચ ઝાડીમાંથી જોશ બંધ પોતાના ઘોડાને દોડાવવાં લાગો. પણ તેવામા પીઠ પાછલથી તેના માંથા ઉપર કોઇએ એક જબરો લાકડીનો ફટકો મારીઓ, અને તેજ વખતે જયાફ્રે ચકકર ખાઇ પોતાના ઘોડાની પીઠ પરથી જમીપર પટકાઇ પડી, બેહોશ થયો. તેને બેહોશ થયાને ઘણો વખત થયો નહી તેટલાં એક ઉંચા કદનો શખ્સ પડોસની ઝાડીમાથી નીકલી આયો અને તેના દગલાના ગજવાંમાંથી એક કાગજ કહાડી શાહેર તરફ નીકલી ગયો.

---

## પ્રકરણ છતરીસમું.

### સેઠ અને વાંનોતર.

ખરેખર જયાફ્રેના કહેવા પરમાંણે અમીર એલનડેલ અને ઇનદહ્ફ છુપા-લીબાસમા એદીનબરગ ખાતે આવેલા હતા. પોતાના આવવાની ખબર કોઇને પડે નહી તે સબબથી અમીર એલનડેલે પોતાના મકાંનમા ઉતારો લીધો હતો નહી, પણ એક જુદેજ ઠકાણે એદીનબરગમાં ભાડેના મકાનમા તેઓ બનેજંને પોતાનુ ઠેકાંન કીધુ હતુ. તે મકાંનમાં તે હાલ વીચારમાં એખલો બેઠો હતો તેવામાં તેનો નોકર વીનટન એલનડેલ કેસલથી તેને મલવા આયો. વીનટનને એટલી લાંમબી મજલ કાપી એદીનબરગ તેનો પાસે આવવાની શુ મતલબ હશે તે એકા_એક તે સમજ્યો નહી અને તેથી તેને પોતાની પાસે બેસાડી વાત ચીત કરવા માંડી.

એલનડેલ—કેમ વીનટન, જલદી કહે તું શું ખબર એલનડેલથી લાયો છે.

વીનટન—એક ખબર ઘણીજ ખુશ છે. પેલી ઓરત—પેલી ડાકણ.

એલનડેલ—હું સમજ્યો. તેનું નામ ના બોલ. કોઇ સાંભળસે તો આપનો સરવે ભરમ ફુટી જશે. બોલ તેનું શું થયું?

વીનટન—તે આપરા હાતમાં આવી છે. હું તમો નામવર આગલ આવવા જે દહાડે નીકલીઓ તેજ દીવસે તે મને જંગલમાં ભટકતી મલી. તેજ વખતે મેં તેણીને પકડી કેદ કીધી. હાલ તે એલનડેલ કેસલના ઉંડા ગારમાં કેદ છે. મેં હવે તેને પીછાની છે. તે તેજ છે, કે જેનું નામ આપનને બેહોશ કરવા બસ છે. પણ સાહેબ પેલો આકાર પેલો સીદ્ધા આકાર—

એલનડેલ—ગુપચુપ તું જાણતો નથી આપણ કયાં છઇએ તે?

વીનટન—હા હું જાણું છું નામવર અમીર. તે ઓરતને બંદીખાનામાં કેદ કરી હું તું નાંમવર પાસ આયો છું. હવે તેનું શું કરવું તે તું નામવરના હાતમાં છે.

એલનડેલ—તેં મોટી ભુલ કીધી. તું શું જાણતો નહી હતો કે તે કેવી જોખમ ભરી ઓરત છે. આટલે વરસે તે કયાથી નીકલી આવી તેની મને કાંઇ સમજન પડતી નથી. દર વખતે આપણને ધમકીના સખુનોથી તે ગભરાવતી હતી. જો તે આપરો ભરમ ખુલો કરે તો બેશક આપરૂ સત્યાનાશ થાય. તું જો તેને મારી નાખીને આયો હતે તો મને નીરાંત થતે. તે બદમાસના હાતમાં આપની જીંદગીની દોરી છે તે શું તું જાણતો નહી હતો? પણ ખામોશ. હવે તે આપરા હાતમાજ છે વીનટન ખુશી થા કે આપરૂ કામ સુધરીયું છે. હવે આપનને ઘનીજ થોડી ધાસતી છે. મેં અને ઇનદલ્ફે આ મકાનમાં છુપો ઉતારો લીધો છે. પેલા ચંડાલોને પકડી લાવવાનું હુકમનામું મેં પરધાનો પાસથી મેલવીયું છે. ઇનદલ્ફે કેનેથનું રહેવાનું મકાન ગઇ કાલેજ રાતના સોધી કહાડીયું છે. આવતી કાલે તેને એકાએક પકડી કેદ કરશું અને પછી લીનડફે કેસલ તરફ મેકઆલપીનોના લસકર સાથ જઇ માલકમ અને ગલેનગીલને પકડી રાજ પરધાંનોને સવાધીન કરશું.

વીનટન—પણ કયા વાંકને માટે તેમને પકડવાનું હુકમનામું છે?

એલનડેલ—ફીતુરના વાંકને માટે. રાજ પરધાનોનાં કામ ઉપર ચુંનોચરાં કરવાના વાંકને માટે. ઇનદલ્ફ, ગલેનગીલને નામના ખોટા દસતાવેજ બનાવી રાજ પરધાંનોના હાતમાં આપશે, અને તેથી તેની ઉપર—

નામવર સરદાર "વીનટને કહેયું" હું સમજ્યો. ખોટા દસતાવેજોથી તેમને ફસાવવા. પણ શું અમીર ઇનદલ્ફ આવું જોખમ ભરેલું કામ કરવા રાજી છે?

હા. પણ તેની એ સરવે ઉલટ ઇવલીનને સારૂ છે. મેકઆલપીન મને મુરખ સમજે છે. "એલનડેલે કહેયું" મેં તેને ઇવલીનને આપવાનો કોલ આપ્યો છે

અને તે કોલ તે ખરો સમજે છે. પણ બીનટન એમ કદીભોળાનાર નથી. આટલી બધી જહેમત ખેચી મેલવેલુ ગોહર હું શુ તેને હાત જવા દેવસ? નહી, કદી પણ નહીં.

પણ તેવામાં દરવાજામાં ધસારાબંધ હરખ ભરીએ ચહેરે ઇનદલ્ફ દાખલ થયો, અને તુરતજ એલનડેલના આંગ ઉપર એક મોટા પરબીડામાં બીડેલું કાગજ ફેંકી તે બોલ્યો. "આ લે દોસત, વધારે મહેનત કરવાની જરૂર નથી. આ રહયાં ગલેનગીલના કાગળો."

એલનડેલ—ખરેખર ! એ કેમ તુંને મલીઆં દોસત ?

ઇનદલ્ફ—જયાકરે પાસથી. એ કાગજ લઇ તે લીનડઝે કેસલ તરફ જતો હતો આજ સાંજથી હું તેના ઘેરની આસપાસ ભમતો હતો, તેવામાં સમીસાંજે તને એક રૂકો લઇ ઘોડેસવાર થઇ શહેરની બાહર જતો જોઇ મને શક પડીઓ. મેં તેની પુઠ પકડી, અને સરહદ બહાર જતાંજ પીઠ પાછલથી મેં તેને એક ફટકો લાકડીનો મારોયો. બેહોશ થાઇ તેજ વખત તે જમીનપર પડીઓ, અને આ રૂકો તેજ વખતે મેં છીનવી લીધો.

વાંચનારે જાણી લીધું હશે કે જયાકરેને પાછલથી લાકડીનો જરખ મારી બેહોશ કરી કાગજ લઇ જનાર આ લુચ્ચો લુટારો ઇનદલ્ફ પોતે હતો ઇનદલ્ફે આપેલું કાગજ ગલેનગીલે તુરતજ ઉખેરીયું અને ખુશીથી પુકારી ઉઠીઓ. "ખચીત આપરી મતલબ બર આવીછે. જેવું જોઇએ તેવુંજ લખાંણ એમાં લખેલું છે." એ લખે છે કે—

> વગર ઢંગ અને રંગના રાજ પરધાંનો, લુટારા અને ચોરોનો પેશો કરનાર—નીચ હલકા અને સોખંડના જેવા ભારી અને ગજબનાક હાતથી રાજની ખુવારી કરનાર—

"બસબસ" ઇનદલ્ફ બોલી ઉઠીઓ. "ઘણું થયું. રાજપરધાનોને આટલું અપમાન તેઓના જીવ લેવા માટે ઘણું થયું. જે સજા આ કાગજના લખનારને થાય, તેજ બલકે તેથીબી વધારે સજા જેની ઉપર તેને લખીયું હોય તેનેબી થવી જોઇયે."

"પણ સબર" એલનડેલ બોલીઓ "બીજું શું લખેછે." સેતાનની ખસલતનો એલનડેલ એઢીનબરગ ખાતે છુપા લીબાસમાં આવેલોછ" ત્યારે મારા આવવાની ખબર તેને પડીછે. ઇનદલ્ફ આપણને હવે વખત ખોવો નહી જોઇએ. આ રૂકાના ગુમ થવાની ખબર પડતાંજ તેઓ નહાસી જશે. તું સરદારોને તઇઆર કરી કેનેથના મકાન તરફ જઇ તેને ઘેરો ઘાલ. હજી તે ત્યાંજ હશે. તેટલાં હું જઇ પરધાંનાને મલી તુરતજ તુંને આવી મલું છુ. જલદી કર નહીં તો શીકાર હાતથી જશે.

---

## પ્રકરણ સાડતીસમું.

### પીંજરામાથી ઊડેલાં પક્ષીઓ—અરધા કલાકનો ફેર.

કેનેથ મારમર અને ગીલબર્ત પોતાની વાતચીતમાં મશગુલ હતા તેવામાં જ-

યાકુરે એકાએક ઘસારાબંધ લુટાયલા હાલે દાખલ થયો. જયાકુરેને આવી હાલતમાં જોતાંજ કેનેથ અને મારમરે પુરી આગાહી વરતી, અને જયાકુરે રડમેસ થાઇ બોલી-યો "દરવાજા બંધ કરો. બસ થાઇ ચુકું. હું મુવો!—હું મુવો!!

"ખુદા ખાતર જલદી બોલ? મારમર બોલ્યો "જેબી હોય તે જલદી કહી દે. ?

"કાગજ ગયું—મને લુટીયો—" જયાકુરે બોલ્યો "મારી મને દરકાર નથી-પણ કાગજની દરકાર મને વધારે હતી. શુકર યજદાનના કે હું જલદી હુશીઆર થયો અને તેથી વખતસર તમુને ખબર મલી. ખુલંદ આપણા નસીબ કે તેને મને ઠાર કીધો નહીં.

"પણ લુટારો કોણ હતો" કેનેથે પુછીયું "તેં શું તેને પીછાંણીયો નહીં?"

"બીલકુલ નહીં" જયાકુરેએ જવાબ દીધો "તેને મને પાછલથી જખમ મારી-ઓ અને હું બેહોશ થાઇ પડીયો. હુશીઆરીમાં આવતાંજ મને માલમ પડીયું કે તે કાગજ લઇ નહાસી ગયો હતો. પણ હું ધારૂછ કે એ કાંમ ઇનદલ્ક ઇયા એલનડે-લનું હોવું જોઇએ.

"બનવાનું જે હતું તે બનીયું." કેનેથ ધીરજથી બોલીઓ. "તમો સરવે ધ્યાંન રાખો કે હવે એક પલ પણ આપણને ખોવી નહીં જોઇએ. બેશક તે કાગજ દુશમ-નોનાજ હાતમાં ગયું છે, અને તેથી આપણને હવે તેઓ જરૂર પકડી કેદ કરશે. એક પલ પણ હવે ધીલ કરવા વગર સરવે જણે નહાસવું જોઇએ. આફતમાં તો ફકત હુજ ફસવાનો છું, વાસતે હું એખલો નહાસી એ ખબર ગલેનગીલને પોહોચાડું. જો એ ખબર તેને વખતસર નહીં મલશે તો બેશક એલનડેલ તેમને પકડી કેદ કરશે. મા-રમર તું એ હઇયાંજ રહેવું. ગીલબર્ત અને જયાકુરે તમો બંને જણ સાથે નહાસો. આપણ સરવેનો મીલાપ લીનડકે કેસલમાં થાશે."

આંખના પલકારામાં તેઓએ સરવે રીતની ગોઠવણ કરી લીધી. કેનેથે એખલું-જ નહાસવાનું પસંદ કીધું. ગીલબર્ત અને જયાકુરે બંને જણે જુદો રસતો લીધો, અને બુઢ્ઢો રોગ મારમર ગીલબર્તના ઘરમાંજ રહેયો.

શીકારોને નહાસવાને અરધો કલાક નહીં થયો તેટલાં ઇનદલ્કે આવી ગીલબ-ર્તના ઘેર ઉપર ઘેરો નાંખીઓ. થોડી વારમાં એલનડેલ સરકારી અમલદારો સાથ આવી પુગો અને જબરીથી ગીલબર્તના ઘરના દરવાજા ઉઘડાવીઆ. તે ઘણોજ હર-ખમાં હતો, સબબ તે એક નહીં પણ વધારે શીકારોને પકડાવવા ધારતો હતો. પણ ઘરમાં દાખલ થતાંજ, અને સોધ કરતાંજ માલમ પડીયું કે સરવે જણ મારમર સી-વાય નહાસી ગયાં હતાં. તને કીધેલી દોડધાંમ બહુ અધુરી હતી, સબબ પારધીએ જયારે જાલ નાખી હતી ત્યારે પંખીઓ તો ઉડી ગયાં હતાં.

# પ્રકરણ આડતરીસમુ.

## ચંડાલ ચોકડી—એક જબરો તડાકો.

નહાસ! નહાસ!! અને નહાસ!!!

કોઇ અભાગ ચોઘડીએ જનમ લઇ પેદા પડેલા કેનેથને ધરતી ધાર આપતીજ નથી. દુખ અને આફતના પાહાડો ઉપર તે બહાદુરીથી ચહડે છે, પણ હજી તે પાહાડના સીખરપર જઇ પુગતો નથી. દનબારને બચાવી એડીનબરગમા આયો તો ત્યાંથી પણ તેને નહાસવું પડીયું. હવે તે કહાં જાય? તેને લીનડકે કેસલનો રસતો લીધો.

વાંચનાર જાણે છે કે સમો રાતનોજ છે. જયારે સુમારે રાતના આંઠને અમલે ઇનેદલ્ફને હાતે લુટાયો, અને જેવો તે હુશીઆર થયો તેવોજ તે કેનેથને જઇ મલીઓ, અને પેલી તરફ કેનેથને પકડવા માટે જે ધરપકડ થાઇ તે પણ રાતનેજ સમે હતી.

તે છેક દુર પવનની ઝડપથી નીકલી ગયો. રાતને સમે મધરાતે કયાં ઉતારો કરવો તેના તે વીચારમાં હતો, તેવામાં એક ભાગી પડેલી પુરાંની ઇમારત આગલતે આવી પુગો તપાસીને નજર કરતાં તે ઇમારતની બાજુએ તેને એક ઝાંખી બતીના ઉજાસ વચચે બે ઉંચા કદના જવાંનોને બેઠલા દીઠા. દોસત યા દુશમન કોઇબી હોય પણ એકાએક તેઓ પાસ જવું સલામત નથી, તેથી પોતાના ઘોડાને દુર એક ઝાડ સાથે બાંધી તે ઘણી ધીમી ચાલે તેમની પાછલની દીવાલ આગલ પડેલા પથરાના ઢગલાની કદણમાં જઇ છુપાઇ બેસી તેમની વાત સાંભલવા લાગો.

"દોસત દેવન" પેલો પહેલો બોલ્યો "તારે દલગીર થવાની કાંઇ જરૂર નથી. અમીર એલનડેલ મને જોતાંવારજ મારી મતલબ સમજી મને જરથી નેહાલ કરશે. ખરૂ કહું છું તે આપરો ઘણોજ ઉપકારી છે. કારણ કે જે જોખમ ભરીયું કાંમ તેને સારૂં આપરે આજ તેવીસ વરસની વાત ઉપર કીધું હતું તે—

હું જાણું છું એશમ. "દેવન બોલ્યો" આએ વખતે અમીર એલનડેલને મલી આપણ કાંઇ એવી ગોઠવણ કરીએ કે વરસ દહાડે કાંઇ ચોકસ વરસાંન આપણને મલે. તેને આપેલી સરવે રકમ આપરે ગમાવી દીધી છે. હવે બાકી કાંઇ રહયું નથી.

"મારોબી એજ વીચારછે" એશમ બોલ્યો "જો તે કાંઇ આનાકાની કરેતો—

"તો!" દેવને ડોલા ચહડાવી કહયું "શુ તેનો ભેદ આપરા હાતમાં નથી. તેના કારભારી વીનટન, તે પણ આપરી સાથે તે કામમાં સાંમેલ હતો. અરે એક હરફ કહેતાંજ તે આપરી મતલબ.ખર લાવરી. તેને શુ તેની જીંદગી અને ઇજત પ્યારી નથી. પણ સબર! મેં કોઇના ઘોડાના પગલાં સાંભલીયાં".

"મેં પણ સાંભળીઆં" ગ્રેશમે જવાબ દીધો "કોઇ એજ તરફ આવેછે".

અને તેજ વખતે અમીર એલનડેલ ઇનદફ્ફ અને વીનટન પોતાના ઘોડાને બીજી તરફ ચરતા મુકી આ ભાગેલી ઇમારતમાં દાખલ થયા. તેમના અવાજ ઉપરથી કેનેથે તુરતજ પોતાના દુશમનોને પોછાંનાઆ, અને તુરતજ જો તે પકડાય તો જીંદગીનો અંત આવે ત્યાં સુધી પોતાના બચાવમાં લડવા માટે પોતાની તલવાર પર હાત નાંખી તઇઆર રહેયો.

"મબાદા આ ભાગેલી ઇમારતમાં તે અનધારી રાતના છુપાઇ બેઠો હશે." એલનડેલ બોલ્યો "ચાલો ત્યાં જઇને જોઇએ. ત્યાં કોઇ બે જણ તો બેઠલાછે!"

"કોણ આવી અનધારી રાતે આવી જગાપર સંપ કરતા હશે.?" વીનટને પુછીયું.

"ગમે તે હોય" ઇનદફ્ફે જવાબ દીધો "આગલ જઇ તલાશ કીધાથી માલંમ પડશે."

તેઓ ત્રણે જણ પોતાના ઘોડાને ઝાડ સાથ બાંધી ઇમારતમાં દાખલ થયાં. પણ શુ અજાએબી ? જેવી એલનડેલ અને વીનટનની નજર રેવન અને ગ્રેશમ પર પડી તેવાજ તેઓ કાંપવા લાગા. ઇનદફ્ફ આ દેખાવ રાતની સીહાઇ વચે જોવા પાંમીઓ નહીં. રેવન તેઓને જોતાંજ પીછાની તુરતજ બોલી ઉઠીયો. "ઓહો! કેવી અચાનક મુલાકાત! અમીર એલનડેલ, હમો તારીજ પાસ એલનડેલ કેસલ તરફ આવતા હતા".

"ઓહો!" એલનડેલને કાંઇ નવો ફરેબ ઇયાદ આવવાથી ધાડા અવાજે જવાબ દીધો. "પણ રફીકો, આટલે બધે વરસે કયાંથી તમો મલીઆ."

"તું નામવરે આપેલી તમામ રકમ ખરચમાં તણાઇ ગઇ" ગ્રેશમે બેધડક બોલવા માંડીયું. "તેથી હમો તારી પાસ પાછા આવતા હતા. અમીર, તું જાણેચ તો ખરો કે જયારે તુ કેરેડાકના નામથી ઓલખાતો હતો ત્યારે હમોએ તુને કેવા કામમાં મદદ——

"સમજયો, સમજયો!" વીનટન ધ્રુજવા લાગો, અને એલનડેલે વાત ઉડાવી કહયું. "પણ રફીકો, તમો ઘણેજ સારે વખતે મલી ગયા છો. તમારાં નસીબ બુલંદ છે. તમો જાણતા નહી હશો કે કેનેથને ગરદન મારવાનું હોકમનામું પરધાનોએ જાહેર કીધું છે, અને અમીર એલનડેલ તથા તેના બેટાને કીવુરના વાંક માટે પકડવાનું મને હુકમનામું મલી ચુકું છે."

"નહી નહી." ગ્રેશમે જવાબ દીધો. "હમો બીલકુલ જાણતા નથી."

"ત્યારે સાંભલો," એલનડેલે કહયું. "હું તમુને કાંઇ નવું કામ આપું છું. કેનેથને જેબી કોઇ પકડી લાવે તેને એક મોટું ઇનામ આપવા રાજ તરફથી જાહેર

થઇ ચુકું છે. હાલ હું તેનીજ સોધમાં ફરતો હતો પણ હવે કેનેથને પકડવાનું કામ હું તમુને સેંપું છું. તમો જો તેને પકડી લાવો તો રાજ તરફના ઇનામ સાથ મારી તરફનું એક ખાસ ઇનામ તમુને મલશે. જો તે તમારે હાથ આવે તો તેને સખતીથી કેદ કરી એલનડેલ કેસલમાં લઇ આવજો. હું તેજ તરફ અમીર ગસેનગીલ તથા તેના બેટા માલકમને પકડવા જાઉં છું.

પણ જરા સબર. આવી રીતની વાતચીતમાં આ ચંડાલ ચોકડીને આ ભાગેલી ઇમારતમાં પડતી મુકી આપના બહાદુર મુસાફર કેનેથ તરફ જરા નજર કરીએ.

ગસેનગીલ અને માલકમને પકડવાનું હુકમનામું રાજ તરફથી નીકલી ચુકું છે અને તે એલનડેલ પોતાની પાસે લઇ ફરે છે એવું જ્યારે કેનેથે સાંભલીયું, તર્વાજ એક અમુલીય તદબીર આવા ટંગ અને બારીક મામલામાં તેને સુઝ પડી. દેવાલ પાછલના પથરાના ઢગલાની કહણમાંથી તે ઘણેજ આસતે કદમે નીકલી એલનડેલ વીનટન અને ઇનદવર્ફ જયાં પોતાના ઘોડાઓ બાંધીયા હતા ત્યાં ગયો. ત્યાં જઇ કેનેથ અમીર એલનડેલનો ઘોડો છોડી સાંમી બાજુ આવેલાં ગીચ જંગલમાં ઘસડી લઇ ગયો, અને તેને ખુલી જગામાં ત્યાં ચરતો મુકી એક ગંજાવર ઝાડને ઓથે પોતે સંતાઇ બેઠો.

પેલી તરફ દેરન અને ગ્રરામને કેનેથને પકડવાનો ખાસ હુકમ આપી એલન-ડેલ પોતાના સાથીઓ સાથ પોતાના ઘોડા પાસ ગયો, પણ તેની અજાએબીનો શું પાર ? પોતાના ઘોડાને ગુમ થાએલો જોઇ તે રંજીદા થવા લાગો. હવે તે મુસાફરી કેમ કરે ? તેને એમ ધારીયું કે ઘોડો અકસમાતથી છુટી ગયો હશે, અને તેથી તે કોઇ બાજુ ચરતો ફરતો હશે. એમ ધારી તે પોતાના રફીકોને ઉભા રાખી ઘોડાની તલા-શમાં સામી બાજુ ગયો.

પોતાના ઘોડાનો પતો આખાદ તે જંગલમાં તેને મલીઓ. પોતાના ઘોડાને લઇ જેવો તે પાછો ફરવા જાય છે તેવોજ કોઇનો મજબુત હાથ પીઠ પાછલથી તેના મોહડાં ઉપર પડીઓ અને તુરતજ અમીર એલનડેલને ઉઠાવી કોઇએ જમીનપર પટકીઓ. કોણે પટકીયો ? આવી સીહા રાતને સમે પોતાને પટકનાર પોતાના દુશમન કેનેથને જોઇ તે અરધો બેહોશ થાઇ ગયો.

"એક હરફ પણ અગરજો તુ બોલશે," કેનથે ધીમે અવાજે કહયું. "તો એમજ જાણજે અમીર એલનડેલ કે આ તેજ ખંજર તારૂં કામ તેજ પલે તમામ કરશે.

"પણ તું શું કરવા માંગે છે, કેનેથ ?" એલનડેલે ધ્રુજતે અવાજે પુછીયું. "તારો શું મતલબ છે?"

"કહાં છે અમીર ગસેનગીલને પકડવાનું હોકમનામું ?" કેનેથે પુછીયું. "જલદી બોલ નહીંતો જબરીથી હું તે લઇ લેવસ."

કેનેથને મોહોડેથી આ સખુંનો સાંભલી એલનડલ બેહોશ થઈ ગયો, અને તુરતજ કેનેથે જબરીથી તેના દગલાના ગજવામાંથી એક કાગજ પરબીડામાં છુપાવેલું ખેંચી કહાડી, એક ઝાડ સાથ એલનડલને બાંધી ઉલટે રસતે પોતે નીકલી ગયો.

નીકલીને તે કયાં ગયો? તે પોતાના ઘોડાની તલાશમાં ગયો. તેને તુરતજ તે મલીઓ, અને તેજ વખતે તેને પોતાની મુસાફરી સરૂ કીધી.

એલનડલ ઘણે વખતે હોશમાં આવી, પોતાની આવી ખુરી હાલત જોઈ પોતાના મનમાં શરમાવા લાગો. તેણે પોતાને હાથે પોતાના બંધ છોડીઆ, અને લગભગ એક કલાક બાદ તે ઇનફલ્ફ અને વીનટનને પેલી ભાગેલી ઇમારતમાં જઈ મલીઓ, પણ જયારે તેને પોતાપર ગુજરેલી વાત પોતાના રફીકો આગલ બયાંન કીધી ત્યારે તેમની અજાએબીનો પાર રહયો નહી.

---

# પ્રકરણ ઓગણચાલીસમું.

## નીરાસ થએલો મુસાફર—ઉમેદના કોટનું તુટવું.

કેવી હરખ ભરી ખુશાલીથી આપના જવાન મુસાફર કેનેથનું દીલ ધપકતું હતું. ગલેનગીલને પકડવાનું એડનબરગનું સરકારી હુકમનામું કેનેથને મલવાથી તેને હવે પોતાના એક વખતના અતી વહાલા પાલનહારને બચાવવાનો અને તેને તેની હુશીઆરીમાં રાખવાનો વીચાર કીધો. બનતી ઝડપે લીનડઝે કેસલ તરફ જવામાં તે વધારે ખંતી થયો હતો, સબબ તેનું દીલ કોઇ જુદીજ રીતના ધપકારાથી ધપકી તેને બને તેમ ઝડપ કરવા ઉસકેરતું હતું. તે જેમ જેમ લીનડઝે કેસલની નજદીક જતો તેમ તેમ તેનું દીલ હરખ અને ખુશીથી ફાટ ફાટ થતું હતું. તે ખુશી પ્યારની હતી. તે પ્યાર તેની અતી વહાલી ઇવલીન તરફનો હતો. પોતે ફરીથી તેણીને એક નજર જુવે-પોતે ફરીથી તેણીની સાથ એક બે હરફો અદલ બદલ કરે અને તેના ખુલખુલી હલકમાંથી નીકલતા મધ કરતા વધારે મીઠા અને ગુલાબથી વધારે પમરાટ આપતા સખુનો સાંભલે—પોતે ફરીથી તેણીના રૂપેરી રંગના નાજુક અને નરમ હાત પોતાના હાતમાં દાબે એજ તેની મોટામાં મોટી ઉમેદ હતી. એવી ઉમેદનો તેને એક બુલંદ કોટ હવાની જમીનપર આસાના ટેકાઓ આપી મગજની કારીગરીથી ઉભો કીધો, પણ તે કેટલી મજબુતી ધરાવતો હતો—તેને મલેલા ટેકાઓ કેટલા નબલા હતા અને તેની હવાઇ જમીન કેટલી નરમ હતી તેનો આ આસાવંતા મુસાફર કેનેથને કાંઇ પણ ખ્યાલ હતો નહીં. પોતાના આવા એકએકથી સરસ પ્યાર અને મહોબતથી ભરીયા વીચારોમાં પોતાના તેજ ઘોડાને દપટાવતો સેવટે સમીસાંજને નમતે પોહોરે સુમારે તન વાગતાને અમલે લીનડઝે કેસલથી થોડે દુર ત્રીસ માઇલને તફાવતે આવી પુગો. રાત પડવાં તે ત્યાં જઈ પુગે તે આગમજ પોતે જરા આસાએસ લેવાના ઇસ-

હાથી ઘોડાને એક બુલંદ ઝાડ સાથ બાંધી તેના છાંયા હેઠલ બેસી આસપાસના જંગલી દેખાવો ઉપર નજર ફેંકવા લાગો. આવી રીતે ઝાડના છાંયા તલે બેસતાં તેના થાકેલા મગજ ઉપર નીંદે ગલબો કીધો, અને આ બહાદુર મુસાફર પોતાની મુસાફરી, પાછી સરૂ કરે તે આગમજ થાક અને સુખના સબબથી બેભાંન મીઠી ભર ઉંઘમાં પડીઓ.

માણસ ધારેછે શું અને ખુદા કરેછે શું. રાત પડતાં લીનડઝે કેસલમાં જઇ પોતાની અતી વહાલી ઇવલીન સાથ મલવાની ભર ઉમેદમાં તે હતો તેટલાં તેનો ઉભો કરેલો હવાઇ કોટ કોઇના કાલાં કરતુકથી ટુટી પડીઓ. આહા, જમ અને હોટ વચ્ચે પણ કેટલો તફાવત છો !

હા. નીંદ ! નીંદ ! ! માણસ જાતના દુશમન, મોતના નાપલા ભાઇ. પેલા જવાન મુસાફરને તેં કેવો ખુવાર કીધો.

નીંદની ખુમારીમાં પડતાં તેને વધારે વખત લાગો નહીં, તેટલાં તેના પગને કાંઇ લાગું. તેને તુરતજ કોર વાલી, અને તેજ વખતે તે ઝપકી ઉઠીઓ, અને પોતાના પગને મજબુત દોરડાંથી બાંધેલા દીઠા. તે ઉઠવાને બીલકુલ અશક્ત થયો, પણ તુરતજ તેને પોતાની પીઠ પાછલ ફરી નજર કીધી તો બે મજબુત શખસો તેને તેજ વખતે વલગી પડીઆ, અને આંખના પલકારામાં મજબુત દોરડાંથી તેના હાતો તેના બદન સાથ બાંધી લઇ તેને નાતવાંન અને લાચાર કરી નાખીઓ. કેનેથ પોતાનો આવો હાલ જોઇ નાસીપાસ થાઇ ગયો, અને હાથ મારી બોલીઓ "જુલમગારો— ખુનીઓ તમો ઇયાદ રાખજો કે આખર તમારો અંત ખુવારી સાથ આવશે."

કેનેથે પોતાના દુશમનોને જોતાંને વારજ પીછાનીઆ. તેઓ કોઇ નહીં પણ એલનડેલના ભેદુઓ ગરેશામ અને દેવન હતા, જેઓ એલનડેલ કેસલ તરફ જતા હતા, પણ રાહાના દરમીઆનમાં ઝાડ હેઠલ કેનેથને સુતેલો જોઇ પોતાની નીચ મતલબમાં ફાવવા અને ઇનામ મેલવવાની લાલચપર તેઓએ તેને દગાબરી રીતે કેદ કીધો હતો. કેનેથે આ બંને જનોને તે રાતના બરાબર જોયા હતા, અને એલનડેલ તથા તેમના વચ્ચેની તે રાતની વાતચીત ઉપરથી તેને એવું લાગયું કે અમીર એલનડેલનાં કોઇ આગલાં છુપાં પાપનો ભરમ આ બંને જનોના હાતમાંછે.

કેનેથને જબરીથી જકડી તેના ઘોડા ઉપર નાખીઓ અને હવે આ બે દગલબાજો આ બહાદુર જવાનને એલનડેલ કેસલ તરફ લઇ ચાલ્યા. અમીર એલનડેલ જે કેસલના ચોકમાં ફરતો હતો તે કેનેથને આવી સખતી વચ્ચે પાછો પોતાને હાત આવેલો જોઇ ઘણોજ હરખમાં આવી ગયો અને તેજ વખત પુકારીને કાંઇ બોલવા જતો હતો, પણ તેવામાં એક જબરા ધડાકા સાથ પેલા દીવાનખાનામાં ટાંગેલું પેલું ગજાવર બખતર જમીનપર એકાએક તુટી પડીઉં.

અમીર એલનડેલ આ નવો બનાવ બનેલો જોઇ દીલમાં કાંપવા લાગો, પણ મન ઠેકાણે રાખી બોલીઓ "કેમ નીચ નીમખહરામ ચોર, દુનીઆમાં તુ કેટલા જીવ

છઇ જવનારછે. એક વખત તું સુલી પરથી બચી ગયો, બીજી વખત ફંનખારને બચાવતાં બચી પણ ગયો, આવતી કાલે સહવારના તું કેમ બચેછે તે હું જોઉછું. સરદારો, પકડો આ ચંડાલને અને એના દગલાના ગજવામાંથી અમીર ગલેનગીલને પકડવાનું સરકારી હુકમનાંમું કહાડો. હું ધારૂછ કે તે એની પાસેજ હશે. વીનટન, જલદીથી કીલ્લાના કંગુરા ઉપર સુલીને ઉભી કરાવ, હું કસંમ લઇ કહુછું કે આવતી કાલે આ ચંડાલને તે સુલી ઉપર હું ચહડાવીશ વગર રહેનાર નથી."

"એલનડેલ" કેનેથ ધીમે અવાજે બોલીઓ. "તું જુલમગાર મારો હડહડતો દુશમન થાઇ લાગોછે, પણ તારો વખત હવે ભરાઇ ચુકોછે. તારા દહાડા હવે ગનાઇ ચુકેલા લાગેછે, અને તું જાણીને કાંપ, કે તારો અંજામ-તારૂં સેવટ-કદીપણ સારૂં આવનાર નથી. તું મારી ઉપર સખતી ગુજાર, પણ મારો સાહેબ તે સખતી ખમવાને માટે મને શક્તીવાન કરી ચુકોછે."

એલનડેલના સરદારોએ કેનેથના ગજવામાંથી ગલેનગીલને પકડવાનું સરકારી હુકમનામું ખેંચી કહાડી એલનડેલને આપીયું, અને તેજ વખતે એલનડેલે કેનેથને પોતાના કેસલના ઉંડા ગારમાં જંજીરથી જકડી કેદ કરવાનો હુકમ કીધો.



# પ્રકરણ ચાલીસમું.

## ઊંઘમાં ચાલનાર.

અફસોસ! નીરદોશ કેનેથ!! તેની ભર ઉમેદનો કેવો કવખતે ભંગ થયો. જ્યાં તે એક વખત માલકમના ખુનના વાંકને માટે પહરેજ પડેલો હતો, ત્યાં ફરીથી એકવાર પોતાના મોતને મલવા જંજીરથી જકડાઇ પડીયો.

આવતી કાલે સહવારના પોહોરમાં તેને સુલી ઉપર લટકાવી દેવાનો એલનડેલે વીચાર કીધો અને તેથી કીલ્લાના કંગુરા ઉપર સુલીને ઉભી કરવા માટે રાતોરાત વીનટને હુકમ પરમાણે આદમીઓને કાંમે લગાડી દીધાં. એલનડેલે ગરેશામ અને દે. વનને મોટાં ઇનામો આપી વલતે દીને રવાના કરવાની ગોઠવણ કીધી, અને આવતી કાલે અમીર ગલેનગીલ અને માલકમને પેલાં સરકારી હુકમનામાની રૂએ પકડી રાજને સવાધીન કરવાનો વીચાર કીધો.

વાંચનારના ધ્યાનને હવે જરા કેનેથના બંદીખાના તરફ ખેંચીએ છઇએ. આવી રીતે સખતીમાં ગીરફતાર થયા છતાં—આવી રીતે પોતાની જીંદગી જોખમમાં આવી પડવા છતાં અને આવતી કાલે સહવારના પોતાને સુલી ઉપર લટકવું પડશે એવું જાણવા છતાં કેનેથના દીલમાં કોઇ કુદરતી બખશેશથી ધીરજ એવી રીતે ઘર કરી બેઠી હતી કે, તે આવાં સીહા બંદીખાનામાં નીરાંતે પોતાના વીચારોમાં પડી રહેયો. આવા સીહા બંદીખાંનામાં કેનેથ તનહા પડેલો હતો તેવામાં તેને પોતાના

બંદીખાંનાંના ગારમાં ચોતરફ ફેરી ધેરાની હવામાંથી નીકળતી દીઠી. થોડી પળમાં તેને પોતાનાં બંદીખાંનાની ચારે બાજુની દેવાલને કાંચના જેવી સાફ અને નીરમલ પારદરશક બનેલી દીઠી. એ દીવાલમાંથી તે નવો તમાશો ફરીથી એકવાર અરધી રાતને સમે જોવા લાગો.

સરૂઆતમા તેને પોતાના બંદીખાનાની ડાબી બાજુની દેવાલ અંદરથી દુર નજર કરતાં એક સીહાગારમાં પેલી જંગલ માહેલી ડાકણને કેદ થએલી જોઇ તે ઘણોજ દલગીર થયો. પેલી ડાકણનો આવો હાલ જોઇ કેનેથ દીલથી દલગીર થયો, અને આવા દોજખથી વધારે ડરાંમણા ગારમાં તેણીને કેદ પડેલી જોઇ હાથ મારી બોલીઓ "થાઇ ચુકું. આએ ઓરત અગરજો આ બંદીખાનાના આજાબથી મરી ગઇ તો, મને લાગેછે કે મારી ઉમેદનો કોટ એક પલમા ફના થશે. સબબ મને લાગેછે કે એ મારે વીશે કાંઇ જાણેછે પણ તે કહેતાં અચકાયછે. આ વોચીત્ર બનતા બનાવોના ભેદ અને ભરમથી એ જાણીતી હોય એમ હું ધારૂંછુ. પણ એક કંગાલ-નાતવાન અબલાને આવા સીહા——

પણ તેટલાં તેને તે દેખાવને બદલાતા જોયો અને તુરતજ તેણી નજર તેને આવતી કાલે ફાંસી દેવા માટે કંગુરા ઉપર ઉભી કરેલી સુલી ઉપર પડી. પોતે આવતી કાલે આફાંની દુનીઆથી કુચ કરી જનારછે એવું તે જાણતો હતો, તે છતાં તેના દીલમાં કાંઇ પણ તે વીશે ડર કે દહેશત પેદાં થાઇ નહીં, અને ધીરજથી આસપાસ નજર કરવા લાગો, તેટલાં દેખાવને દેવલના આકારમાં તેને બદલાતો જોયો. ત્યાં તેને ફરીથી પેલા પાપીને પોતાની છાતી કુટતાં અને હાથ મારતાં જોયો. આ બોજી મરતબે કેનેથને તે પાપીનો ચહેરો ખરોખર દેખાયો. કેનેથે તેને જોતાંજ પીછાનીઓ અને અજબ થાઇ બોલી ઉઠીઓ "વીનટન—બેશક વીનટન–બેશક વીનટન પોતેછે. એની શીકલ કેવી ફેરવઇ ગઇછે. બેશક એ મહાપાપી હોવો જોઇએ. પેલી સીહા રાતે ભટકતો પાપી–પેલા સંગેમરમરના મીનારા આગલ પસતાવો કરતો ગુનેહગાર એજછે. ખરેખર એનો જીવ રાતનાં જંપી બેસતો નથી. અને તેથીજ આવી મધરાતે પોતાના જીગરનો દંખ રૂજવવાના ફાંફાં મારેછે." પણ તેવામાં તેને કાને કોઇનાં પગલાંનો અવાજ સંભલાયો. પેલો તીલસમાતી દેખાવ અને ગેબી રોશની નાબુદ થઇ અને બંદખાનામાં પાછો કેનેથ એખલો પડીઓ. થોડીપલમાં પેલાં પગલાં તેને નજદીક આવતાં સંભલાયાં, અને બહારથી બંદીખાનાના દરવાજા આસતે રહી ઉઘડીઆ અને કારભારી વીનટન પોતાની ભર ઉંઘમાં પોતાના હાતમાં એક સલગાવેલું ફાનસ લઇ કેનેથની સાંમે આવી ઉભો.

વાંચનાર જાણેછે કે વીનટનને ઉંઘમાં ચાલવાની આદતછે. તેવી તેની હાલતમાં તે દેવલમાં અને જંગલમાં અરધી અરધી રાતે ભટકતો હતો. મારમર અને જયાફરેથી કેનેથે વીનટનની આ આદત વીશે સાંભલેલુ હોવાથી આ વખતે વીનટનને પોતાની પાસે જોઇ તે ઘણો અજાએબ થયો નહીં.

વીનટન કેનેથની સાંમે આવી ઉભો રહેયો, અને તુરતજ તેને પોતાનાં ખીસાંમાંથી એક કુંચીનો મોટો ઝુમખો કહાડી કેનેથને હાતે પગે ઘાલેલી બેડીનાં કુલફ ખોલી નાખીઆ. તેજ વખતે ખણખણ અવાજ કરતી જંઝરો અને બેડીઓ કેનેથના હાતમાંથી જમીનપર પડી અને તેના અવાજથી ગભરાઇને વીનટન પોતાની ભર ઉંઘમાંથી ચમકી જાગી ઉઠીઓ. તેને પોતાની હાલત તુરતજ ઇયાદ આવી. આંખના પલકારામાં પાછો હુમલો કરી જેર કરવા તે કેનેથ ઉપર ટુટી પડીઓ. બહાદુર કેનેથ તેને આસાનીથી જમીનપર પટકી તેની છાતી ઉપર ચહડી બેઠો, અને પેલી કુંચીનો ઝુમખો તેના હાતમાંથી છીનવી લઇ તેને કહેવા લાગો" અગરજો એક હરફ વટીક બોલશે—એક ચીસ પણ પાડશે તો એમજ જાણ કે તું મરીજ ગયો. તું જાણેછે કે આવતી કાલે મને શુલીપર ચહડાવનારછે. ત્યારે આવે વખતે હું મારો બચાવ નહીં કરૂં તો કયારે?"

કેનેથને આવી રીતે હુલડ બનેલો જોઇ વીનટન તેને તાબે થયો. કેનેથે તુરતજ તેના હાત પગ જંજીર અને બેડીથી જકડી લીધા, પોતાની આવી બતંગ હાલત જોઇ ધાસતીથી વીનટન બેહોશ થાઇ પડીઓ, અને બહાદુર કેનેથે પેલી કુંચીનો ઝુમખો લઇ બંદીખાનામાંથી બહાર નીકલી દરવાજાને બંધ કીધા. જેવો તે કેદમાંથી છુટો તેવોજ પેલી જંગલ માહેલી ઓરતને છોડવવાનો ખયાલ તેના મગજમાં આવો. તેજ વખતે તે તેણીના બંદીખાના તરફ ગયો, અને દરવાજા ઉઘાડી તેણીને વગર ધીલે બહાર નીકલી પડવા કહયું.

"તારૂં આ જગાપર કેવી રીતે આવવું થયું." પેલીએ ઘનીજ અજાએબી સાથ પુછીયું. " અને તારા હાતમાં આ બંદી—

" વાત કરવાનો વખત નથી." કેનેથ બોલી ઉઠીયો. " આપણને નહાસવું જોઇએ. પણ તારી પાસે હું એકજ મહેરબાની માંગુછ કે, પેલો ભેદ, તેં જે તે દીવસે કહેવા આનાકાની કીધી હતી તેનો એક હરફ—

"કદાચ તું મારી પર ગુસ્સે થશે." પેલીએ કહયું. "કદાચ તું મને તારો દુશમન સમજશે. કદાચ તુ મને મારી નાખશે. સબબ તારો આ હાલ મારાથી થયોછે. હા-હું કમનસીબ કંગાલને લીધે આટલું બધું તુને ખમવું પડેછે."

" નહીં નહી." કેનેથે કહયું, "તું ખરેખર મારા જનમના ભેદથી જાણીતીછે. તેનો ભેદ તું જાણેછે. હું તુને માફ કરશ. ગમે તે બને પણ હું તેં તુંને માફ કરશ. ખુદાને હાજર નાજર જાણી હું કહુંછું કે તુંને બીલકુલ માફ કરશ. બસ મને એટલુંજ કહે કે તું કોણ છે, અને મને તું કેમ ઓલખેછે.

પેલી દાકણે કેનેથના કાંનમાં થોડા બોલો કહેયા. તે સાંભલતાંજ કેનેથના હાતમાંનું ફાનસ જમીનપર ટુટી પડીયું અને તે ડોલા ફાડી ઉછલતી છાતી અને ધપકતાં દીલે પેલીના ચહેરા તરફ ટીકીટીકી જોઇ બોલીઓ " શું હું ? તું ? ઓ મારી— મારી * * * * * * *

કેનેથની છાતી ભરાઇ આવવાથી તે વધારે કાંઇબી બોલી શકીઓ નહી. "તું મને માફ કરી મુકે. મારી જીંદગીની તવારીખને આ ભરમ તેં ખુલ્લો કીધો છે, ઉઠ, ઉઠ મને દુધ ધવાડી ઉછેરનાર-મારી બચગીમાં પાલનાર. ઉઠ ઉઠ તું તું——

અને કેનેથ હરખનો મારીયો હવે રડી પડી તેણીને વલગી પડીઓ. "હવે દુનીયામાં તું કંગાલીયત જેવું કાંઇપણ જોશે નહીં. સુખના તારા દીવસો નજદીક આવી લાગા છે. પણ હવે હીઆં વધારે વાર રહેવું જોખમ ભરીયું છે. હીમતથી તુ મારી પાછલ ચાલ.

તુરતજ તેઓ ત્યાંથી નીકલી કેસલના ચોગાનમાં દાખલ થયાં, અને ટુકમાં એક કલાકના અરસામાં આ બે બંદીવાનો લીનડઝે કેસલ તરફ સહીસલામત જઇ પુગાં.

——oo◎oo——

## પ્રકરણ એકતાલીસમું.

### લીનડઝે કેસલ.

સહવારનું પોહોર પડતાંજ એલનડેલ કેસલ માહેલા બે બંદીવાનોને સુલીપર ચહડાવવાની દોડધાંમ સરૂ થાઇ. નોકરો અને નફરો હીયાંથી ત્યાં દોડવા લાગા, અને સવારો ઘોડેસવાર થઇ ચોગાનમાં ઉભા. એલનડેલે વીનટનને બોલાવવાનો હુકમ કીધો અને તુરતજ માલંમ પડીયું કે કેસલમાં વીનટન મલે નહી. વીનટનને ગુમ થાએલો સાંભલી એલનડેલના ગભરાટનો પાર રહેયો નહીં. ઉંઘમાં ચાલવાની તેની બુરી આદતથી પોતે જાણીતો હોવાથી તેને બુરી આગાહી વરતી, અને તુરતજ બંદીખાનાની કુંચીની તેના ઓરડામાં સોધ કીધી. વીનટન સાથ કુંચીઓ પણ ગુમ થાઇ છે એવું જાણતાંજ તે માણસો સાથ બંદીખાના તરફ દોડીઓ. દરવાજા કુલફથી બંધ કીધા હતા, પણ જબરીથી બાજી જોતાંજ તેમાં કેનેથને બદલે વીનટનને જોઇ તે સારવે બનાવનું કારણ સમજી ગયો. વીનટન કરગરી રડી પડીઓ, અને જે કાંઇ બની શું તેમાં તેનો કાંઇ પણ વાંક હતો નહી એમ સમજાવવા લાગો.

એલનડેલ હવે નાસીપાસ થાઇ ગયો, અને હવે શું કરવું અને કયો રસતો લેવો તેના વીચારમાં પડીઓ. પણ વાંચનારનું ધ્યાંન આપણા બહાદુર મુસાફર તરફ ખેંચીએ છઇએ.

પોતાની સાથ પેલી જંગલ માહેલી ડાકણને લઇ કેનેથ લીનડઝે કેસલ તરફ જઇ પુગો. મોડી રાતને સમે લીનડઝે કેસલનો કારભારી, કેનેથને પેલી ઓરત સાથ જોઇ બેહદ અજાએબ થયો, અને ઘણી મોટી ખુશી સાથ બંને જંનને કેસલમાં ઉતારો આપીઓ. પણ ખબર કહાડતાં કેનેથને માલમ પડીયુ કે અમીર ગલેનગીલ લીનડઝે કેસલમાંથી નીકલી પોતાના રસાલા સમેત દનબાર કેસલમાં રહેવા ગયો હતો, કેનેથ આ નવી ખબરથી દલગીર થાયો. વધુ ખબર કહાડતાં તેને માલમ પડીયું કે

જયાફરે અને મારમર પોતની મુસાફરીથી તેજ સાંજના લીનડઝે કેસલમાં આવી પુગા હતા. પેલી ઓરતની પુરતી ખીજમત કરવા અને સારો પોશાક પહેડાવવાની કેનેથે કારભારીને તાકીદ કરી અને પોતે આરામ કરવા ગયો.

સહવારનું પોહોર આપણા જવાનને માટે ઉખબર લાવયું. એક ખબર તેને એવી મલી કે અમીર એલનડેલ ગલેનગીલને પકડી રાજપરધાંનોને સવાધીન કરવાની તઇઆરી કરેછે, પણ બપોર પડતાં બીજી ખબર તેને એવી મલી કે પાયતખત ખાતે બલવો સલગી ઉઠીઓછે. રાજપરધાંનોનો જુલમ રઇઅતથી ખમાતો નથી, અને રઇઅત તેથી નવું રાજ સ્થાપવા અને જુના પરધાંન મંડલને વીખરી નાખવા માંગેછે. કેનેથને આ ખબરે ખરેખર ખુશી કીધો. સબબ જો હાલનું પરધાંન મંડલ બદલાઇ જાય તો તેઓએ અમીર ગલેનગીલને પકડવા માટે કહાડેલું હુકમનામું રદ ગનાય. આ નવી ખબરની વધામની લઇ કેનેથ ગલેનગીલને મલવા દનબાર કેસલ તરફ જવા લીનડઝે કેસલમાંથી જયાફરે સાથ નીકલીઓ.

## પ્રકરણ બેતાલીસમું.

### કરણીનું ફલ—જુના પાપીઓને નવી સજા.

દનબાર કેસલ એક ઉંચી પાહાડની ટેકડી ઉપર બાંધેલો હતો. તેની જમની અને ડાભી બાજુ ઉપર બે ભયંકાર ઉંડી ખીનો પોતાના ડરાંમણા મોહોડાં વકાસી પડેલી હતી, અને કીલ્લાની આસપાસ ફરતી ઉંચી દેવાલ બરી લીધી હતી. પાછલી બાજુનો રસતો રાહાદારીના ઉપયોગને માટે ખુલ્લો હતો, પણ તે બહુ સાંકડા અને ઢેકાઢરીઆ વાલો હોવાથી રાહાદારોઓને ત્યાંથી ઘણીજ સંભાલથી જવું પડતું હતું, સબબ તેની પાસેજ પેલી ઉંડી ખીન આવેલી હતી.

અમીર દંનબાર ફાંસીની સજામાંથી બચી દંનબાર કેસલમાં આવી પોતાના બચાવમાં લડવા તૈયાર રહેયો. લીનડઝે કેસલ એલનડેલ કેસલની પડોસમાંજ આવેલો હોવાથી અમીર ગલેનગીલે પોતાના દુશમનોથી દુર રહેવું સલામત ધારી તેને પોતાના મીત્ર દનબારને ત્યાં રહેવું દરૂસત ધારીયુ.

એ રીત ગલેનગીલ પોતાના રસાલા સમેત જયારે દનબાર કેસલમાં જઇ રહેયો, તેને બીજેજ દીને કેનેથનું લીનડઝે કેસલમાં જવું થયું. પણ હવે તે જવાન મુસાફરે પોતાની નવી મુસાફરી જયાફરે સાથ પાછી શરૂ કીધીછે તે વાંચનારે ગયા પ્રકરણમાં જોઇ લીધું છે.

બપોર પડતાં આપણો બહાદુર જવાન દનબાર કેસલ તરફ જઇ પુગો. પોતાને દાખલ કરવા માટે દરબાનને ખબર કીધી, અને જેવા દરબાંને તેને માટે કીલ્લાના દરવાજા ઉઘાડીઆ તેજ પલે પડોસની બાજુથી તેને કોઇની બે ઉંડી ચીસો સાંભલી.

બહાદુર કેનેથ આ ચીસ સાંભળતાંજ ઘોડાપરથી કુદી પડી જે તરફથી પેલી ચીસ આવી હતી તે તરફ દોડાઓ. કેનેથને દોડતો જોઇ જયાકુરે તેની પાછલ દોડીઓ. આવી રીતે તેઓને બેધડક દોડતા જોઇ દરબાંને બુલંદ અવાજે પુકારી કહયું. "આ સતે આસત!! એ તરફ ઉડી ખીનછે. તપાસીને દોડવું! હલવે હલવે!!

કેનેથે દરબાંનનાં પુકારની કાંઇ પણ દરકાર કીધી નહીં, પણ તે કીલ્લાની પાછલી બાજુ જઇ પુગો. ત્યાં જતાંજ તેને કાંને એક ઉંડી ચીસ જમની બાજુની ખીનમાંથી નીકલતી સંભલાઇ. કેનેથે ખીનમાં નજર કીધી તો, તેને કોઇ આદમીને ખીનમાં ઘોડા સમેત પડેલા દીઠા. કેનેથે તુરતજ તે ખીનમાં ઉતરવાનું જોખમ ભરેલું કામ માથે લીધું, અને જયાકુરે સાથ તેને નીચે ખીનમાં હલવે હલવે ઉતરવા માંડીયું. તે છેક નીચે ઉતરી તપાસ કરવા લાગો તો તેની અજાયબીનો શું પાર!! તેને પોતાના હડહડતા દુશમન ગરેશામ અને દેવનને પોતાના ઘોડા સમેત ખીનમાં ગબડી પડેલા દીઠા. ગરેશામનો ચહેરો બીલકુલ છુંદાઇ ગયો હતો અને તેના હાત પગ ભાંગી ગયા હતા, અને દેવન પોતાના ઘોડાના વજન હેઠલ દબાઇ ગયો હતો. ગરેશામ હજુ જીવતો હતો, અને પોતાની અંતની સેવતની ઘડીએ કેનેથને પોતાની આગલ આવી ઉંડી ખીનમાં પોતાની પાસે ઉભેલો જોઇ ઝીને અને દબાઇ જતે અવાજે બોલીઓ—" કેનેથ તારી દુવા મને ફલીછે. હમારો અંત તારા કહેવા પરમાણે પુરી રીતે આયો છે. પણ તારી ઉપર ખુદાની મહેરછે, અને તે હું મરતી વખતે જોઉંછું.

" હા. મે એમ કહયું હતુ." કેનેથ દયાલુ અવાજે બોલીઓ "પણ તે હું મારી નજરે નહીં જોતે તો વધારે સારૂં.

" નહી, તે વધારે સારૂં થયુ." ગરેશામ બોલીઓ " હું કંગાલ-પાપી. હમો બંને જને તારો મોટો ગુનાહ કીધોછે. માફ માફ કરજે. પણ કેનેથ મરતી વખતે મારે કાંઇ કહેવુંછે. હમારા જબુન પાપોઅને કાંમોની સજા આખરે હમોને વાજબી રીતે મલીછે. કેનેથ મારી પાસે આવ. મારામાં બોલવાની હવે તાકાત રહી નથી. મરતી વખતે તારી આગલ હું એક ભેદ ખુલ્લો કરૂંછું, જે ભેદ આજ ચોવીસ વરસ થયાં ભરમના પરદામાં વીટલાયલો રહો હતો.

બોલ! બોલ!! અરે જલદી બોલ!! હું તુને સરવે માફ કરૂંછું. "કેનેથે ઘણીજ ઝડપથી કહયું" જલદી બોલ.

" હા હું કહુંછું" મરતે અવાજે ગરેશામ બોલ્યો " સાંભલ અમીર એલનડેલ તારો હડહડતો દુશમનછે—તે તું સારી કાંની જાણેછે—અને હવે હું તેનો જાન તારા હાતમાં આપુછું—તેની આબરૂ—તેની દોલત્ત—તેની મીલકત એ સરવેનો ભરમ હું તુંને કહુંછું. ચોવીસ વરસની વાત ઉપર અમીર એલનડેલ જયારે "કેરેદોક"ના સાધારણ નામથી ઓલખાતો હતો, ત્યારે હમો—હું અને મારો સાથી દેવન એલનડેલની પડોસનાં જંગલમાં ભરાઇ બેઠા હતા. હમારી સાથ વીનટન પણ હતો. કેનેથ, તે વખતે હમોએ ત્યાં અરધી રાતે • • • • •

ગરેશામે મરતી વખતે કેનેથના કાનમાં પોતાનાં પાપી કામોનો ખુલાસો કીધો. કેનેથે તે ધ્યાનથી સાંભલી લીધું. પણ તે સાંભલી, તે ઘણો અજાએબ થયો નહીં, સબબ પેલી જંગલ માહેલી ડાકણે તેની આગલ જે કાંઇ કહયું હતું, તેને મલતોજ આ ખુલાસો હતો.

"હા, હવે-હવે મને સમજ પડી કે એલનડેલ મારા જીવનો દુશમંન શા માટે થાઇ લાગોછે" કેનેથ મનમાં બોલીઓ.

"કેનેથ, ખુદા તારૂં ભલું કરો". ગરેશામ મરતી વખતે બોલ્યો. "અને તારી ધીરજનો બદલો આપે. મને માફ કરજે ઓ બહાદુર જવાન—તું જ—તું જ—સા—યો—અ—ને—ખ—રો— • • • • •

ગરેશામે આ ભેદ ભરીઆ ખુલાસાના બોલો બોલતાં પોતાનો જીવ મુકીયો, અને કેનેથ આવી રીતનો બનાવ જોઇ વીચારમાં પડીઓ. તેને ગરેશામ અને દેવનની લાસને ત્યાંથી બહાર કહડાવી દનબાર કેસલની પડોસમાંજ દફન કીધી, અને પોતે હવે દનબાર કેસલમાં દાખલ થયો.

---

# પ્રકરણ તેતાલીસમું.

## ૧૪૯૪ નો બલવો.

ઇ૦ સ૦ ૧૪૯૪માં સ્કાતલંડની તવારીખમાં કાંઇ જાણવા જોગ બનાવ નોંધાએલો આજે આપણા દીઠામાં આવેછે. એ બનાવ પાયતખ્ત ખાતે સલગેલો નાશકારક બલવો હતો. રાજમંડલના કફોડા કારભારથી-તેમની રાજનીતી અને જુલમથી રઇયત બેજારીના ખુરા મરજથી હલાક થાઇ રહી હતી, પણ સેવટે તે મરકી એટલી તો જોરથી ફાટી નીકલી કે તેનુ પરીણામ એક નાશકારક બલવામાં આવ્યું. પરધાન મંડલને બદલી નાખવાની રઇયતની માંગની સામે પરધાંનોએ સખત ઇલાજ લીધા, પણ રઇયત તેમને સરણે જવાને બદલે વીરૂધ પક્ષના અમીરોને સરણે ગઇ. તેઓએ તેમની માંગણી એક અવાજે કબુલ કીધી, અને પોતાંની માલમીલકત-દોલત-હશમત અને લશકર સરવે સરણે આવેલી રઇયતના બચાવમાં નાપડવાનો ઠેડાવ કીધો. રઇયતે આ નવા અમીરોનું પરધાન મંડલ ઘણીજ ખુશીથી કબુલ કીધું, અને જુના પરધાંન મંડલને વીખેરી નાખવાની સરત કીધી. આ નવા પરધાંન મંડલમાં અમીર દનબાર—ગલેનગોલ—અને લીનડસે આગેવાન થયા, અને બીજા પડોસના અમીરોએ તેમને ટેકો આપ્યો. એક જબરી ફોજ આ નવા પરધાંન મંડલે રઇયત સાથ મલી જઇ ઉભી કીધી અને પાયતખત ખાતે એક ભારી જંગ નવા અને જુના પરધાંન મંડલ વચ્ચે સલગીયું. કેનેથે આ ભારી જંગમાં લશકરની સરદારી લીધી. રઇયતે એકજ અવાજે તેને શાબાસી અને વાહવાહના પુકારથી મુબારકબાદી આપી લીધા

લીધો, અને અમીર દનબારે લશકરનો પાછલો ભાગ પોતાની સરદારી હેઠલ રાખી-યો. અમીર ગલેનગીલ માલકમ અને લીનડસેએ તેવીજ રીતે ઉલતથો આ જંગમાં રંગ મચાવવાનું બીડું ઝડપી લીધું, અને હવે પાયતખત ખાતે કુચ સરૂ થાઇ.

એક જબરૂ જંગ મચી રહયું. મદયાંન બપોરે આફતાબના પરકાશતાં તેજ કીરણો વચ્ચે શમશીરના ચમકારા અને ભાલાના ખણખણાટથી મેદાન ગાજી રહીયું. ધુલડારાથી આફતાબ ઢંકાઇ ગયો—વાદલ કાંપવા લાગુ-અને રોશન રોજ સીહા થાઇ ગયો. લોઠોના પાહાડ અને જખમીઓની બરાડથી આસમાન હાય મારવા લાગું તથા લોહીની નદેરોથી જંગલ કાંપવા લાગ્યું. બાપ બેટાને અને ભાઇ ભાઇને ગોસપંદ મીસાલ જબેહ કરવા લાગા. એ સરવેમાં ફોલાદી બખતરથી ઢંકાએલો પેલો સુરો સીપાહસાલાર—પેલો બહાદુર જવાન-પેલો દુખના પહાડ ઉપર ચહડતો મુસાફર કેનેથ સેહેકડાને જમીન દોસત કરતો હતો. રણસંગરામમાં તે એક સીહની માફક હીયાથી ત્યાં અને ત્યાંથી હીયાં પોતાની તલવાર લઇ દોડતો અને દુશમનોને જમીન દોસત કરતો હતો.

અમીર એલનડેલ અને ઇનદલ્ફે જંગનું સેવટ આવી બુરી રીતે આવેલું જોઇ પીઠ ફેરવી નહાસવા માંડીયું. લશકરના દોડધામ અને ગરબડનો લાભ લઇ નહાસી તેઓ એલનડેલ કેસલમાં જઇ ભરાઇ બેઠા.

* * * * * * * *

સેવટે ફતેહ નવાં પરધાંન મંડલની થાઇ. ગલેનગીલને વડા પરધાંન તરીકે સ્કાતલેન્ડની રએયતે પસંદ કરી સુંટી કહાડીયો, અને અમીર લીનડસે—દનબાર અને બીજાઓને પરધાંન તરીકે નેમીઆ. કેનેથને સ્કાતલન્ડના લશકરી ખાતાનો વડો બનાવીયો અને એ રીતે જંગનું સેવટ નવા પરધાંન મંડલની તરફેનમાં ઉતરીયું.

૧૪૯૫ ના નવા સાલમાં નવા પરધાંનમંડલની રાજનીતોથી પાયતખતમાં સલાહ સંપજ અને આબાદી ફેલાઇ. જુના જુલમી કાયદાઓ અને રઇયત ઉપર નાખેલા ગેરવાજબી કરો આ નવા પરધાંનોએ કહાડી નાખીયા, અને રઇયત સરવે રીતે સુખ અને સનતોશથી વસવા લાગી.

## પ્રકરણ ચુમાલીસમું.

### કેનેથની નવી સરત.

પોતાની ધારેલી ઉમેદનો આવી રીતે ભંગ થયો-પોતાની ઇજત અને હોરમતની આવી રીતે ધુલધાની થાઇ-પોતાની આવી પડતી હાલત આવી તે વીરોનો વીચાર કરવા એલનડેલ કેસલમાં બંને મેકઆલપીનો અને એલનડેલ બેઠા. નવું પરધાંન મંડલ હવે જરૂર તેઓને ન્યાયની અદાલતમાં ઘસડશે, તેના વીચારમાં પડીઆ. એક

અદવાડીઆં સુધી તેઓ એ વાત ઉપર ધીરજથી વીચાર કરી એવા ઠેડાવ ઉપર આવ્યા કે મરણ સુધી તેઓએ અરસપરસ પોતાના કોલ ઉપર ઓસતવાર રહેવું.

અથવાડીયું પુરૂં થતાંજ સમીસાંજને વખતે રાજપરધાંનનો પેગામચી એલનડેલ કેસલ આગલ દોડતે ઘોડે આવી દરવાજા આગલ ઉભો. એલનડેલ પોતાના દોસતો ઇનદલ્ક અને એથ સાથે કેસલના ચોકમાં ફરતો હતો. પેગામચી એલનડેલને ચોકમાં ફરતો જોઇ બુલંદ અવાજથી બોલીઓ'' નામવર અમીર એલનડેલ તથા અમીર ઇનદલ્ક અને એથ રાજપરધાંનોના હુકમથી તમો માટે હુ ખાસ પેગાંમ લાવ્યો છેઉ. પરધાંનોના હુકમથી સરદાર કેનેથે એલનડેલ કેસલથી ત્રણ માઇલને તફાવતે પોતાના લશકર સમેત મુકાંમ કીધું છે, અને તમો નામદારો અગરજો પરધાંન મંડલની સરતો નાકબુલ કરશો તો આવતી કાલે સહવારના સરદાર કેનેથ એલનડેલ તથા મેકઆલપીન કેસલ ઉપર ધસી જઇ તેને મલેલા હુકમ પરમાણે કાંમ કરશે.

''રાજપરધાંનોની શું સરતછે!'' એલનડેલે આતુરતાથી પુછીયું.

પેગામચી——રાજપરધાંનોની સરત એવીછે કે તું નામવરે અને અમીર મેકઆલપીનોએ પોતાની બાંકી ચાલ માટે પુરતી તાજેસ કરી અમીર ગલેનગીલ અને સરદાર કેનેથની માસ માફ માંગવી, અને પોતાની મીલકતનો અરધો ભાગ રાજપરધાંનોને સવાધીન કરવો. અમીર એલનડેલ આ દરખાસતનો એક ચોકસ જવાબ લેવા હું આવતી કાલે સહવારના પાછો આવશ.

પેગામચી પરધાંનમંડલની દરખાસત જાહેર કરી જતો રહેયો અને અમીર એલનડેલ વીચારમાં પડીયો.

શું વીચાર તું એ કીધો મારા દોસત? "એલનડલે પુછીયું". પરધાંનોની સરત વીશે તુ શું ધારેછે?

"એલનડેલ" એથ ઘાડા અવાજે બોલીઓ " આપરા કસંમ યાદ કર. દુશમનની માફી ચહાવી તેના કરતાં લડાઇમાં મરવું વધારે સારૂંછે. મેકઆલપીનો કદી પણ આપેલાં વચનથી પાછા ફરતા નથી, અને દુશમન પાસ કદીપણ માફ માગતા નથી.''

એથ ગુસ્સાથી ખીજવાઇ ગયો, અને એલનડેલના ચહેરાપર કપટ અને દગાનો છાપ જોઇ તેની મતલબ સમજી ગયો.

ઇનદલ્ક અને એથ એલનડેલના મન માહેલું કપટ સમજી ગયા, અને પોતાના બચાવમાં જેબી કાંઇ થાય તે કરવું આજ રાત પછી નકામું સમજવા લાગા. કેનેથની માંગનીને તેઓ ધીકકારવા લાગા અને આજની રાત સીવાય પોતાના બચાવને માટે વધુ વખત રહેયો નથી તેથી અફસોસ કરવા લાગા. આવતી કાલે જો તેઓ માફ નહીં માંગેતો કેનેથ કીલ્લા ઉપર ઘેરો નાખશે તેથી તેઓએ નહાસવું દરૂસત ધારીયું. એવા વીચારમાં તેઓ મશગુલ હતા તેવામાં તેઓએ કોઇના પગલાંનો ધનોજ

ધીમો અવાજ સાંભળીયો. ધીમે રહી તેઓએ પોતાના દીવાનખાંનાનો દરવાજો ઉઘાડી જોયું તો વીનટનને તેઓએ એલનડેલના દીવાનખાંના તરફ જતાં જોયો. આવી મોડી રાતે વીનટને એલનડેલના દીવાનખાંના તરફ જતો જોઇ તેઓને કાંઇ શક પડીઓ અને તેથી તેઓ તેની પાછલ હલવે હલવે ગયા. વીનટને એલનડેલના દીવાનખાંનામાં દાખલ થઇ દરવાજા બંધ કીધા અને મેકઆલપીનો કાન ધરી તેમની વાત સાંભલવા લાગા.

વીનટન—અમીર આવી અરધી રાતને સમે મને બોલાવવાની શું જરૂર પડી.

એલનડેલ—વીનટન, હવે કાંઇ ઇલાજ બાકી રહેયો નથી. પરધાંનોની સરત મેં તુંને કહી સંભલાવીછે. શું કરવું તે મને બીલકુલ સમજ પડતી નથી. હું અરધો દીવાનો થાઇ ગયોછું.

વીનટન—ધીરજ—જરા ધીરજ ધર નામદાર.

એલનડેલ—ધીરજનો વખત નથી. આવતી કાલે આ કીલ્લો દુશમનો ઘેરી લેશે. અફસોસ, પેલા કસાઇઓ સાથ કોલ કરી હું ફસી પડીઓછું. અગરજો મેકઆલપીનો સાથના કોલકરારને વલગી હું લડુંછું, તો મારી ખાતરી છે કે કેનેથ આગલ કદીપણ હું ફાવી શકનાર નથી વીનટન, એ કેનેથ વીશે મને કાંઇ સમજ પડતો નથી. એ બાલક તેજ છે. ખરેખર ખુદાનો ગેબી હાત તેની મદદે નીકલી ચુકોછે. તેની સાથ લડવાના કાંઇ ફાયદો નથી. હું તારી સલાહ માંગુંછું. તું શું કહે છે.?

વીનટન—ખરેખર મેકઆલપીનો સાથ કોલ કીધાથી ખોટું થયુછે.

એલનડેલ—તે કોલકરાર નામનાજ હતા. તું શુ એમ ધારેછે કે ઇવલીનને મારા કોલ પરમાણે ઇનદલ્ફને હું આપતે. તેની મદદની જરૂર હોવાથી તેને મુરખ બનાવી મેં તેને મારી બાજુએ રાખયો હતો, તેની તેને થોડી ખબર હતી. પણ વીનટન જીંદગી સરવેને પ્યારીછે. જીવવું સરવેને ગમેછે. ત્યારે મને મરવા કેમ ગમે?

વીનટન—જો એમજ છે તો અમીર એલનડેલ, કેનેથની સરતો તું વગર ધોખે કબુલ કર.

એલનડેલ—ઠીક. મારા વફાદાર વીનટન, તારા વીચાર પરમાણે ચાલવુ હું નક્કી કરુંછુ. આવતી કાલે સહવાર પડતાંજ કેનેથ ઉપર મારો પેગામ છુપી રીતે મોકલીશ. મેકઆલપીનોને તે વીશે કાંઇ પણ ખબર પડનાર નથી. હવે તુ તારા દીવાનખાનામાં જા.

એ રીતે શેઠ અને નોકર વચેની વાતનો અંત આયો, પણ તેઓને થોડીજ ખબર હતી કે આ તેમનો સંપ અને ઠેડાવ ઇનદલ્ફ અને એથ દરવાજા બહાર ઉભા રહી કાંન દઇ સાંભલતા હતા. વીનટન પાછો પોતાના દીવાનખાનામાં ગીઓ, ઇનદલ્ફ અને એથ પોતાના આ છુપા દુશમનપર કીનો લેવાના વીચારમાં પડીઆ, અને અમીર એલનડેલ આવતી કાલે સરવે આફતોમાંથી મોકલો થાઇ જશે એવા વીચારથી પુર નીંદની ખુશ કેફમાં બેધડક પડીઓ.

# પ્રકરણ પીસતાલીસમું.

## મેકઆલપીનનો કીનો—એલનડેલનો અંત.

પણ તેના કીસમતની કાલી કીતાબમાં લખાયલા લેખ કદી ભુસઇ ગયા નહી હતા. બે કલાક તે એવી નીદમાં પડીઓ તેટલા તેના દીવાનખાનામાં કાલા જબામાં વીટલાયલા બે કદાવર શાખશો છ હથીઆર બંધ સરદારો સાથ ધીમે ધીમે દાખલ થયા. એલનડેલ ખુશ નીંદમાં પડેલો હતો. તેને પેલાએ પકડીને હીલવીઓ, અને બોલીઓ "ઉઠ-ગાફેલ-સુતોછે શુ—તારો વખત ભરાઇ ચુકોછે.

એલનડેલ ઉંઘમાંથી ઉઠીઓ, અને તુરતજ ઇનદલ્ફ અને એથને છ સરદારો સાથ આવી એકાંત રાતે પોતાના દીવાનખાંનામાં જોઇ ગભરાટમાં પડીઓ, પણ ફરેબથી બોલ્યો," દોસતો શું છે ! શું દુશમનો આવી લાગા ? જો તેમજ હોયતો—

" નહી. નહી. કેનેથ હજી નથી આયો" એથે કહ્યું " પણ ઉઠ—અમીર

ઉઠ—ઝડપ કર વખત જવો નહીં જોઇએ

ત્યારે તમો શા કરવા માંગોછો. "એલનડેલ ડોલા કાડી બોલ્યો" તમો દોસતીનો

તરીકો દેખાડી દગલબાજ બનોછો ?

" દગલબાજ કોણ" ઇનદલ્ફ બોલ્યો. "તું કે હમો. ચંડાલ, તારી છુપી મસલત હમોએ સાંભલીછે. વધારે તકરાર કરવાની જરૂર નથી. તારા કોલ અને કરાર કેવા મજબુત હતા તેની સાબેતી તારે મોહોડેથી સાંભલીછે. તેં અતીઆર સુધી હમોને ફરેબ દીધો—તારી મતલબ સાચવવા હમારી ખ્વારી કરાવી—ઇવલીનના બાબમાં તેં હમોને બોટી આસા આપી મુરખ બનાવીયા, અને સેવટે રાજ સાંમે લડવા ઉસકેરી માલમીલકત અને જર દોલતથી ખુવાર કીધા. હમોને કસાઇની રકમમાં શુમાર કીધા તેનો બદલો કેવી રીતે આપવો તે હવે જો. એક હરફ-એક સખુન-એક ચોસ તું પાડ, અને તેજ વખતે તું મુરદું થાઇ જમીન પર પડશે.

" પણ તમો શુ માંગોછો" એલનડેલે પુછીયું "દયા—દયા—

" કીનો-હમો કીનો લેવા માંગીએ છઇએ !" એથે જવાબ દીધો " હમો કીનો લેવા હીયાં આવ્યા છઇએ, અને તારી ઉપર કીનો લેવા તને લઇ જઇએ છઇએ.

ફેકટ—ફેકટ. તેને તેઓના ફેકટ કાલાવાલા કીધા. તેની આજુજી અને મીનત ઉપર તેઓએ કાંઇપણ ધ્યાંન આપીયું નહીં. બીછાના ઉપરથી જોરથી ઘસડી તેઓએ તેને જમીન ઉપર પાડીઓ. તે બુમ પાડી મબાદા કેસલને જગાડે તેથી તેના મોહડામાં ડુચા મારીઆ, અને સખતીથી ઘસડતા તેને કીલ્લાના કંગુરા ઉપર લઇ ગયા.

" તે રડી પડી બોલીયો." અરેરે ખુદા-! ! મારો અંત કેવી રીતે આયો ! ! ! અરે મને કોઇ કહો કે તમે મને કહાં લઇ જાઓછો ?

હવે તેને માલંમ પડીયું કે તેને શુ સજા થનારછે. હવે તેની આંખે તેના કરતુકો તેમની ડરામની શીકલમાં તેને દેખાવા લાગાં. હવેજ તેની ખાતરી થાઇ કે જે શુલી

તેને કેનથને ફાંસી દેવા ઉભી કરાવી હતી, તેજ સુલી ઉપર તેને લટકાવવા મેકઆલ-પીનો લઇ જતા હતા.

સખતીથી ઘસડતા મેકઆલપીનો કીલ્લાના કંગુરા ઉપર અમીર એલનડેલને લઇ ગયા. ઇનદલ્ફે તેના મોહોડામા મારેલો ડુચો કહાડી નાખી કહયું. "એલનડેલ એક હરફ પણ બોલતો ના. મોતના પંજામાંથી તું હવે કદીપણ છુટો થનાર નથી. તારી છેલ્લી બંદગી કરી લે.

"બચાવો—મને બચાવો" કંગાલ એલનડેલ બોલીઓ. દયા કરો—હું મરવાને બીલકુલ તઇઆર નથી."

"દયાની આસા તારે હવે બીલકુલ રાખવી નહી." એથે કહયું. કસાઇને બાર દયા કેવી ? "એકજ પલ તારે આ દુનીઆમાં જીવવુંછે."

કંગાલ એલનડેલે હવે પોતાના મોતને આવી સીહા રાતે મધરાતને સમે પોતાની નજર સામે દીઠું. ધાસતી અને હેબતથી તેનું ગલું ચીપટાઇ ગયુ, તેનો દમ બંધાઇ ગયો અને તેની જીભ ખેંચાઇ ગઇ તે પોતાની છેલ્લી ઘડીએ કાંઇ બોલવા જતો હતો પણ તેવામાં ઇનદલ્ફે હુકમ કીધો અને તેજ વખતે અમીર એલનડેલ પોતાના કીલ્લાના કંગરાપર પોતેજ ઉભાં કરાવેલી ફાંસીનાં લાકડાંપર પોતે લટકતો થાઇ ગયો.

* * * * * * *

રાત પુરી થાઇ. રોશન આફતાબે પોતાની મુસાફરી પાછી સરૂ કીધી. થોડીવારમાં આ પહાડી મુલકમાં વીજલીના ઝડપથી ખબર ફેલાઇ અને પડોસના ગાંમડામાં વસતા સહેકડો લોકો એલનડેલ કેસલ તરફ દોડતાં જણાંયાં. શા માટે ? એટલાજ માટે કે અમીર એલનડેલને ગઇ રાતે ફાંસીના લાંકડાંપર કોઇએ લટકાવી દીધોછે.

## પ્રકરણ છેતાલીસમું.

### સબુરીનો બદલો.

કેવી દુખભરી ખબર ! ખરેખર કેનેથ આ ખબરથી બહુજ દુખી થયો. એલેનડેલનો આવો બુરો અંનજાંમ આવેલો સાંભલી તે ખરેખર આંખમાં આંસુ લાવી બોલીઓ "જોકે તેને મારી તરફ ઘણી નાલાએક ચાલ ચલાવી છે, તેને મારા હકમાં અતીશય ખરાબ કીધુ છે, તોપણ આવી રીતની તેને સજા થવી નહી જોઇતી હતી." આવા દુખ ભરીઆ હરફો બોલી તે દલગીર થતો હતો તેવામાં જયાફ્રે ધસારાબંધ દાખલ થયો અને હરખ ભરીએ અવાજે બોલ્યો "નામવર સરદાર—બહાદુર સાહેબ હું ખુશ ખબર તુ નામવરને આપવા આયો છુ. આજ નોરોજ તુને મુબારક હોજો. આજથી તુ નામવર તારા ખરાં નામ અને નીશાનથી જગતને જાણીતો થશે. આખુ સ્કાતલેન્ડ શહેર આ ખબર સાંભલી તુને વધાવી લેવા તઇયાર થશે. તારી સબુરી અને ધીરજનો બદલો અંતે તુને મલયો છે.

"પણ તેં એ હેવાલ કોણથી જાણીઓ." કેનેથે પુછીયું.

પેલી જંગલ માહેલી દાકણે મને સરવે ભેદથી જાણીતો કીધો. "જયાફરે બોલાઓ." ગરીબ બીચારી ઓરત, અંતે તેને ભરંમ બોલ્યો ખરો.

અને કેનેથે હવે પોતાના લશકરને એલનડેલ તરફ કુચ કરવાનો હુકમ કીધો. લસકરની હરોલના બહાદુર કેનેથ હતો. તેના જમના હાથ ઉપર તેનો વફાદાર દોસ્ત જયાફરે તથા ડાબા હાથ ઉપર વડો ન્યાયધીશ હતો. તેની પાછલ મારમર અને ગીલબર્ટ હતા. અને એવી રીતે ધુંમધામથી તેઓ એલનડેલ કેસલમાં દાખલ થયા. કેનેથને દાખલ થયાને ઘનો વખત નહી થયો, તેતોજ પડોસના દેવલનો વડો ધરમગુરૂ દાખલ થયો, અને પોતાના હાથ કેનેથના માંથાપર મુકી આશીસ દેવા લાગો "મુબારક તારા કદંમ આ તારા બાપીકા મકાનમાં. તારી હીમત અને કુદરત એથી જયાદા થજો, અને તેં સ્કાટલન્ડની જે સેવા બજાવીછે તેથી રઇયતના રૂડા આશીસ તુંને આમીન હોજો. દુખ અને આફત હવે તારાથી દુર રહેજો, અને એશઅશરત અને અમન ચમનમા તું તારી જીદગી ગુજારજે. આજથી તુ કેનેથના નામથી એલાખાતો બંધ પડીઓછે. જગતને મંનથી તું માબાપ વગરનું-નીરાધાર-નીરાશરીત બાલક ગણાતું બંધ પડીયોછે. તારા જનમ વીશે-તારાં માબાપ વીશે-તારા હક વીશે ખલકતની ખાતરી કરવા આજ રોજે જાહેર સભા હીયાં બોલાવીછે અને તે ખલકતની હજુર તારો જનમ ભેદ જાહેર કરવામાં આવશે. સકાતલન્ડ તરફ એ ખબર ગઇ કાલની મોકલાવીછે. આજથી તું કેનેથ નહીં પણ અમીર એલનડેલછે.

હરખના આંસુની નહેર આપણા જવાન મુસાફરની આંખોથી વહેવા લાગી. તેના જંનમનો ભેદ જાહેર થવાની ખબર વીજલીની ઝડપથી ચો તરફ ફેલાતી ગઇ, અને જે કેનેથનાં નામથી ગડબડ અને ઘોઘાટ આખાં સ્કાટલન્ડમાં મચી રહેયો હતો, તે કેનેથ એકાએક અમીર એલનડેલના ખેતાબ અને મીલકતનો ખરો હકદાર વારસ કેવી રીતે માલંમ પડીયો, તે જાણવા હજારો માણસો અને સહેકડો અમીરો બપોર પડતાં એલનડેલ કેસલ તરફ આવવા લાગાં.

કેનેથ (જે આજથી અમીર એલનડેલ બનીયો) અને ધરમગુરૂ એવી રીતની ગોફતેગુમાં હતા તેવામાં એક નોકર દોડતો દીવાનખાનામાં દાખલ થાઇ ગુઠણપર પડી બોલ્યો. "પવીતર ધરમગુરૂ સાહેબ આ કીલ્લામાં એક શખસ મરેછે, તે મરતી વખતે પોતાના પાપનો પસતાવો કરવા તમુને બોલાવેછે."

"કોણ ?" કેનેથે પુછીયું "મરવા કોણ પડીયુંછે ?"

"વીનટન" નોકરે કહયું. "નામવર અમીર" મરનાર અમીર એલનડેલની કજાના સમાચાર સાંભલી વીનટન બેહોશ થાઇ પડીઓ છે હાલ તે હુશીઆર થયોછે. તમો નામવરના આવવાની ખબર પડતાંજ અને તમો નામદાર અમીર એલનડેલના હકદાર વારસ તરીકે જણાઇ ચુકા છઓ એવી ખબર સાંભલતાંજ તે બેમગજ થાઇ ગ

યોછે તે મરતો હોય એમ લાગેછે, અને પોતાના પાપનો પસતાવો કરવા માંગેછે.
"હું આવુંછુ." ધરમગુરૂએ કહ્યું "ચાલ તારી પાછલ હું આવુંછુ"

## પ્રકરણ સુડતાલીસમું.

### બાપનું ખુન કરનાર કટાર.

કેનેથ પોતાના માનીતા રફીક જયાફરે મારમર અને ગોલબર્ત સાથ પોતાના બાપીકા દીવાનખાના તરફ ચાલીઓ. (કે જે દીવાનખાનામાં વાંચનાર જાણે છે કે અમીર ગરેનગીલ સુતો હતો.) આ દીવાનખાનું જોઇ તે આંખમાં પાણી લાવી બોલીયો "મારા નામવર બાપની સુવાની જગા. એજ-એજ તે દીવાનખાનુ!!" ત્યાંથી આગલ ચાલી તેને પેલું પડોસનું દીવાનખાનું ઉઘાડીયું. (વાંચનાર જાણેછે કે એ દીવાનખાનામાં એક પુરાંનું બખતર અને થોડા શીકારના હથીઆરો જમીનપર પડેલાં હતાં) ત્યાં તેને પોતાના બાપનું બખતર ભીતપર ટાંગેલું જોયું. તે જમીનપર પડેલા હથીઆરો તપાસી જોવા લાગો, અને તેવામાં તેની નજર એક ખંજર ઉપર પડી આ ખંજર તે હાતમાં લઇ તપાસવા લાગો, તેવામાં બે ઉંડી ચીસો તેને કાંને પડી. જયાફરે મારમર અને ગોલબર્ત આ ઉંડી ચીસથી ગભરાટમાં પડીઆ, પણ કેનેથે તેમને ધીરજ આપી. વધારે તપાસ કરતાં તે ખંજર ઉપર કોઇના લોહીના ફીટાઇ ગયલા ડાઘો તેને જોયા, ફરીથી વધારે તપાસ કરતાં તે ખંજર ઉપર તેને કોઇનું નામ કોટરેલું જોયું તે તુરતજ તેને વાંચયું. તે નામ "ગરેશામ"નું હતું.

"હા મારા બાપનું ખુન કરનાર કટાર. તેવીસ વરસે તેં મને તેનો પતો આપ્યોછે." કેનેથ હાય મારી બોલીઓ. "ભેદના પરદામાં વીટલાએલો મારો જનમ સેવટે ખુલ્લો થયોછે. ગરેશામે મરતી વખતે મને કહયુ કે તેના ખંજરથી તેને મારા બાપને બેજાંન કીધો હતો. એજ તે ખંજર."

પણ વાંચનારને હવે સરવે ભેદથી જાણીતા થવા એલનડેલ કેસલમાં બોલાવેલી જાહેર સભા તરફ જવાની અરજ કરીએ છઇએ. પણ એ સભામાં જવા આગમજ પ્રીય વાંચનાર આ વારતામાં બની ગયલા બનાઓ પાછા તુ ખુબ ધ્યાનમાં રાખજે, સબબ જવાન કેનેથના જનમનો ભેદ જરા ગુચવાડા ભરેલોછે.

## પ્રકરણ ઊડતાલીસમું.

### કેનેથના જનમની તવારીખ—જુલીઆ લાકરબી.

આપણી વારતા સરૂ થાય તેની બરાબર ૪ વરસ આગમજ એટલે ઇ૦ સ૦ ૧૪૮૯માં અમીર એલનડેલના બનંને બેટા એડગર અને કેરેડોક એડીનબરગ ખાતે

પોતાના બાપથી જુદા રહેતા હતા, સબબ અમીર એલનડેલ પોતાના બુઢાપાના વખતમાં એકાંત રહેવા એલનડેલ કેસલમાં જઇ રહેયો હતો.

એક દીવસે એદગર (વડો છોકરો) શીકાર કરવાના ઇરાદાથી એદીનબરગથી થોડે દુર નીકલી ગયો હતો, ત્યાંથી પાછો ફરતાં દુરથી એક ઝુપડીની આગલ એક ખુબસુરત જવાન છોકરીની ઉપર તેની નજર પડી. આ નવજુવાન છોકરીની ઉમર સુમારે ૨૬ વરસની હતી. જો કે તેના લીબાસ ઉપરથી તે ગરીબ માબાપની છોકરી હોય એમ દીસતું હતું, પણ ખુબસુરતીમાં તે એક નાદર ગોહર હતું. આવી સોહામની શીકલની મનમોહન નાર જોઇ એદગર તેની ઉપર આશક પડીઓ. અરસપરસ વાતચીત કરતાં પેલી જવાન છોકરીને એદગરની રીતભાત અને ખુબસુરતી પસંદ પડી, અને ટુકમાં તેઓ એક બીજાંના આશક થયાં. વખત જતાં તેઓની પ્રીતી વધારે મજબુત થતી ગઇ, અને તેમની છુપી મુલાકાતો દરરોજ ચાલુ રહી.

આ નવજુવાન છોકરી એક ગરીબ આબરૂદાર માબાપની બેટી હતી અને તેનું નાંમ **જુલીઆ લાકરબી** ( વાંચનારને ઇયાદ હશે કે જે જુલીઆ લાકરબીને મરનાર અમીરજાદી મારગરેટે પોતાની નોકરીમાં રાખી હતી તે એજ હતી.) હતુ. આ આશક માશુકની મોહોબત ભરી મુલાકાતો વખત જતે વધારે મસતી ભરી થતી ગઇ, અને નીરદોશ જુલીઆ એદગરના પ્યારનો ભોગ થાઇ પડી.

પોતાની આવી હાલત થવા પછી ખુબસુરત જુલીઆએ એદગર સાથ લગન કરવાની માંગણી કીધી, અને એદગરે તે મોટી ખુશીથી કબુલ કરી લગન કરવાનો વચન આપીઓ. પણ તેવામાં એલનડેલ કેસલથી અમીર એલનડેલે પોતાના બંને બેટાઓ ઉપર એવો પેગાંમ મોકલાવીઓ કે, તેની તબીયત નાદરૂસત હોવાથી તેઓએ તુરતજ એલનડેલ કેસલ તરફ આવવું. પોતાના બાપનો આ પેગાંમ અને તેની તબીયતના બુરા સમાચાર સાંભલી તેઓએ તુરતજ કેસલ તરફ જવાની તઇઆરી કીધી. એદગરે ખુબસુરત જુલીઆની એક છેલ્લી મુલાકાત લીધી, અને કેસલથી પાછો ફરી તુરતજ તેને પોતાનો આપેલો વચંન પાલવાનો સધીઆરો આપી બંને આશક માશુક છુટાં પડીયાં.

ઇ૦ સ૦ ૧૪૭૦માં એદગર પોતાની વહાલી જુલીઆની છેલ્લી મુલાકાત લઇ પોતાના નહાના ભાઇ ફેરેડોકને લઇ એલનડેલ કેસલ પોતાના બાપ પાસ ગયો. દહાડા પાણીના રેલા માફક વહી ગયા. દીવસોના અઠવાડીઆં અને અઠવાડીઆંના મહીનાઓ વહી ગયા, પણ હજુ એદગરથી એદીનબરગ જવાઇ શકાયું નહી. પોતાની આવી વહાલી જુલીઆને આપેલાં વચંનમાં તે નીશફલ થવા લાગો અને તેથી કોઇબી રીતે તેણીને દીલાસો દેવાના ઇરાદાથી તેણીની ઉપર પેગાંમ મોકલાવવાનો એદગરે વીચાર કીધો. આવી રીતનું એક ખાંનગી કાંમ બજાવવા તેને પોતાના કેસલના કારભારી વીનટનને પોતાનો વીસવાસુ બનાવીયો. પોતાના માલેકનો માનીતો થાઇ પડવા વીનટને એ કાંમ ઘણીજ ખુશીથી પોતાને માથે લીધું અને ખબર લીધા

એડીનબરગ જઇ જુલીઆનું મકાન સોધી કહાડી, એડગરની ગેરહાજરી વીશે તેણીને મલી સરવે ખુલાસો કીધો. જુલીઆએ પોતાના આશકનો પેગાંમ સાંભલી ધીરજ ધરી. થોડા વખતના અરસામાં એલનડેલ કેસલ ખાતે અમીર એલનડેલ પોતાના બે બેટા એડગર અને કેરેડોકને મુકી મરણ પાંમીઆ. બાપના મરણ પછી મોટો છોકરો એડગર એલનડેલના ખેતાબનો વારસ થયો અને હવે તે અમીર એલનડેલ તરીકે ગણાવા લાગો.

પોતે અમીર એલનડેલ બનવા પછી એડગર પોતાના નહાના ભાઇ કેરેડોક સાથ એડીનબરગ ખાતે ગયો અને પાછો મોજ મજાહમાં પોતાનો વખત ગુજરવા લાગો. એજ વખતે તેને એડીનબરગના તવંગર અમીર સ્ટયર્ટનની ખુબસુરત બેટી મારગરેટ સાથ દોસતી થાઇ. એ દોસતી વખત જતે વધતી ગઇ. મારગરેટની દોસતીમાં પડવાથી અમીર એલનડેલ (એડગર) પોતાની એક વખતની અતી ખુબસુરત જુલીઆ લાકરબીને બીલકુલ ભુલી ગયો, અને તેણીને આપેલો વચન વીસારી દીધો. થોડા વખતના અરસામાં અમીર એલનડેલે (એડગરે) મારગરેટ સાથ પરણવાનું નક્કી કીધુ. પોતાના બાપના મુવા પછી એક વરસે મારગરેટ સાથ લગન કીધાં, અને એલનડેલ કેસલ ખાતે જઇ રહયાં.

અમીર એલનડેલ (એડગર)ના લગનની ખબર જુલીઆને કાંને પડતાં જ તેની નાસીપાસીનો પાર રહયો નહીં. પોતાની દામનનો નાશ કરનાર-પોતાની આબરૂને લુટનાર-પોતાના બેવફા અને બેવચની આશકની બેવફાઇની ખબર મલતાંજ તે બેહોશ થાઇ પડી. પોતાની લુટાયલી દામન અને પોતે ગુનેહગાર થાઇ ચુકીછે તે ખબર અંતે પોતીકા માબાપ આગલ તેણીએ જાહેર કીધી. તે ગરીબ પણ આબરૂદાર માબાપ પોતાની બેટીના આવા હાલની ખબર સાંભલી બેહદ દલગીર થયાં, અને પોતાની આબરૂને જે જખમ લાગો તેથી બંને જંન થોડા અઠવાડીઆંમાં એક એક પાછલ મરણ પામીઆં.

ગરીબ જુલીઆ ! ! પોતાની આવી દુર દશા થયલી જોઇ, તેણી પોતાનું ઝુપડું છોડી પોતીકા બેવફા આશકની સોધમાં નીકલી, અને એ રીતે એડગરને સોધી કહાડવા તેને એલનડેલ કેસલ તરફનો રસતો લીધો.

---

## પ્રકરણ ઓગનપચાસમું.

### ખીણમા ખુન.

જવાનીના પુર બહારમાં ખીલેલી જોબંનવંતી જુલીઆ સેવટે લાંમબી મુસાફરી અને બેહદ રંજ ખેચી પાઉપ્યાદી એલનડેલ કેસલ તરફ આવી પુગી. પણ કેસલમાં તે દાખલ કેમ થાઇ શકે? આવી પોતાની ભટકતી હાલતમાં એલનડેલ કેસલથી થોડે દુર આવેલાં એક દેવલના વડા ધરમગુરૂ સાથ તેણીની મુલાકાત થઇ. જુલીઆએ પોતાની જીંદગીનો હેવાલ અને પોતાના બેવફા આશકની વાત તે ધરમગુરૂને કહી સંભલાવી, પણ તે શખસ કોણ હતો અને કયાં રહેતો હતો તે તેણીએ જણાવયું

નહીં. ધરમગુરૂએ દેવળની પડાસમે આવેલું એક ઝુપડું જુલીઆને સવાધીન કરી તે મધે તેણીને રહેવા કહેયું. જુલીઆએ આ ધરમગુરૂની દરખાસત ઉપકાર સાથ કબુલ કીધી અને તે ઝુપડાંમાં પોતે રહેવા લાગી.

વખત જતાં વીનટનની અને જુલીઆની મુલાકાત આ જંગલમાં અચાનક થાઇ અને વોનટને એ ખબર પોતાના નવા માલેક અમીર એલનડેલ (એદગર)ને આપી. આ નવી ખબર સાંભલી એલનડેલ ગભરાટમાં પડયો, અને પોતાના પાપથી ડરી કોઇબી રીતે જુલીઆને મનાવવા વીનટન સાથ તેણીની મુલાકાત લેવા ગયો. એલનડેલ (એદગર)ને બાદ મુદતે જોતાજ જુલીયા પ્રેમની હાય મારી ભેટી પડી અને એલનડેલ પણ તે વખતે નવે સરથી જુલીઆને ચહાવા લાગો. જુલીઆને મોહોડેથી તેણીનાં મા બાપના મરણના સમાચાર સાંભલી એલનડેલ (એદગર) દલગીર થયો, અને પાછી તેણીને પોતાના આસરામાં લેવા કબુલ કીધું. જો કે પોતે પરણેલો હતો તેથી તે તેણીને પોતાના કેસલમાં રાખી નહીં શકતો હતો, તોપણ કેસલની પડોસમાં એક નહાનુ સુંદર ઝુપડું બંધાવી જુલીઆને ત્યાં રાખવાની તેણે માંગની કરી. જુલીઆએ એ માંગની કબુલ કીધી, સબબ તે એલનડેલ (એદગર)ને હજી ખરાં દીલથી ચહાતી હતી.

કેસલ પાસે બાંધેલાં ઝુપડાંમાં જુલીઆને લઇ જવાના ઇરાદાથી એક દહાડે એલનડેલ (એદગર) પોતાના કારભારી વીનટન સાથે તેણીના ઝુપડામાં દાખલ થયો. વીનટન ઝુપડાંની બહાર પોતાના માલેકનો ઘોડો તપાસવા ઉભો રહયો, તેવામાં પેલા ધરમગુરૂને જુલીઆની મુલાકાતે આવતો વીનટને દુરથી જોયો. ધરમગુરૂના આવવાની ખબર વીનટને તુરતજ એલનડેલને કીધી. પોતાને ધરમગુરૂ પીછાને અને તેથ સરવે વાતનો ભરમ ફુટી જાય તેથી એલનડેલે તુરતજ જુલીઆને પોતાની બગલમાં પકડી ઘોડેસવાર થાઇ કેસલ તરફ ઘોડાને દપટાવીયો.

પોતાના આસરા હેથલ રાખેલી એક નીરાધાર—બેચારી ઓરતને કોઇ ઘોડેસવાર લઇને નહાસી જાય છે એવું પેલા ધરમગુરૂએ દુરથી જોયું, તેવુંજ તેને પેલા સવારની પુઠે દોડવા માંડયું. રસતો ચહડાનવાલો હતો અને તેની એક બાજુ ઉંડી ખીણ હતી.

પોતાના માલેક એલનડેલની પુઠ પેલા ધરમગુરૂએ પકડી છે એવું જોઇ વીનટન ધરમગુરૂ પાછલ દોડીયો અને તુરતજ તેનો રસતો બંધ કરી વચમાં ઉભો. વીનટનને જોતાંજ પેલા ધરમગુરૂએ તેને પીછાનીઓ અને બોલીઓ "તારે શું તે નીરદોષ ઓરતની દાંમન લુટનાર અને બાનુખરાબ કરનાર તારો નવો માલેક એલનડેલ (એડગર) છે." એલનડેલનુ નાંમ સાંભલતાંજ વીનટન પુકારી ઉઠીઓ "શું તારે તેં તને પીછાનીઓ." "હા મે દુરથી તેને જોતાંજ પીછાનીઓ." પેલા ધરમગુરૂએ કહેયું. પેલી ભલી ઓરતે તેનું નાંમ છુપાવયું હતું, પણ આજે મે તેને મારી નજરે દીઠો."

આંખના પલકારામાં વીનટન પોતાના પાપી ઠેઠાવ ઉપર આવી ગયો. ધરમગુરૂએ તને તેમજ તેનાં માલેકને પીછાનીઆ છે અને તેથી હવે સરવે બાત જાહેરમાં

આવશે તેથી તેનો અટકાવ કરવા વીનટન ધરમગુરૂનાં આંગપર જોરાબંધ ધસી ગયો, અને એક જબરો આચકો મારી પેલી ઉંડી ખીણમાં તેને ગબડાવી દીધો. એક જચીસ !! અને તમાંમ શાંત થયું !!! વીનટને વાંકુ વલી જોયું તો પેલો ધરમગુરૂ ઉંડી ખીણનાં અંધારા ગારમાં નીરજીવ થઇ પડયો હતો. પાપી વીનટનના જીવને હવે ધીરજ આવી. તે સમજવા લાગો કે હવે આ ખીણ માહેલાં ખુનની વાત કોઇને ખબર પડનાર નથી. એવો વીચાર કરી જેવો તે પાછો ફરે છે તેવોજ તેને પોતાની પાછલ કોઇના હસવાનો અવાજ સાંભલીઓ.



## પ્રકરણ પચાસમું.

### બે બાલકનો બાપ—બે સોખ.

વીનટન આ અવાજ સાંભલી કાંપવા લાગો, અને તુરતજ તેની નજર અમીર એલનડેલ (એદગર)ના નહાના ભાઇ કેરેદોક ઉપર પડી. "મેં જોયું છે." કેરેદોક હસીને બોલયો. "સરવે કાંઇ જોયું છે. વીનટન, મારો મોટો ભાઇ એદગર એક નવ જુવાન ઓરતને ઘોડાપર લઇ નહાસી ગયો અને તેની પુઠ આ નીરદોશ ધરમગુરૂએ પકડી, અને તમો બંનોને તેને ઓલખીઆ તેથી તેં તારી અને તારા માલેકની શરમ ભરી ચાલની એબ ઢાંકવા તેં આ એક ખુન કીધું છે. હું કાંઇ તમારી પાછલ જાસુસ તરીકે નહીં હતો, હું તો શીકારે નીકલીઓ હતો. આહા! વીનટન, હવે તારી જીદગીજ મારા હાતમાં છે." આ સખુનો સાંભલી વીનટન બેમગજ થાઇ ગયો. નહી ધારેલી આફતમાં પોતાને ફસેલો જોઇ તે પોતાના માલેકને મનમાં સડેંકડો કદુવા દેવા લાગો "બીહી નાં. કાંપ ના." કેરેદોક બોલ્યો "આ તારા હાતથી થાએલાં ખુનની વાત હું કોઇને કહેનાર નથી. પણ સરવે બનાવથી મને જાહેર કર." વીનટને સરવે વાતથી કેરેદોકને જાણીતો કીધો. જુલીઆને તેનો મોટો ભાઇ ઉઠાવી ગયો તેનું કારણ ખુલાસાથી કહી સંભલાવીયું અને પોતાથી થાએલાં ખુન વીશેની વાત છુપાવવા અરજ કીધી. "બેફીકર રહે" કેરેદોકે કહયું. "હવે તુ કેસલ તરફ જા. મારા ભાઇને એ વીશે કાંઇ પણ કહેતો ના. લોકો એમજ જાણશે કે અચાનક બનાવથી ધરમગુરૂ ખીનમા પડી મુવોછે. પણ આ તારૂં જબુન પાપ હું છુપાડીશ તેના બદલામાં મારી મતલબ પરમાણે તને કરવું પડશે" વીનટને મોટી ખુશીથી કેરેદોકની સરત કબુલ કીધી, અને તેઓ બંને જંન છુટા પડીઆ.

પોતાના મોટા ભાઇની બુલંદ જાહોઝલાલી-ઇજત અને હોરમત જોઇ કેરેદોકના દીલમાં અદેખાઇનો બુરો આતશ સલગી ઉઠીઓ. કોઇબી રીતે પોતે પોતાના મોટા ભાઇની ઇજત હોરમત અને જાહોઝલાલીનો માલેક થાએ એવી તદબીર કરવાના વીચારમાં તે પડીઓ. એ તદબીરમાં ફાવવા તેને વીનટનને બેહદ જરની લાલચ આપી પોતાના ધારેલાં કાંમમાં શરીક કીધો. પોતાની પાપી મતલબમાં પાર પડવા તેને પોતાના સગા ભાઇ એલનડેલ (એદગર) ને મારી નખાવવાનો વીચાર કીધો, અને વીન

ટનની સાથ તે વીશે પટતી ગોઠવનો કરી પોતાના વડા ભાઇ એલનડેલ (એદગર)ની રજા લઇ પોતે લનદન મુસાફરી કરવા ગયો.

જુલીઆ લાકરબી કેસલની પડોસ માહેલા ઝુપડામાં અમનચમનથી રહેવા લાગી. મારગરેટને તેના વીશે કાંઇ પણ ખબર કે શક પડીઓ નહી, પણ તેથી ઉલટીજ રીતે અમીરજાદી મારગરેટ પોતાના ખાવીંદ એલનડેલ (એદગર) સાથ વારેઘડીએ જુલીઆની મુલાકાત લેવા લાગી. આ નવી થએલી ઓલખાનનો લાભ લઇ અમીર એલનડેલ(એદગરે) પાછી જુલીઆ સાથ છુપી મુલાકાતો લેવા માંડી, અને જુલીઆ ફરીથી પોતાના વહાલા આશક એલનડેલ (એદગર) ના પ્યારમાં પડી. અફસોસ ! ! આ પ્યારનું સેવટ-આ મુલાકાતનું પરીણાંમ બહુજ બુરૂ આવયું. જુલીઆએ પોતાની ભુલ જોઇ, અને હવે તે ભુલનો પસતાવો કરવા લાગી. પણ શું કામનો તે પસતાવો? તે પસતાવો બહુ મોડો હતો. જુલીઆ લાકરબી થોડા વખતમાં એક બાલકની માદર થનાર હતી. ! !

તેજ વખતે અમીરજાદી મારગરેટ પણ ગરભવંતી થાઇ. પોતાને ત્યાં પોતાની મોહોટી મીલકત અને ખેતાબનો એક હકદાર વારેસ થોડા વખતમાં પેદા થશે એવી ખબર મલતાંજ અમીર એલનડેલ (એદગર) ખુબ હરખમાં આવી ગયો. એવી રીતે થોડા વખતના અરસામાં એલનડેલ(એદગર) બે બાલકનો બાપ થનાર હતો. આ બે બાલકમાંનુ એક બાલક તેનું પોતાનું હતું. બીજુ બાલક તેના જુલીઆ લાકરબી સાથના છુપા-હરાંમ પ્યારનું પરીણાંમ હતું.

પોતાની આવી રીતની હાલત જોઇ જુલીઆ દુખી થવાને બદલે હસદથી ઉસકેરાવા લાગી. પોતે હવે પછી જે બાલકને જનમ આપનાર હતી તે બાલક એલનડેલને પેટનું હોવાથી એલનડેલની મીલકત અને ખેતાબનો તે વારેસ થવો જોઇએ, તેને બદલે રખડતું રહે અને મારગરેટનું ફરજંદ તેના હક ઉપર તડાપ મારે તેથી તે સ્ત્રીના દીલમાં હસદે ઘર કીધું.

અમીરજાદી મારગરેટની ગરભવંતી હાલતમાં તેણીની ખીદમત કરવાની ગોઠવનો કરવાની તઇયારી કેસલમાં ચાલી. ખાસ ફરમાસથી લંનડનથી જાણીતા તબીબોને બુલાવી મંગાવીઆ, અને જુલીઆ લાકરબી ઉપર મારગરેટનો ચહા હોવાથી પોતાની ખીદમતમાં રાખવાની મારગરેટે તેણીને દરખાસત કરી. જુલીઆએ તે કબુલ કીધું, અને પોતાનું ઝુપડું છોડી એલનડેલ કેસલમાં તે જઇ રહી. જુલીઆની ગરભવંતી હાલતથી વીનટન જાનીતો હતો પણ અમીરજાદી આગલ તેને ખોટી બનાવટ કરી કહયું કે જુલીઆનો ખાવીંદ તેનીને આવી હાલતમાં તજી ગયોછે, અને તેથી તે ખરેખર દયા અને મદદને લાયક થાઇ પડીછે. મારગરેટ તેનીનો આ હેવાલ સાંભલી જુલીઆને વધારે ચહાવા લાગી, અને એ રીતે એલનડેલની તદબીર અને વીનટનની મદદથી જુલીઆ લાકરબી સેવટે એલનડેલ કેસલમાં, પોતાના આગલા આશક એલનડેલ (એદગર)ની નજર આગલ આવી રહી. ગરીબ મારગરેટ! થોડુંજ તે જાણેછે કે જેને તેણીએ પોતાની ખીદમતમાં રાખીછે તે તેની પોતાની સોખ છે.

# પ્રકરણ એકાવણમું.

## ત્રણ ખુનો.

ઇ૦ સ૦ ૧૪૯૩ના જુલાઇ માસમાં જુલીઆ લાકરબીએ એલનડેલ કેસલમાં એક બેટાનો જનમ આપીઓ, અને ત્યાર પછી થોડા દીવસને આંતરે અમીરજાદી મારગરેટે પણ એક બેટાનો જનમ આપ્યો. મારગરેટના બેટાને તુરતજ જુલીઆને સવાધીન કીધો અને જુલીઆ પોતાના બાલક સાથ તેને પણ પોતાની છાતીનું દુધ ધ-વાડી ઉછેરવા લાગી.

જે દીનથી એલનડેલ (એદગર)ને ત્યાં બેટાનો જનમ થયો તે દીનથી એ-લનડેલ (એદગર) જુલીઆ તરફ ઘણીજ બેદરકારીથી જોવા લાગો. આવી રીતે એલનડેલની ચાલમાં ફરક પડેલો જોઇ જુલીઆ જે હસદના આતશથી જલ-તી હતી તેના દીલમાં કીનાનો આતશ એકાએક સલગી ઉઠીઓ. અને હવે તે પોતાના બેવફા આશક અને તેના પેલા હકદાર વારસ બંને ઉપર વેર લેવાનો વીચાર કરવા લાગી. અમીરજાદી મારગરેટ એક મહીનામાં બીલકુલ તનદરોસ્ત થાઇ ગઇ, અને ફરીથી એકવાર કેસલમાં સરવે સમાધાન થાઇ ગયું. એલનડેલને ત્યાં એક વારેસ પેદા થયો તેની ખુશાલીમાં પડોસમાં રહેતા એક અમીર ઇગલશામ જેને એલન ડેલ સાથ સારી દોસતી હતી તેને એક જયાફત આપી. આ જયાફતમાં હાજર રહેવા અમીર એલનડેલ તથા બાંનુ મારગરેટને અમીર ઇગલશોમે પંદર દહાડા અગાઉથી ઇજન કીધું હતું. વીનટનને આ ખબર મલતાંજ તેને તેજ વખતે લનદન કેરેહોક, એલનડેલ (એદગર)ના નહાના ભાઇ ઉપર એ પેગાંમ મોકલાવીઓ. કેરેહોક જે પોતાના ભાઇના લોહીનો તરસીઓ થાઇ રહેલો હતો અને જે દરપલે પોતાના ભાઇને ઠાર કરી તેની જાહેઝલાલી છીનવી લેવા માંગતો હતો તે આ પેગાંમ સાંભલતાંજ ગરેશમ અને દેવન નાંમના બે ખુંનીઓને બેહદ જરની લાલચ આપી પોતાની મતલબ પરમાણે કામ કરાવવા એલનડેલ કેસલની પડોસમાં પોતાની સાથ લઇ આવી છુપાઇ બેઠો.

ઇગલશાંમ કેસલ તરફ જવાનો દીન આયો, અને અમીર એલનડેલ (એદગર) પોતાની માશુક મારગરેટને લઇ તે તરફ જવાની તઇઆરી કરવા લાગો. મારગરેટે પોતાનાં બાલકને જુલીઆને સવાધીન કીધું, અને પોતે પોતાના રસાલા સમેત ઇગલ શોમ કેસલ તરફ નીકલી ગયાં.

આવો એકાંત અને નરસા વખત જોઇ ચંડાલ વીનટન જુલીઆ પાસ ગયો, અને તેણીને કહયું. "કીનો લેવાનો તારો આ વખત છે." જુલીઆ જે હસદથી જલતી હતી અને કીનો લેવા ઉછલી રહી હતી તે બોલી ઉઠી. "હું રાજી છું. મારી દાંમનનું ખુન કરનારપર હું કીનો લેવા માંગું છું." "ત્યારે સાંભલ" વીનટને ધીમે અવાજે કહયું. "તારો આશક અમીર એલનડેલ (એદગર) અને તારી સોખ બાંનુ મારગરેટ બંને આજે રાતના મારીઆં જશે. તારે તુંજ કહે કે આ તેમનું બાલક શા માટે જીવતું રહે?" બેશક "જુલીઆએ કહયુ. "તેમજ થવું જોઇએ. માબાપ જેના

મારીએ તેના બેટાને શા માટે જીવડાવીએ." વીનટને તુરતજ એક જંગલી જહેરી પાલો લાવી જુલીઆને આપીઓ. કીનામાં ઉછલ હછલ કરતી જુલીઆએ પોતાના આશક અને સોમ ઉપર વેર લેવાના ઇરાદાથી આ નીર્દોશ બાલકને પેલા જહેરી પાલાનો રસ દુધ સાથ મેલવી પાયો. થોડા વખતના અરસામાં એલનડેલ (એદગર)ના બાલક ઉપર પેલાં જહેરની અસર થાઇ અને તે અસરમાંથી તે નીરદોશ બાલકને તાંન થયુ. તબીબની મદદ લેવાની તેઓએ ખાલી ગડબડ કીધી, અને વખત જતે પેલું નીરદોશ બાલક મરણને કીનારે આવી લાગ્યું. વીનટને પેલાં બાલકના સમાચાર છેક સાંજ પછી ઇગલરોમ કેસલ તરફ મોકલાવીઆ, અને તુરતજ પોતે છુપી રીતે કેરેદોકને તેની છુપાવાની જગામાં જઇ સરવે હકીકત જાહેર કીધી.

પણ તેવામાં એક અજાએબ બનાવ બનીઓ. એલનડેલનું બાલક જે જહેરની અસરથી થએલાં તાનથી મરણની તઇઆરીપર હતું, તે એકાએક સાજું થતું ગયું, અને તેજ વખતે જુલીઆનુ બાલક જે બીલકુલ તનદરોસત હતુ તે તાંનના બુરા મરજનો ભોગ થાઇ પડીયુ અને બે કલાકના અરસામાં મરણ પાંમીયું. કેવો બનાવ ! એલનડેલનુ બાલક જે મરતુ હતું અને જેને જહેર પાયુ હતું, તે ખુદરતના બનાવથી તનદરોસત થાયું અને જુલીઆનું તનદરોસત બાલક મરણ પાંમીયું.

જુલીઆને વીજલીનો એક ઝટકો લાગો. તે તુરતજ સમજી ગઇ કે તેણીના ખુની કાંમને માટે ખુદાએ તેને ગેબી સજા કીધીછે અને ખુદરતે તેને પોતાની કરામત દેખાડીછે. એલનડેલના બાલકને આવી રીતે તનદરોસત થએલુ જોઇ, ચંડાલ વીનટને જુલીઆને ફરીથી પેલાં નીરદોસ બચ્ચાંને જહેર પાવાને સમજાવીયું, પણ જુલીઆએ તેજ વખતે એક બારીક ચીસ પાડી વીનટનના હાતમાંથી જહેરની શીસી ઝુટાવી ફેંકી દીધી અને બોલી "દુનીઆની દોલતને ખાતર પણ આ બાલકને હું મારવા દેનાર નથી. ખુદાનો એ બાલક ઉપર હાત છે, અને તેનેજ એને બચાવી લીધોછે." હું ખુશીછું. હુ ખુદાનો ઉપકાર માંનુંછું કે મારાં બાલકને તેને મારી નાખીયું. ઠીક થયું કે તે મરી ગયુ. તે જો જીવતે તો નામોસી અને બેશરમીનો બુરો ખેતાબ પોતાના નાંમ સાથ લઇ દુનીઆમાં ફરતે, અને પોતાની માદરના હરાંમ પ્યારથી પેદા થએલું ફરજંદ પોતાના ખરા બાપનાં દીદારથી બેનસીબ રહેતે." વીનટન આવો માંમલો જોઇ જુલીઆને સમજાવવા લાગો "ઠીકછે, ઠીકછે. ત્યારે આપણ આ બાલકને જીવતુંજ રાખીએ. તારૂં બચ્ચું મરી ગયુંછે તેને આપણ આ કેસલમાંજ ઘુમથાંમથી દફન કરશું અને એવું જાહેર કરશું કે અમીર એલનડેલ (અદગર)નું બાલક મરણ પાંમોયુંછે. એ વાત કોઇને ખબર પડનાર નથી. અમીર એલનડેલ અને બાંનુ માારગરેટ જીવતાં પાછાં કદીપણ ફરનાર નથી. તારૂં વેર વલી ચુકુ છે. તારી મતલબ પરમાણેજ થયુંછે. એલનડેલનો આ જીવતો વારસ કદીપણ તેના બાપનો ખેતાબ ધારણ કરી શકનાર નથી, તે તો તેના નહાના ભાઇ કેરેદોકને મલશે."

પોતાના બાલકનાં મરણના સમાચાર સાંભલતાંજ અમીર એલનડેલ પોતાની બાંનુ મારગરેટ સાથ તેજ વખતે મધરાતને સુમારે એલનડેલ કેસલ તરફ આવવા નીકલી

પડીઓ. રસાલો તેમની પાછલ પડીયો, અને પોતે બંને ધસારાબંધ આગલ નીકલી ગયાં. કેરેદોક જે ખામણા પોતાના ભાઇને ઠાર કરવા પેલા ખુનીઓ ગરેહામ અને દેવનને લઇ છુપાઇ બેઠા હતો તે એકાએક પોતાના ભાઇ અને તેની બાઇડી ઉપર ટુટી પડી ઘોડાપરથી ખેંચી નીચે પાડીવાં અને તેજ વખતે બંને જનના સીનામાં ખંજર ભોકી દીધો. આ બનાવ બનવાને ઘની પલ નહીં થાઇ તેટલાંજ રસાલેદારો પોતાના માલેકોની ચીસ સાંભલી તે જગાપર આવી લાગા.

કેરેદોક પોતાના સાથીઓ સમેત તેજ રાતના લનડન તરફ નહાસી ગયો, અને રસાલેદારો પોતાના માલેકોની લાસ લઇ એલનડેલ કેસલ તરફ ગયા, અને ત્યાં જતાં તેમને માલમ પડીયું કે અમીરના સીનામાં કોઇ ચંડાલની ખુની કટાર ભોકાય લી રહી ગઇ હતી.

અમીર એલનડેલ (એદગર) અને બાંનુ મારગરેટની લાસો એલનડેલ કેસલમાં દફનાવી, અને તેમની કબર પાસે જુલીઆ લાકરબીના બાલકને એલનડેલના બાલક ને નાંમે દફન વી કબર ઉપર ત્રન જુદાજુદા લેખો કોતરાવીઆ.

૧—અમીર એદગર એલનડેલ. પોતાની ૩૫ વરસની ભરજુવાનીના બહારમાં ચંડાલ લુટારાઓને હાતે બેજાંન થાયો. ઇ સ૦ ૧૪૯૩ માસ આગસ્ત.

૨.—બાંનુ મારગરેટ તે સ્કાતલંનડના અમીર સ્ને યદનની બેટી પોતાની ૨૮ વર સની ભરજુવાનીના બહારમાં પોતાના પ્યારા ખાવીંદ સાથ લુટારાઓને હાત બેજાન થાઇ. ઇ૦ સ૦ ૧૪૯૩ માસ આગસ્ત.

૩.—અમીર એદગર એલનડેલને સાચો વારસ તાંનના બુરા મરજથી દહોઠ મહી નાની ટુંક ઉમરમાં મરણ પાંમીઓ. ઇ૦ સ૦ ૧૪૯૩ માસ આગસ્ત.

---

## પ્રકરણ બાવનમું.

### મરતાં ઊગરેલા બે જીવો.

વીનટને હવે જગતને દેખાડવા પોતાના ઢોંગ સરૂ કીધા. ખુની કેરેદોક ઉપર આ ખબર તેને લનડન ખાતે મોકલાવી તેને આવી પોતાના ભાઇના વેરમાં તરેહવાર રમખાંન મચાવી દં, અને એ રીતે મરનાર એદગર એલનડેલનો કોઇપણ વારસ જીવતો નહી હોવાથી તેનો નહાનો ભાઇ તેની માલમીલકત અને ખેતાબનો વારસ થયો, અને હવે કેરેદોક, અમીર એલનડેલનાં નામથી ઓલખાવા લાગો.

મરનાર એલનડેલને દફન કીધા પછી જુલીઆ દરરોજ રાતના પોતાના મરનાર આશકના રૂહને અરધી રાતના પોતાના બીછાના આગલ આવી ઉભો રહેલો જોવા લાગી. આવી રીતનો મામલો જોઇ તેનીએ કેસલ છોડી જવાનો ઇરાદો વીનટનને જણાવીઓ, અને એ રીતે વીનટને તેણીને એક ઘોડો અને કેટલીક નાણાંની રકમ આપી પેલાં બાલક (એલનડેલના વારસ)ને સાથે લઇ જવા કહયું. જુલીઆએ હવે પોતાની મુસાફરી સરૂ કીધી, અને પોતાના મરનાર આશકના બાલકને લઇ ભટકવા નીકલી.

ત્રણ દીવસ સુધી તેણીએ મુસાફરી કીધી, પણ ચોથે દીવસે જંગલમાં કેટલાક લુટારાઓ તેણીને મલીઆ. જુલીઆને ખુબસુરત જોઇ તેઓએ તેણીનો ઘોડો, નાણાંની રકમ અને પેલાં બાલકને આંગે વીંટાલેલી કીમતી શાલ એ સરવે લુટી લીધું. એટલુંજ નહી, પણ જુલીઆના આંગપરનો કેટલોક કીમતી પોશાક તેઓએ કહડાવી લઇ તેણીને અરધી નાગી હાલતમાં મુકી ત્યાંથી જતા રહેયા. આવી રીતનો પોતાનો હાલ જોઇ, જુલીઆ બેમગજ થાઇ ગઇ, અને પડોસમાં આવેલી એક નદીમાં પેલાં છોકરાં સમેત આપઘાત કરવાના ઇરાદાથી એકદંમ નખાવી દીધું. પેલા લુટારાઓએ તેણીને નદીમાં પડતી જોઇ બચાવવાનો ઇરાદો કીધો પણ પાણીનો જોશ તેણીને દુર ઘસડી ગયો અને તેથી તેઓએ તેના જીવવાની આસા છોડી ત્યાંથી ચાલવા માંડીયુ. ખુદરતના સંજોગે જુલીઆ ઉપર નદીની સાંમી બાજુ પરથી ખેડુતોની નજર પડતાંજ બાલક સમેત તેણીને બચાવી કીનારે લાવી હુશીઆર કીધી, અને એ રીતે તેઓએ બે મરતા જીવોને ઉગારીયા. આવી રીતની આફતો અને દુખના બોજથી જુલીઆના મગજની હાલત જરા બીગડતી ગઇ. જુલીઆએ પોતાની મુસાફરી પાછી એડીનબરગ તરફ સરૂ કીધી બેહદ મેહનત અને જહેમતે ભુખથી મરતી અને પ્યાસથી તવલતી ઉઘાડે પગે અને ખુલ્લે માથે ફાટેલાં કપડાં સાથ અરધી નાગી હાલતમાં જુલીઆં પેલાં નીરદોશ બાલકને લઇ સેવટે તે એડીનબરગ જઇ પુગી.

પ્રીય વાંચનાર, એંજ ઠેકાણેથી મારી વારતાની સરૂઆત થાયછે. આ વારતાના પહેલાં પ્રકરણમાં જે એક ઓરત પોતાના હાથમાં એક બાલક સાથ દેખાવ દે છે તે જુલીઆ લાકરબીછે. તેણીજ પેલાં બાલકને અમીર ગલેનગીલના મકાનમાં મુકી એકદમ નહાસી ગઇ હતી અને તે બાલક કોઇજ નહી પણ એલનડેલનો સાચો વારસ હતો. તે દીવસે ગલેનગીલ નેકીના પવીતર ગાંઠથી પોતાની માશુક સાથ જોડાયો હતો. ગલેનગીલે આ અચબુચ મલેલાં બાલકને પાલીપોસી મોટું કીધુ, અને તેનું નામ "કેનેથ" રાખીયું.

---

## પ્રકરણ તેપનમું.

### મેકઆલપીનોનું મરણ.

ધનદબ્રુ અને એથ એલનડેલને સુલી ચહડાવી પોતાના અરધી દજન સરદારો સાથ રાતોરાત નહાસી ગયા. પણ નહાસીને કહાં જાય. પોતાના મેકઆલપીન કેસલમાં તેઓથી જવાય તેમ નહીં હતું, સબબ કેનેથ તે કેસલ ઉપર ઘેરો નાખનાર હતો. તેઓએ નહાસીને લનડન જવાનો વીચાર કીધો. રાત પુરી થાય તે આગમજ જીવ લઇ નહાસવા માંડીયુ, અને સહવાર પડતા લગભગ પંદર માઇલની મુસાફરી કીધી.

મુસાફરી સહવાર પડતાં ઉંચી ટેકડી ઉપર સરૂ થાઇ. રસતો સાંકડો હતો, અને તેથી એકએકની પાછલ એકને પોતાનો ઘોડો ચલાવવો પડતો હતો, સબબ બીજી બા-

જુપર એક ઉંડી ખીન આવેલી હતી. ઇનદલ્ફ સરવેથી આગલ હરોલમાં ચાલતો હતો તેવામાં તેને પોતા પાછલ એક ચીસ સંભલાઇ. પાછું ફરી તેને જોયું તો પોતાના ભાઇ એથને ઘોડા સાથ ખીનમાં ગબડી પડતો જોયો. ઇનદલ્ફ આ દેખાવ જોઇ સ્તબ્ધ થઇ ગયો. ઘોડાપરથી ઉતરી પડી તેને ખીનમાં નજર કીધી તો પોતાના ભાઇને તેને બેજાન થાઇ ખીનમાં પડેલો દીઠો. તે ઘણેવારે ધીમે અવાજે બોલવા લાગો "તે મુવો. આખર મુવો !! મારા ભાઇ !! આખર તું મુવો ? જેવી ઘાટકી તારી હીમત હતી તેવીજ ઘાટકી તારી કજા હશે, એવું હું નહીં જાણતો હતો. મારી ગોડમા બેસી લાડ કરનાર-મારી બાજુના જોર-મારી હીમતના થંભ-તારા જેવો બલવાંન-તારા જેવો ભલો ભાઇ હવે મને કહાં મલશે? મારા ભાઇ, તારી ખોટ મને કોણ પુરશે. એથ, આપણ સાથે હસતા સાથે ફરતા સાથે લડતા તો હવે સાથે કેમ નહી મરીએ?" ઇનદલ્ફ એમ બોલી તુરતજ ખીનમાં કુદી પડીઓ. જે ભાઇઓ જાહોજલાલી ભરેલા મેકઆલપીન કેસલમાં બેસી રાતદીન રંગરાગમાં મશગુલ રહેતા, જેઓ પોતાના જુલમથી આ પહાડી મુલકમાં દરેકને બેજાર કરતા, તેઓ આ સ્કાટલન્ડની એક ઉંડી ખીનમાં પડી મરણ પાંમીઆ, અને તેમની બહોલી મીલકત રાજને સવાધીન થઇ.

---

## પ્રકરણ ચોપનમું.

### કેનેથના જનમની કહાંણી.

કેરેદોક એવી રીતે એલનડેલનો ખેતાબ લઇ બેઠો. વીનટનને તેને પોતાના આ કામમાં શરીક કીધો, અને તેમના પાપી કરમોનો ભેદ જગતથી બીલકુલ છુપો રહેયો. તેને પોતાના ભાઇના કવખતના મોતની યાદગારીમાં એક સંગેમરમરનો મીનારો જે જગાપર તેનું ખુન થયું હતું ત્યાં ઉભો કીધો.

પણ કેરેદોક એલનડેલ કેસલમાં સુખ ચેનથી રહી શકીયો નહીં. તેના મરનાર ભાઇ અને તેની બાઇડીના રૂહ હર વખત તેની નજરે પડતાં. તેમની કબરમાંથી ઉંડી ચીસો મધરાતે તેને સંભલાતી-તેના મરનાર ભાઇ એદગરનું પહેડવાનું ફોલાડી બખતર તેની જગાપરથી કોઇ કોઇ વખત તુટી પડતું અને એ રીતે કેરેદોક તરેહવાર વહેમનો શીકાર થાઇ પડીઓ. વીનટનનો પણ તેવોજ બુરો હાલ હતો. આ બંને ખુની કસાઇઓ જાહેરમાં જેવા સાફ દેખાતા હતા તેથી બેહદ બદતર બાતેનમાં હઇડાંના મેલા બની ગયા હતા, અને અંતકરણના દંખથી રીબતા હતા.

પણ સરવે ફીકરો કરતાં કેરેદોકને એક ફીકર હમેશાં દંખતી હતી. તે ફીકર એલનડેલનો સાચો વારસ જેને જુલીઆ લઇ ભટકવા નીકલી હતી તે હતી. પણ સે તે ફીકર પણ નાબુદ થાઇ હતી. એક દીવસે વીનટન અને કેરેદોક, એલનડેલ કેસલ થોડે દુર ફરતા હતા તેટલાં તેમની નજર ત્રણ ઘોડેસવાર શખસો ઉપર પડી. કેરે આ ત્રન ઘોડેસવારોમાના એક જંનને પોતાના ઘોડાપર બેઠલો જોઇ અ થયો. વીનટને ખુલાસો કીધો કે એ ઘોડા જુલીઆને મુસાફરી કરવા તેને

પીઓ હતો. વધુ પુછપરછ કરતાં પેલા સવારોએ ખુલાસો કીધો કે તેઓએ એક ઓરત અને તેના હાત માહેલાં બાલકને લુટી લીધાં હતાં. તેઓએ પેલી શાલ જે તે બાલકના આંગપરથી લઈ લીધી હતી તે દેખાડી અને વધુ ખબર એવો આપી કે તે બાલક અને તે ઓરતને તેઓએ પોતાની નજરે નદીમાં ઘસડાઇ ડુબી મરતાં જોયાં. કેરેદો કે આ ખબર સતા ભરી રીતે ખરી માંની. એલનડેલ કેસલનો ખરો વારેસ અને પોતાનાં પાપી કરમનાં ભેદની જાણનાર (જુલીઆ) બંને આ દુનીઆથી ગુજરી ગયાંછે એમ વગર શકે તે માનવા લાગો. પોતાનો ભરંમ હવે વીનટન સીવાય બીજું કોઇ જાણતું નથી એમજ તે સમજવા લાગો. ગરેશમ અને દેવનને મોટી રકમ આપી તેઓના મોહોડાં તેને બંધ કીધાં હતાં.

પણ હઇડાંનાં દંખથી તે હમેશાં રીબતો હતો. વીચીતર દેખાવો-ભયંકાર સપના-બખતરનું પડવું ઇત્યાદી બનાવોથી તે બેજાર થાઇ એલનડેલ કેસલ વીનટનને સવાધીન કરી તે એદીનબરગ ખાતે જઇ રહયો. એદીનબરગમાં અમીર ગલેનગીલને ત્યાં જયારે તે જતો ત્યારે કેનેથને તે રમાડતો—હસાવતો-અને ખેલાવતો હતો, પણ થોડું તે, તે વખતે જાણતો હતો કે તેના ભાઇનો બેટો, તેના ખેતાબનો વારસ, આએ કેનેથ હતો.

જુલીઆ લાકરબી મગજથી બેમગજ થઇ. મોજ શોક છોડી તેણીએ ભટકતી જીંદગી એખતીઆર કીધી અને તેથી થોડા વખતમાં ભુખ, પ્યાસ, સુરજનો તાપ અને રખડવા તેણીનો ચહેરો એટલોતો બદલાઇ ગયો કે તેણીને કોઇપણ ઓલખી શકીયું નહી. પહાડના ગોફામાં રહી રાતની ઠંડી અને દીસનો તાપ ખમતાં તે શીખી. ભુખ અને પ્યાસની તે પરવા કરતી નહીં હતી, અને ઝાડી અને ઝરૂખામાં વસતાં, તે શહેરની વસતી અને રોનકને વીસરી ગઇ હતી. પોતાના આશકના રૂહને તે કોઇ કોઇવાર મધરાતે પેલા મીનારા આગલ પોતાની નજરે જોતી અને ગુનાહભરી પોતાની ચાલને માટે ગુઠનપર પડી હાથ મારી તેને ઇયાદ કરતી. એવી રોતની તેણીની જીંદગીથી અને બદલાઇ ગયલા હાલથી લોકો તેણીને "જંગલ માહેલી દાકણ"ને નામે ઓલખવા લાગા.

કેનેથ, એક માબાપ વગરનું બાલક એલનડેલ કેસલમાં ગલેનગીલ સાથ આવી રહેલો છે એવી ખબર મલતાંજ જુલીઆએ કેનેથને એલનડેલના વારેસ તરીકે પીછાંણી ા અને દરેક રીતે તેનો હક સાબીત કરવામાં તથા તેની ઉપર પડતી આફતોમાંથી તેને ાવવામાં તે તનમનથી મહેનત કરવા લાગી. તેણી જેબી કાંમ કરતી હતી તે કેનેથને ાવવાની મતલબથીજ કરતી હતી, અને મેકઆલપીનના બંદીખાંનાંમાંથી માલકમ છોડવવાની જે કોશેશ કરતાં તે પકડાઇ હતી તેની પણ મતલબ તેજ હતી.

એલનડેલની સાથ જયારે જંગલમાં એક વખત તેણીનો મીલાપ થયો હતો, ા તેણીને ઝાડીમાં જઇ એ..નડેલે પકડી હતી ત્યારે તેણીએ પોતાનું ખરૂં નાંમ કહયું હતું.* તે સાંભલતાંજ એલનડેલ બેભાન થયો. તેને પોતાનું ચેતાયું. જુલીઆ હજી જીવેછે ત્યારે બેશક એલનડેલનો ખરો વારસ પણ

---

*જુવો પ્રકરણ ૩૨ મું.

જીવતો હોવો જોઇએ. પેલા ચોરોએ કીધેલો ખુલાસો તે મોટો સમજવા લાગો, અને કેનેથને શકની નજરથી જોવા લાગો, સબબ કેનેથ જો એલનડેલનો ખરો હકદાર વારસ હોય નહીં તો જુલીઆ લાકરબી કદીપણ તેને માટે આટલી બધી જહેમત ઉઠાવે નહીં. તે કેનેથને પોતાનો દુશમન સમજવા લાગો અને પોતાના ભાઇનો ખરો બેટો છે એવું જાંણવા છતાં પોતાના રસતામાંથી દુર કરવાને માટેજ બીજીવાર તેને ફાંસી દેવા એલનડેલ કેસલના કંગુરાપર રાતોરાત તેને સુલી ઉભી કરાવી. પણ માણસ ધારે છે શુ અને ખુદા કરેછે શુ. કેનેથને માટે ઉભી કરાવેલી ફાંસી ઉપર તેને પોતાનેજ લટકવું પડીયૂં તે વાંચનારે જોઇ લીધું છે.

જુલીઆએ સરવે ભેદ કેનેથના જનમનો ખુલ્લો કીવો. ગરેશામે મરતી વખતે પોતે કરેલું ખુન કબુલ કીધું અને પોતાના નામનું ખંજર હજી એલનડેલ કેસલમાં પડેલું હશે એવો એકરાર કીધો. વીનટને પોતાના પાપનો પસતાવો ધરમગુરૂ પાસ મરતી વખતે કરી સરવે જાહેર કીધું અને એ રીતે કેનેથના જનમની કહાની જાહેર થવાથી તે તેના બાપનો ખરો વારેસ ઠરીઓ અને ખાલી કેનેથના નામથી ઓલખાતો જવાંન, દુખના પહાડની મોટી મુસાફરી કરી અંતે સુખના સીખરપર ચહડી અમીર એલનડેલ બનીયો.

કેનેથ અમીર એલનડેલ બનીયો. તેના કવખતે કપાઇ ગએલાં માબાપના ભટકતાં રૂહ તે દીનથી કેસલમાં દેખાવ દેતાં બંધ પડીયાં, અને તેમના રૂહ પોતાના હકદાર વારસને વાજબી ઇનસાફ મલીયાથી બહેસતમાં જંપી બેઠાં, અને એ રીતે કેનેથની દુખભરી જીંદગીનું સુખ ભરીયું સેવટ આયું, અને તે દીનથી એલનડેલ કેસલમાં ભટકતા પેલા બે હવાઇ આકારો (કેનેથના મા-બાપનાં રૂહ) એ પોતાની હવાઇ ફરી બંધ કીધી.

## સેવટ.

અમીર એલનડેલ (કેનેથ) પરીચહેર ઇવલીન સાથે
ડાયો, અને પોતીકી બાપીકી માલકત અને એલનડેલ
માલકમે અમીર લીનડઝેની બેટી સાથ
વડો પરધાંન નેમાયો. દનબાર પોતાના
ઇ પડીઓ. જયાહરે અમીર એલન
મારમર ગલેનગીલ કેસલમાં
અમીર એલનડેલ (કેને
લું અને જુરાએ

ના રમુજી કીસ્સાના મુંબઇનાં તેમજ બહારગામના હમારા સુજ્ઞ વાંચનારાઓ તેને સાધારણ **કેનેથ**ના નામથીજ ઓળખેછે.

કર અને જો. કેરેદોક એલનડેલે પોતાના સગા ભાઇને ઇજત અને પૈતાબના લોભપર લલચાઇ જખેહ કીધો પણ તેનું પાપ (ખુન) છુંપું રહયું નહી. ૨૭ વરસે અંતે તે જાહેર થયું અને તેની જીદગીના અરસામાં કરેલાં કરતુકની સજા સેવટે તેને કેવી રીતે મલી તે વાંચનારે જોઇ લીધું છે.

ઇનઠલ્ફ અને એથ પોતાની કરણીના ફલ ચાખી મુઆછે. માલકમને કેદ કરી તેઓએ એક નીરદોશને ખેજાન કરાવવાની જે કોશેશ કીધી હતી તેનો બદલો તેમને ખુદરતી રીતે મળ્યો છે તે વાંચનારે જોઇ લીધુ છે.

પાપી વીનટનને તેના હઇડાંનો દંખ બેજાર કરતો હતો. પોતાના માલેકોના ખુન અને નીમખહરામીનો બદલો તેને વાજબી રીતે મલીઓછે, અને પોતાની પશ્ચઃતાપી જીંદગીના દીવસો હાય અને અફસોસ કરી તથા રાતોદીન જંગલમાં ભટકી સેખુરે ફેજે મુવોછે.

જુલીઆ લાફરબી જેને વાંચનાર આ વારતામાં સેવટ સુધી દાકણના નામથી પીછાંનેછે તે બે વરસ વધારે જીવી મરણ પામી અને તેની લાસને સેન્ટ હેલીનાના દેવલમાં કેનેથે માન સાથ દફનાવીછે.

*           *           *           *           *           *           *

દુનીઆમાં એવા ઘણા કેનેથ અને ઘણા કેરેદોક વસેછે. આગલાઓ સખુરીનાં ...ી-નેકોના ખેરખાહ-ભલાના દોસ્ત અને બુરાંના દુશમન હોયછે. પાછલાઓ હસ...ેલા-લોખંડી જીગરના-કપટના કરનાર-ફરેબબાજ ફીતુરી હોયછે.

...ફ જેવાઓ સાથ ભલાઇ કરવી એ **કેનેથ** જેવાઓ સાથ બુરાઇ કીધા ... સાથ નેકી કરેવી તે નેકો સાથ બુરાઇ કીધા બરાબરછે. માણસનું ... દુશમનછે. અંતકરણનો દંખ રૂજવવો બહુ મુશકીલછે, ... કાંઇપેણ અસર કરતો નથી.

...ી વસાયલીછે. નેક અને બદ-ભલાં અને બુરાં ...રનારછે તે સરવેને પ્યારોછે. તે જીંદગી-...મોતના કરતાં વધારે બુરી બદના